'પ્રજાબંધુ' ના ગ્રાહકોને ૧૯૨૬ ની સાલની ભેટ

# સવિતાનું સાવિત્રીવ્રત

પ્રજાબંધુ ઑફીસ
ખાડીઆ, અમદાવાદ

# સવિતાનું સાવિત્રીવ્રત.

[ સુબોધક સાંસારિક નવલકથા ]

પ્રયોજક
**મણિલાલ જેઠાલાલ વ્યાસ**
જમાલપુર, સાળવીની પોળ—અમદાવાદ.

કંઈ સમજણમાં જોતું રોતું રહ્યું ઉર વાટડી,
મન નિરખતું વ્હાલા કેરો ઘડી ગમને ચડી:
કંઈ કંઈ ગયા પાસે આવી વૃથા વહી વાહને,
સ્વર પણ ઠગી હા ! હૈયાને અનેક ગયા અહે. !
ઉચિત સમયે સિદ્ધિ નિત્યે હશે યતી કાર્યની,
પણ ચપળતા ના વિશ્વાસે રહી શકતી કદી;
પ્રકૃતિ જનની પૂરે ઇચ્છા યદિ ઉર જન્મતાં,
અમર રસ તો ના એ ઉચો શકે વસી વિશ્વમાં.

“શૈવલિની”—બોટાદકર.

અમદાવાદ
ખાડિયા, જેઠાભાઈની પોળમાં આવેલા “પ્રજાબંધુ પ્રિન્ટીગ વર્કસ” માં
ચીમનલાલ મોહનલાલ મોદીએ છાપીને પ્રસિદ્ધ કર્યું.

વિક્રમ સંવત ૧૯૮૨. ઇ. સ. ૧૯૨૬.
આવૃત્તિ ૧ લી. પ્રત ૩૪૦૦.

મૂલ્ય રૂ. ૧ા

# અર્પણ.

जननी परमाराध्या जननी परमा गति ।
जननी देवता साक्षात् जननी परमो गुरुः ॥
कठोर-नियमेनास्मिन् जठरे धारयेत्तु वा ।
पोषयेत् स्तन्यदानेन किं तस्या प्रतिदानकम् ॥
ऋणानामपरेषां च विविधाः सन्ति निष्क्रियाः ।
जीवनेनापि निष्क्रेतु नो शक्यं जननी-ऋणम् ॥
या कर्त्री परिपात्री च जननी जीवनस्य नः ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥

**સ્વર્ગસ્થ પરમપૂજ્ય ગંગાસ્વરૂપ માતાજી !**

મારા પિતાજી મને નાની વયનો મૂકીને સ્વર્ગે સીધાવ્યા હતા, ત્યારપછી આપે મને ઉછેરીને મોટો કરવામાં તથા વિદ્યા ભણાવવામાં જે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો હતો, તેનુ સ્મરણ કરતાં ચક્ષુમાંથી અશ્રુબિંદુઓ સરી પડે છે. આપનાં અનેકવિધ ઋણોનો યતકિંચિત્ પણ બદલો હું વાળી શક્યો નથી; ફક્ત અશ્રુરૂપી જળ-ધારાવડે આપના પાદયુગલનું પ્રક્ષાલન કરીને તે પર આ મારી ક્ષુદ્ર કૃતિરૂપી પુષ્પ સમર્પિત કરીને સંતોષ માનું છું.

આપનો ચિરઋણી પુત્ર

**મણિલાલ.**

# 'પ્રજાબંધુ' ની ભેટો.

| પુસ્તકનું નામ. | | | ઈ. સ. | મૂલ્ય. |
|---|---|---|---|---|
| * અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ... | ... | ૧૯૧૦ | રૂા. ૧ |
| ધારાનગરીનો મુંજ | ... | ... | ૧૯૧૧ | રૂા. ૧ |
| * સિંધ ઉપર સ્વારી | ... | ... | ૧૯૧૨ | રૂા. ૧ |
| * સોમનાથનું શિવલિંગ | ... | ... | ૧૯૧૩ | રૂા. ૧ |
| * નિઝામશાહીનો વફાદાર વઝીર... | | ... | ૧૯૧૪ | રૂા. ૧ |
| * પાટણની પડતીનો પ્રારંભ | ... | . | ૧૯૧૫ | રૂા. ૧ |
| * વસઇનો ઘેરો ... | ... | ... | ૧૯૧૬ | રૂા. ૧ |
| ગુજરાતની ગર્જના | ... | ... | ૧૯૧૭ | રૂા. ૧ |
| * મહારાષ્ટ્રનું નૌકાબળ | ... | ... | ૧૯૧૮ | રૂા. ૧ |
| * રત્ન-મંદિર ... | ... | ... | ૧૯૧૯ | રૂા. ૧ |
| ભાગ્યશાળી અમરસિંહ | ... | ... | ૧૯૨૦ | રૂા. ૧ |
| કોન્સ્ટેન્ટિનોપલની કથા | ... | ... | ૧૯૨૧ | રૂા. ૧ |
| * સંભાજીનું રાજ્યારોહણ | . | ... | ૧૯૨૨ | રૂા. ૧ |
| * પુનરુત્થાન ... | ... | ... | ૧૯૨૩ | રૂા. ૧ |
| * સ્વતંત્રતાના સિદ્ધાન્તો | ... | ... | ૧૯૨૪ | રૂા. ૧ |
| * કુમારી કામન્દકી ... | ... | ... | ૧૯૨૫ | રૂા. ૧ |
| સવિતાનું સાવિત્રીવ્રત | ... | ... | ૧૯૨૬ | રૂા. ૧ |

* આ પુસ્તકોની થોડી થોડી પ્રતો સીલીક છે, તે 'પ્રજાબંધુ'ના ગ્રાહકોને દરેક રૂ. ૦-૧૨-૦ ની કીંમતે મળશે. બીજાઓને પૂરી કીંમતે મળશે.

'પ્રજાબંધુ' પત્રની ઑફીસ,

ખાડીયા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

હિંદુ સંસાર ઉપર કાળનાં અનેક તરંગો ફરી વળ્યાં છે. તરંગોનાં જૂદાં જૂદાં આક્રમણોમાં એ સંસારમાંથી કાંઇક કાંઇક ઘસડાઇ ગયું છે અને કાંઇક કાંઇક નવું વહી આવીને જામ્યું છે. સાગરના ભરતીકાળે જેમ દૂર દેશનાં પાણી પોતાના આંગણા સમીપેના સાગરોપકંઠે આવી અથડાય છે અને આંગણામાની સુવર્ણરેણુ કિંવા સીપોને ખેંચી જઇને દૂરદૂરનાં સીપ કે શંખલાને મૂકી જાય છે, તેમ હિંદુ સંસારસાગરના ઉપકંઠમાનું ઘણું ગયું છે અને ઘણું નવું આવીને જામ્યું છે. શું ગયું અને તેનું મૂલ્ય કેટલું હતું, તથા શું આવ્યું અને તેનું મૂલ્ય કેટલું છે તે ચર્ચવાનું અને બેઉની તુલના કરીને આપણે એકંદરે મેળવ્યું છે કે ગુમાવ્યું છે તેનો નિર્ણય કરવાનું આ સ્થળ નથી, પરન્તુ એટલું તો કહી શકાશે કે આવાં અનેક આક્રમણો થયા છતા હિંદુ સંસારમાંની પતિવ્રત અને પત્નીવ્રતની ભાવના તો હજી હિંદુ સંસારમંદિરના આંગણામાં જ વજ્રલેપ થઇને રહી છે. આ ભાવનાનું ચિત્રાલેખન આ નવલકથામાં કર્યું છે. તેમાં બે પ્રકારનાં બે યુગલો અર્પણ કરવામાં આવ્યાં છે અને ઉપર્યુક્ત ભાવનાના આલેખનમાં આ નવલકથા કેટલે અંશે સફળ થઇ છે તે જોવાનું કાર્ય સુજ્ઞ વાચકોનું છે.

શ્રી. સુરેંદ્રનાથ રાયની બંગાળી નવલકથા 'સ્મૃતિમંદિર' નો આ અનુવાદ છે. તેને ગુજરાતી સંસારને લાગુ પાડવાનો બનતો યત્ન લેખકે કર્યો છે અને મૂળ નવલકથામાંના દુઃખાન્તને સુખાન્તમાં ફેરવ્યો છે. ગુજરાતના વાચકોની રસવૃત્તિને અનુરૂપ આ નવલકથાની વસ્તુસંકલનાને બનાવવા માટે તે ફેરફાર કર્યો છે. આ રીતે 'સ્મૃતિમંદિર' નવલકથા મને મદદગાર બની છે તે માટે હું તેના લેખકનો પૂરો આભારી છું.

મન અને તનની નબળાઇના વખતમાં આ નવલકથા ઉતાવળે લખાઇ છે અને જો કાંઇ દૃષ્ટિદોષ રહ્યો હોય તો વાચકો ક્ષમા કરશે એવી આશા રાખું છું.

તા. ૨૫-૧-૧૯૨૬
જમાલપુર, સાળવીની પોળ.
અમદાવાદ.

**મણિલાલ જેઠાલાલ વ્યાસ.**

# અનુક્રમણિકા.





# સવિતાનું સાવિત્રીવ્રત.

## પ્રકરણ ૧ લું.

### સવિતાસુંદરી.

આજે સાવિત્રી–વ્રતનો પવિત્ર દિવસ છે. પૂર્વે સાવિત્રીદેવીએ આ વ્રતના પ્રભાવથી પોતાના મૃત્યુ પામેલા પતિને પુન પ્રાપ્ત કર્યા હતા. હિંદુ ધર્મમાં પતિવ્રતા સ્ત્રીઓને માટે સ્વામીની પૂજાનો આવો ઉત્તમ દિવસ બીજો એકે નથી સવિતાસુંદરી આજે સ્વામીની પૂજા કરવા માટે સર્વ સામગ્રી તૈયાર કરીને પોતાના સ્વામીના આગમનની રાહ જોઈ રહી છે લગ્ન થયા પછી બે વર્ષે પતિને ઘેર આવીને તેણે આ વ્રત ધારણ કરવાની ઇચ્છા કરી હતી પરંતુ તે વખતે તેની ઉમર માત્ર તેર વર્ષની હતી તેથી એટલી નાની ઉમરમાં તેને આ કઠીન વ્રત ધારણ કરવાની સઘળાએ ના કહી હતી, એટલા માટે તે વખતે તેણે આ વ્રત ધારણ કર્યું નહોતુ. પતિને ઘેર આવ્યાને બે વર્ષો વીતી ગયા પછી તેણે આ વ્રત ધારણ કર્યું હતુ. તેનો પતિ શિશિરચંદ્ર ગમે તે સ્થળે ગયો હોય અને ત્યા ગમે તેટલા અગત્યના કાર્યમા રોકાએલો હોય, તોપણ સાવિત્રી વ્રતના દિવસે તો તેણે પોતાનું બધુ કામ છોડીને અવશ્ય ઘેર આવવું જ જોઇએ, કારણકે શિશિરચંદ્ર જાણતો હતો કે વ્રત પુરૂં થઇ રહ્યા પછી તેના પગની પૂજા કર્યા વિના સવિતાસુંદરી કોઈ પણ રીતે પાણી પણ પીએ તેમ નથી.

અગીઆર વર્ષની ઉમરે સવિતાસુંદરીનું લગ્ન થયુ હતુ લગ્ન વખતે તેની સાસુ કે સસરો કોઈ જીવતુ ન હતુ, ફક્ત વસંતકુમાર નામે શિશિરચંદ્રનો એક નાનો ભાઇ હતો. એટલા માટે સવિતાસુંદરીની માતા સુહાસિનીની ઇચ્છા પોતાની કન્યાનું લગ્ન શિશિરચંદ્રની સાથે કરવાની ન હતી, પરંતુ સવિતાસુંદરીના પિતા રામમોહનરાયે યુવક શિશિરચંદ્રનું નિર્મળ ચરિત્ર, તેણે પ્રાપ્ત કરેલું ઉંચા પ્રકારનું શિક્ષણ અને

સાદું જીવન જોઇને પત્નીની ઇચ્છા ન હતી તોપણ સવિતાસુંદરીનું લગ્ન શિશિરચંદ્રની સાથે કર્યું હતું આ વર્ષમાં જ શિશિરચંદ્રે એમ. એ. ની પરીક્ષા પાસ કરીને ભૂતળવિદ્યામાં પ્રથમ સ્થાન મેળવ્યું, અને ગવર્મેન્ટ તરફથી એક મોટા પગારની જગ્યા તેને મળતી હતી, પરંતુ શિશિરચંદ્રે તે નોકરી સ્વીકારી નહિ. બાલ્યાવસ્થાથી જ નોકરી પ્રત્યે તેને તિરસ્કાર હતો. વિશ્વવિદ્યાલયનો અભ્યાસ પૂરો કરીને તેણે છોટા-નાગપુર, નાગપુર, મધ્યપ્રદેશ વગેરે અનેક સ્થળોએ જુદી જુદી જાતની માટીની પરીક્ષા કરીને ઉપયોગમાં આવે એવા ત્રણ સ્થળો પસંદ કરીને તે ત્રણે સ્થળેથી ખનિજ પદાર્થો કઢાવવાની રજા તે સ્થાનના સત્તાધિકારીઓ પાસેથી મેળવી. એ સિવાય એક મોટા પહાડમાંથી એક જાતના ઉપયોગી પત્થરા કઢાવવાની સત્તા પણ મેળવી. પત્થરા કઢાવવાનું કાર્ય પ્રથમ શરૂ કર્યું હતું.

પૈસા સબંધી ગરીબ સ્થિતિને લીધે પત્થરા કઢાવવામાં તેને બીજા કોઇ ગૃહસ્થ પાસેથી કરજ કરીને નાણાં લેવાની જરૂર પડી હતી એ વરસની અંદર શિશિરચંદ્રે તે કરજ વાળી દીધું અને ત્રીજે વરસે સુરતમાં એક મકાન ભાડે લઇને ભાઈ તથા પોતાની સ્ત્રીને સુરતમાં લાવીને રાખ્યા. એ પ્રમાણે પૈસા સબંધી શિશિરચંદ્રની સ્થિતિ સુધરતી જોઇને રામમોહનરાયે તેની નાની પુત્રી રમાસુંદરીનું લગ્ન શિશિરચંદ્રના નાના ભાઇ વસંતકુમારની સાથે કર્યું. રમાસુંદરીની ઉમર નાની હોવાથી હજી તે સાસરે આવતી જતી થઇ ન હતી. શિશિરચંદ્ર પૈસે ટકે સુખી હોવાથી ઘરની માણસનું સગપણ ધરાવતી કોઇ એક નિરાધાર વૃદ્ધ ડોશીને તેણે પોતાની ભેગી રાખી હતી.

દિવસે દિવસે લક્ષ્મીદેવીની કૃપા શિશિરચંદ્ર પ્રત્યે વધવા લાગી. પત્થરના ધંધામાં તેને વિશેષ લાભ થવા લાગ્યો. બીજે વર્ષે તેણે પ્રથમ નક્કી કરી રાખેલી ત્રણ ખાણોમાંની એક ખાણમાંથી ખનિજ પદાર્થ કઢાવવાના કાર્યનો આરંભ કર્યો. બે વર્ષ પછી તે કામમાંથી પણ શિશિરચંદ્રને સારો લાભ થવા લાગ્યો. એકાદ વર્ષ પછી તેણે બીજી ખાણનું કાર્ય પણ હાથમાં લીધું. ત્રણ વરસ સુધી સતત પ્રયાસ કરવાથી અને ઉપયોગ જેટલો ધનનો વ્યય કરવાથી શિશિરચંદ્રને બીજી ખાણમાંથી પણ પૈસાનો સારો લાભ થવા લાગ્યો. છ મહિનાની અંદર તો શિશિરચંદ્રની પાસે ધનનો સારો સંગ્રહ એકત્ર થયો. શિશિરચંદ્ર હવે સુરત-

માં પોતાનું ભવ્ય મકાન બંધાવીને ત્યાં રહેવા લાગ્યો. એ પ્રમાણે કમળા–લક્ષ્મી ચચળ હોવા છતાં **શિશિરચંદ્ર** પાસે બધાઇ પડી! પ્રેમમયી પતિપરાયણા **સવિતાસુંદરી** પત્ની, શરીરનું સારૂ આરોગ્ય અને લક્ષ્મીની લીલાલહેર, આ સવથી **શિશિરચંદ્ર** પોતાના દિવસો આનંદમાં અને સપૂર્ણ સુખમાં ગુજારવા લાગ્યો.

**સવિતાસુંદરીને** માત્ર એક દુઃખ એ હતુ કે તેને બિલકુલ સંતાન ન હતું. વ્રત નિયમ, દાનપુણ્ય, કવચધારણ વગેરે અનેક ઉપાયો કર્યા છતાં પણ જ્યારે આશા પૂર્ણ થઇ નહિ, ત્યારે **સવિતાસુંદરીએ** એક દિવસ **શિશિરચંદ્રને** પુનઃ લગ્ન કરવાનું કહ્યું. **શિશિરચંદ્રે** જવાબ આપ્યોઃ " **સવિતા**, જો ભાગ્યમા હોય, તો તને જ સંતાન થાય અને જો મારા ભાગ્યમાં સંતાન ન હોય, તો એક તો શું પણ પાંચ વાર લગ્ન કરૂ તોપણ થાય નહિ. તારા મુખેથી એ વાત સાંભળીને મારા મનમા બહુ કષ્ટ ઉત્પન્ન થાય છે. તું તારા મનમાં જરા પણ દુઃખ ન લગાડ, કારણકે સંતાન થવાં ન થવાં એ પરમાત્માની ઇચ્છા ઉપર છે." પતિને મુખેથી આવો પ્રત્યુત્તર સાંભળીને **સવિતાસુંદરી** ભવિષ્યમાં ફરીથી કોઇ વખત સ્વામીને બીજા લગ્નનો આગ્રહ કરવાની હિંમત કરી શકી નહિ.

**સવિતાસુંદરીની** ઉમર અત્યારે બાવીસ વર્ષની હતી. આ વર્ષમાં **શિશિરચંદ્રે** તેની બાકી રહેલી ત્રીજી ખાણના કાર્યનો આરભ કર્યો અને તે કાર્ય માટે તેને ઘણોખરો વખત તે સ્થળે રહીને વચ્ચે વચ્ચે ઘેર આવીને બીજા કેટલાક ઉપયોગી સ્થળો જોવા જવુ પડતુ. આ કારણથી આ વર્ષમાં **સવિતાસુંદરીની** સાથે **શિશિરચંદ્રને** એકી વખતે બે–ચાર દિવસથી વધારે ભેગા રહેવાનું બની શકતું નહિ. **સવિતાસુંદરીએ** એક દિવસ તેને કહ્યું: "સ્વામીનાથ! આટલો બધો પરિશ્રમ વેઠીને દેશદેશમાં રખડવાની શી જરૂર છે? ભગવાને આપણને જે આપ્યું છે, તે ઘણું છે; આટલો બધો પરિશ્રમ અને આટલુ બધું કષ્ટ કોને માટે વેઠો છો?"

**શિશિરચંદ્રે** જાણ્યું કે મોઢેથી પ્રકટ નહિ કરવા છતાં સંતાનને માટે **સવિતાનું** હૃદય અત્યંત દુઃખિત થાય છે. તેણે પત્નીને આદરપૂર્વક સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું: "તારે માટે **સવિતા**! તું સુખેથી રહી શકે એટલા માટે."

"મને શું દુઃખ છે? સ્વામી નાથ! મને તો માત્ર એટલું જ દુઃખ છે કે આખા વર્ષની અંદર એટલે વખતે પુરા પંદર દિવસ પણ હું તમારી સેવા કરી શકતી નથી. આ સંપત્તિ, આ પૈસો, આ પરિશ્રમ કોને માટે છે? તમે જે કર્યું છે, તે સંપૂર્ણ છે. મારા આ જીવનમાં મને કોઇ પણ પ્રકારની ત્રુટી રહેશે નહિ. તમે લક્ષ્મીને માટે હવે દોડા-દોડી કરો નહિ. ભગવાને ઘણુ આપ્યુ છે."

પત્નીને સાન્ત્વન આપીને શિશિરચંદ્ર બોલ્યો "સવિતા! હવે વધારે દિવસ આ કઠોર પરિશ્રમ કરવો પડશે નહિ. આ ત્રીજી ચાકિયા પ્રદેશમા આવેલી ખાણના કાર્યનો આરંભ થઇ ચુક્યો છે. થોડા જ દિવસની અંદર ખાણના કાર્યનો સઘળો બંદોબસ્ત થઇ જશે" ત્યારપછી મંદ હાસ્ય કરીને તે પુનઃ બોલ્યો "હવે વધારે દિવસ તારે વિરહ-દુઃખ સહન કરવું પડશે નહિ. સાત રાજાનુ ધન જેવુ જે આ માણેક (હું) થોડા જ દિવસમા પાછુ આવીને તારા આ ચીરને છેડે—" એમ બોલીને એકાએક શિશિરચંદ્ર પત્નીના ચીરનો છેડો તાણી લઇને પોતાને ગળે વીંટાળી દઇને બોલ્યો "આવી રીતે બંધાઇ જશે."

સવિતાસુંદરી મંદ હાસ્ય કરીને લજ્જાયુક્ત મુખે શિશિરચંદ્રની પાસે સરી આવીને બોલી "મારી ઇચ્છા પણ તેમજ બોલવાની હતી."

"તે શુ તું મોઢેથી બોલી છે? મનમાં મનમાં બોલી છે, કિન્તુ હું તારા મનના દરવાજામાં ડોકિયુ કરીને બધુ જાણી જઉં છુ."

સ્નેહપૂર્ણ હાસ્યયુક્ત વદને સવિતાસુંદરી બોલી "મનને વળી દરવાજો હોય?"

"હા, હોય, તે તુ જાણતી નથી? ન જાણતી હો, તો ચાલ તને દેખાડું." એમ કહીને શિશિરચંદ્ર પત્નીને પોતાની તદ્દન પાસે ખેંચી લઇને તેનો હાથ પોતાના હાથમાં પકડ્યો.

સવિતાસુંદરી પોતાનો હાથ પતિના હાથમાંથી જોર કરીને છોડા-વીને બોલીઃ "આમ શું કરો છો? ચારે બાજુ મનુષ્યો આવજા કરે છે તેનો જરા વિચાર તો કરો!—શરમ નથી આવતી?"

"ના, મને શરમ નથી આવતી." એમ કહીને શિશિરચંદ્ર પુનઃ સવિતાનો હાથ પકડવા જતો હતો, એટલામાં તે તે સ્થળેથી પલાયન કરી ગઇ.

કેટલાક દિવસ પછી શિશિરચંદ્ર ચાકિયા પ્રદેશમાં ખાણના કાર્યની

તપાસ કરવા ચાલ્યો ગયો. જતી વખતે સવિતાસુંદરી પતિના પગમાં મસ્તક નમાવીને બોલી: " સ્વામીનાથ ' સાવિત્રી–વ્રતની પહેલાં બે દિવસ અગાઉ પાછા જરૂર ઘેર પધારજો. "

" હા, જરૂર આવીશ. " એમ કહીને શિશિરચંદ્રે પત્નીની પાસેથી વિદાયગીરી લીધી.

સવિતાસુંદરી વારંવાર તેને પત્ર લખતી અને સાવિત્રી–વ્રતની પહેલાં બે દિવસ અગાઉ ઘેર આવવાનું ભૂલી ન જવા માટે વિનતિ કરતી. શિશિરચંદ્ર પણ પત્રના ઉત્તરમાં વ્રતની પહેલાં બે દિવસ અગાઉ જરૂર આવીશ એમ લખતો હતો. પરંતુ વ્રતની પહેલાં કેટલેક દિવસે શિશિરચંદ્રે સવિતાસુંદરીને લખ્યું કે. " એક અગત્યના કામને લીધે વ્રતની પહેલાં બે દિવસ અગાઉ મારાથી ઘેર આવવાનું બની શકશે નહિ કિન્તુ વ્રતને દિવસે પ્રાતઃકાળમાં હું જરૂર ઘેર આવી પહોંચીશ. "

આજે સાવિત્રી–વ્રતનો દિવસ હોવાથી સવિતાસુંદરી પ્રાતઃકાળમાં બહુ વહેલી ઉઠી શય્યાનો ત્યાગ કરી, દતધાવન, શૌચ તથા સ્નાન વગેરે ક્રિયામાંથી પરવારીને પતિને માટે ચા તૈયાર કરવા પાણી ચુલાપર મૂકીને તેમના આવવાની રાહ જોવા લાગી. ૭ વાગ્યાના મુબઇ મેઇલમાં પતિ જરૂર આવશે, એમ ધારીને ગાડી અગાઉથી સ્ટેશને મોકલી આપી. સાડા ૭ વાગ્યા એટલે ગાડી પાછી આવી. સવિતાસુંદરી ગાડીની રાહ જોતી રસ્તા તરફ જ જોઇ રહી હતી તે એકાએક બોલી ઉઠી: " આ શું ! ગાડી દરવાજામાં પ્રવેશ નહિ કરતાં સીધી તબેલા તરફ કેમ ગઇ ? શું તે આવ્યા નહિ ? કેમ આવ્યા નહિ હોય ? શું થયું હશે ? આજ પ્રાતઃકાળમાં તો જરૂર આવી પહોચવાનું તેમણે મને લખ્યું હતુંની ! કેમ આવ્યા નહિ ? "

એકાએક કોઇ નહિ ધારી શકાય એવી વિપત્તિની આશંકાથી સવિતાસુંદરીનું હૃદય એકદમ કંપી ઉઠ્યું. એટલામાં દાસીએ આવીને કહ્યું: " બહેન, શેઠ તો આવ્યા નહિ ! "

" હા, આવ્યા નહિ. જા, તું વસંતકુમારને એક વાર અહીં બોલાવી લાવ જોઉં. " દાસી ત્યાંથી ચાલી ગઇ કે તુરત જ એક ક્ષણની અંદર વસંતકુમાર સવિતાસુંદરીની પાસે આવીને બોલ્યો: " શું છે ભાભી ? "

" તમારા ભાઈ આ ગાડીમાં આવવાના હતા, કિન્તુ તે આવ્યા તો નહિ, હવે બીજી ગાડી ક્યારે આવશે ? " સવિતાસુંદરી શોકાતુર વદને બોલી.

"જોઇને કહું છું." એમ કહીને વસંતકુમાર એક ટાઇમ ટેબલ કાઢીને બોલ્યો: "એક ગાડી એક વાગે આવશે અને એક બીજી ગાડી સધ્યા સમયે બરાબર સાત વાગે આવશે. હું ધારૂ છું કે મારા ભાઇ એક વાગ્યાની ગાડીમાં જરૂર આવશે. મેઇલ ગાડીને ટાઇમે તે બરાબર સ્ટેશને પહોંચી શક્યા નહિ હોય."

"વારૂ, ત્યારે એક વાગ્યા પહેલાં ઘોડાગાડીને સ્ટેશનપર મોકલી આપજો" એમ કહીને સવિતાસુંદરી પોતાના ઓરડામાં જઇને પથારીમાં સૂઇ ગઇ. તેનું મન અત્યારે બહુ વિહ્વળ બની ગયુ હતું. તે મનમાં વિચાર કરવા લાગી: "તે કેમ આવ્યા નહિ હોય? તેમનુ શરીર તો સારૂ હશે કે? કોઇ પણ પ્રકારની બિમારી તો ઉત્પન્ન થઇ નહિ હોય ને? મારૂં મન આટલુ બધું વ્યાકુળ કેમ બની ગયું હશે?" એ પ્રમાણે અનેક પ્રકારની ચિન્તા કર્યા છતાં સવિતાસુંદરી તેના કારણનો નિર્ણય કરી શકી નહિ. પુન તે વિચાર કરવા લાગી. "હું નકામી ચિન્તા કરૂં છું. તે એક વાગ્યાની ગાડીમાં નક્કી આવશે. મેઇલ ગાડી વખતે તે સ્ટેશને પહોંચી શક્યા નહિ હોય અને તેથી જ તે સવારે આવી શક્યા નહિ હોય." સવિતાસુંદરી એ પ્રમાણે પોતાના મનનું સમાધાન કરવાનો બની શકે તેટલો પ્રયત્ન કરવા લાગી; કિન્તુ તેનું હૃદય તેથી શાન્ત નહિ થતાં થરથર કંપવા લાગ્યુ. જાણે તેના અન્તઃકરણમાં કોઇ એમ કહેતું હોય કે: "તારા સઘળા સુખનો હવે અંત આવી ગયો છે; તારો પતિ હવે આવશે નહિ."

સવિતાસુંદરીનું હૃદય ધ્રુજી ઉઠયુ. તેનું મન કોઇ આકસ્મિક ભયથી અત્યંત વ્યાકુળ બની ગયુ. એટલામાં શિશિરચંદ્રની માશી આવીને બોલી: "આજ વ્રતને દિવસે તમે આખો દિવસ સવારથી સૂઇ કેમ રહ્યાં છો?"

"માશીબા! મારૂં શરીર કોણ જાણે શાથી એટલું બધુ અશક્ત થઇ ગયું છે, કે હું ઉઠી શકતી નથી. ઘરની સઘળી વ્યવસ્થા તમે તમારી જાતે કરી લ્યો."

વૃદ્ધા હવે કશું બોલવાની હિંમત કરી શકી નહિ. ને ચાલી ગઇ. સવિતાસુંદરી પુનઃ વિચાર કરવા લાગી: "મારા સ્વામીનાથને અચાનક કોઈ પ્રકારની દુર્ઘટના તો આવી પડી નહિ હોય! તે અચાનક માંદા તો નહિ પડી ગયા હોય! કદાચ—" સવિતાસુંદરી હવે વધારે

વિચાર કરી શકી નહિ. તેનુ માથું એકદમ ભમવા લાગ્યું; તેથી તે પથારીમાં સૂઈ ગઇ, એટલામાં દાસી હાથમાં એક પત્ર સહિત ઓરડામાં પ્રવેશ કરીને બોલી: " બા, તમારા નામનો પત્ર છે. મુકુન્દરાયે મને આપ્યો. "

પત્ર ઉપરના હસ્તાક્ષર જોઇને સવિતાસુદરી પોતાના પતિનો પત્ર છે એમ જાણી જઇને પથારીમાંથી એકદમ ઉઠીને હીંડોળાખાટ ઉપર બેઠી. દાસીના હાથમાંથી પત્ર લઇને તે ફોડી જોતાં અંદરથી બે પત્રો નીકળ્યા. એક પત્ર તેના સ્વામીના હાથનો હતો અને બીજો પત્ર કોઈ બીજા મનુષ્યનો લખેલો હતો. સવિતાસુદરી સ્વામીનો પત્ર વાંચતાં વાંચતાં " અરે ! ભગવાન ! " એમ બોલીને ખાટ ઉપરથી એકાએક મૂર્છિત થઇને ધડાક દઇને ભોંય ઉપર પડી ગઇ ! પડવાનો અવાજ સાંભળીને માશીબા તથા દાસી સવિતાસુદરીના ઓરડામાં એકદમ દોડી આવ્યા. આવીને જુએ છે તો કપાઈ પડેલી વૃક્ષની ડાળીની માફક સવિતાસુદરીના દેહનો અર્ધભાગ જમીનપર અને અર્ધ ભાગ ત્યાં પાસે પડેલા લાકડાના એક મેજપર લટકી રહ્યો છે. તેના હાથમાં એક પત્ર છે અને કપાળમા લાકડાના મેજનો ખૂણો વાગવાથી એક મોટો ચારો પડેલો છે. તે વાગેલા સ્થળેથી લોહીની ધાર વહી રહી છે.

" નાના ભાઇ, નાના ભાઇ, જલદી અહીં આવો ! બા એકાએક મૂર્છિત થઇને પડી ગયાં છે ! " એમ બોલતી દાસી એકદમ બહાર આવીને બૂમો પાડવા લાગી. વસતકુમાર આ વખતે મુકુન્દરાયને બજારના કામકાજની યાદી લખાવતો હતો. દાસીની બૂમો સાંભળીને તે ઉતાવળે પગલે સવિતાસુદરીના ઓરડામાં આવી પહોંચ્યો. માશી તે વખતે સવિતાસુદરીના કપાળમાં વાગેલે સ્થળે મલમપટ્ટી લગાવીને વહેતું લોહી બધ કરવાનો તથા તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરતી હતી. વસંતકુમાર આવી પહોંચવાથી તેઓ ત્રણે જણાએ ઉચકીને સવિતા-સુંદરીને તેની પથારીમાં સૂવાડી. કેટલીક વારસુધી યોગ્ય ઉપચારો કરવાથી સવિતાસુંદરીને ભાન આવ્યું. તે આંખો ઉઘાડીને બોલી: " મારા કપાળમાં આટલી બધી વેદના શાથી થાય છે ? " તુરત જ તેના પતિના પત્રની વાત તેને યાદ આવી. તે પત્ર વાંચતાં વાંચતાં જાણે કોઈ ગુપ્ત વેદનાથી તેનું હૃદય એકાએક બંધ પડી ગયું હતું; ત્યારપછી શું થયું તેનું તેને અત્યારે સ્મરણ નથી. સવિતાસુંદરીની વાત સાંભળીને માશી બોલી: " તમે પત્ર વાંચતાં વાંચતાં ખાટ ઉપરથી નીચે પડી

ગયો હતાં અને આ મેજનો ખૂણો તમારા કપાળમાં વાગવાથી લોહીની ધાર વહેતી હતી." એટલું બોલીને માશી વસંતકુમાર તરફ જોઇને પુનઃ બોલી: "ભાઇ વસંત, દાક્તરને બોલાવવા જલદી કોઈ માણસને મોકલ."

તે સાંભળીને સવિતાસુંદરી બોલી: "ના, ના, માશીબા, દાક્તરને બોલાવવાની કશી જરૂર નથી. મારૂં માથું ભમતું હોવાથી હું એકાએક પડી ગઇ હતી, હવે થોડી વાર પથારીમાં સૂઈ રહુ એટલે સારૂં થઇ જશે. દાક્તરનું કશું કામ નથી."

"દાક્તરને બોલાવવા જલદી કોઈ માણસને મોકલો: કોણ જાણે આમાંથી શું થાય ? કપાળમાં મોટો ચીરો પડયો છે ! વસંતભાઇ, તમે બાનું કહેવું સાંભળશો નહિ, દાક્તરને જલદી બોલાવો."

એ પ્રમાણે દાસીનું કહેવુ સાંભળીને વસંતકુમાર સવિતાસુંદરી પ્રત્યે બોલ્યો: "દાક્તરને બોલાવવો છે ભાભી ?"

"ના ભાઈ, દાક્તરની કશી જરૂર નથી. તમે એક વાર અર્ધા કલાક પછી અહીં મારી પાસે આવજો." સવિતાસુંદરી ક્ષીણ કંઠે બોલી.

વસંતકુમાર ત્યાંથી ચાલી ગયા પછી માશી બોલી: "વહુ, દાક્તરને બોલાવવાની શામાટે ના કહી ? એકવાર દાક્તર આવીને તમારી તબિયત જોઈને અમને યોગ્ય સૂચના કરી જાય, તો પછી કાંઈ ઉપચાર કરવાની અમને સૂઝ પડેની."

સવિતાસુંદરીએ કહ્યું. "મને કંઇ થયુ નથી માશીબા, નકામા દાક્તરને શામાટે બોલાવવા જોઇએ ?"

"કોણ જાણે બાપુ, શિશિર ઘેર નથી તેથી અમને ભય લાગે છે."

"કશો ભય રાખવાની જરૂર નથી. તમે જાઓ; હું થોડી વાર સૂઇ રહીશ એટલે મને શાન્તિ થશે."

બધાં ત્યાંથી પ્રસ્થાન કરી ગયા પછી સવિતાસુંદરી પુનઃ પતિનો પત્ર વાંચવા લાગી:—

"સવિતા, તું જાણે છે કે કેટલાક દિવસ પહેલાં મને તારા પર વહેમ આવ્યો હતો. તે વખતે મારા મનમાં એમ થયું હતું કે તું હવે મારી સાથે રહેવામાં સુખ માનતી નથી, કિન્તુ તે વહેમને મેં મારા મનમાં તે વખતે સ્થાન આપ્યુ ન હતું. તે વખતે મેં એમ ધાર્યું હતું કે નકામો વહેમ મારા હૃદયમાં ભરાયો છે, તે મારે કાઢી નાંખવો જોઇએ.

પરંતુ હવે મારા જાણવામાં આવ્યું કે તે વખતનો મારો વહેમ ખોટો ન હતો. મારા હૃદયમાં અત્યારે થએલો કઠિન આઘાત હવે મારાથી સહન થઇ શકતો નથી. મારા સર્વ સુખનો હવે અંત આવી ગયો છે. હું હવે તારી પાસેથી સદાને માટે વિદાયગીરી માંગું છું. તારા સુખના માર્ગમાં કંટકરૂપે હું હવે તને ખુચવા માગતો નથી. તારી સાથે હવે આ જીવનમાં મારો કદિ મેળાપ થશે નહિ. હું તને આશીર્વાદ આપું છું કે તુ સુખી રહે.

" લી. શિશિરચંદ્ર."

પત્ર વાંચીને સવિતાસુંદરી વિચાર કરવા લાગી· " આનો અર્થ શો ? શેનો સંદેહ ? તેમણે આ શું લખ્યુ છે ? સ્વામીના મનને કોઇ પ્રકારની વ્યથા થાય એવું કાર્ય તો મે કદિ કર્યું નથી. એવુ કાર્ય કર્યાનું મને તો કશું સ્મરણમાં પણ નથી. ત્યારે વાદળાં વિના આ આ વજ્રાઘાત કેમ થયો ? શુ મે કાંઇ અપરાધ કર્યો છે ? મારા હૃદયના દેવ, મારા આ લોકનું અને પરલોકનું સર્વસ્વ કે જે મારા પતિ, તેમણે આવી રીતે કઠોર પત્ર શામાટે લખ્યો ? ! એકલા વહેમથી તે આવો પત્ર કદિ લખે નહિ. મારે તો મારા સ્વામી સિવાય આ જગતમાં બીજું કોઇ નથી. પતિને હું મારા હૃદયના દેવના ગણું છું, પતિને હૂ મારા દેહનો પ્રાણ ગણુ છું, પતિને જ હુ પ્રભુ ગણુ છું; તો પછી એમણે આવો પત્ર લખ્યો તેનું કારણ શુ ? "

એવી રીતે અનેક પ્રકારની ચિન્તા કર્યા છતાં સવિતાસુંદરી કાંઇ પણ નક્કી કરી શકી નહિ. એટલામાં એકાએક પતિના પત્રની સાથે એક બીજો પત્ર આવ્યો છે, એ વાતનું તેને સ્મરણ થયું. તે પત્ર તેની પથારીમાં જ પડ્યો હતો. સવિતાસુંદરી તે પત્ર હાથમાં લઇને વાંચવા લાગી:—

" પ્રતિપાલક—આશ્રયદાતા,

" આજસુધી આપનું લૂણ ખાધું છે અને હજી ખાઉં છું. ખરી વિપત્તિને સમયે આપે મારા પર દયા કરીને આપને ઘેર મને આશ્રય આપ્યો છે. તેના બદલામાં આપને આ કઠણ સમાચાર મારે આપવા પડે છે, એથી મને ઘણું દુઃખ ઉત્પન્ન થાય છે, કિન્તુ શું કરૂં ? નિરૂપાયથી લખવું પડે છે કે આપના આ વિશ્વાસઘાતક પિશાચ બાઇને આપે શામાટે તેની રજા ગાળવા અહીં ભેગો રાખ્યો છે ? તેનું મુખ

જોવાથી પણ પાપ ઉત્પન્ન થાય છે. તેને જેમ બને તેમ જલદી આપના ઘરમાંથી બહાર કાઢી મૂકો. તે રજાના દિવસો ગમે તે સ્થળે ગુજારે, પણ અહીંથી કાઢી મૂકો. લોકોમાં ભારે ચર્ચા ચાલી રહી છે. હું ધારૂં છુ કે આ કલંકની વાત થોડા જ સમયની અંદર સર્વત્ર ફેલાઈ જશે. આપ બુદ્ધિમાન અને વિચારવંત છો, તેથી આપને વધારે શું લખવું ? મારો અપરાધ ક્ષમા કરશો. આપની દયાના બદલામાં, આપના સરલ, ઉદાર અને સંદેહરહિત હૃદયમાં આવી રીતે વજ્રાઘાત કરતા મારા હૃદયમાં મને કેટલું બધું દુ:ખ ઉત્પન્ન થાય છે, તે અન્તર્યામી પ્રભુ સિવાય બીજું કોણ જાણી શકે તેમ છે ?

"લિ. આપનો આશ્રિત."

પત્રનો છેવટનો ભાગ ફાટી ગએલો છે, તેથી પત્ર લખનારનું નામ નથી.

"અરેરે ! કેવી સત્યાનાશની વાત ! આ પત્ર લખ્યો કોણે ? શું આ પત્ર લખનારનો મે કાંઇ અપરાધ કર્યો છે ? વસંત જે મારા નાના ભાઇ બરાબર છે, તેની સાથે મારા નામનું કલંક ! આ શો જુલમ ! જે બાબત વિષે હું બહુ જ સાવચેતી રાખું છું અને જેના કરતાં હું મરવું પણ વહાલું ગણું છું, તે બાબતનું જ મારે માથે કલંક ! મારે માથે આવું ખોટું કલંક નાખવા જેટલી નીચ વૃત્તિ કોઈ મનુષ્યમાં હશે, એમ હું સ્વપ્ને પણ ધારતી ન હતી. મારૂં આ સત્યાનાશ વાળનાર એ દુષ્ટ માણસ કોણ હશે ? મારા મુખમાં હળાહળ ઝેર ભેળવી દેવામાં તે પાપિષ્ટનો શો સ્વાર્થ હશે ? હવે શું થશે ? મારૂં આ કલંક કોણ દૂર કરશે ? મારા પતિ, મારા હૃદયદેવતા તો આ વાત સાચી માની બેઠા છે ! હે માતા ભગવતી, જગદંબા, હવે મારે શું કરવું તે મને કહી દે ! આ કલંક લાગ્યા પહેલાં મારૂં મૃત્યુ થયું નહિ કેમ ? હે માતા ભવાની, આથી મને પોતાને જેટલું દુ:ખ થાય છે, તેના કરતાં મારા પતિને હજારગણું વધારે દુ:ખ થતું હશે ! હવે મારે શું કરવું ! ?"

અત્યંત ભયંકર દુ:ખથી સવિતાસુંદરીનું હૃદય ભડભડ બળવા લાગ્યું, કિન્તુ તેની આંખોમાંથી અશ્રુનું એક બિંદુ પણ નીકળ્યું નહિ ! તેનું આ દુ:ખ અશ્રુના જળથી ધોવાયું નહિ.

અર્ધા કલાક પછી વસંતકુમાર આવીને સવિતાસુંદરીની મૂર્તિ જોઇને એકાએક ભય પામી ગયો ! તે સદા હસમુખી અને પ્રફુલ્લ મુખવાળી જગદ્ધાત્રીના મુખ ઉપર જાણે કે વિષાદની કાળી છાયા પ્રસરી

ગઈ હોય એમ તેને જણાયું. જાણે કે હવે તે હસ્યામથી પ્રસન્ન મુખવાળી સવિતાસુંદરી નથી, કિન્તુ જાણે શોકની કાળી મૂર્તિ હોય, એમ તેને લાગ્યું. સવિતા વસંતકુમારના હાથમાં બન્ને પત્રો આપીને શોકાતુર દૃષ્ટિએ તેની સામે જોઈ રહી. તેની એ દૃષ્ટિ વસંતને જોતી ન હતી. કિન્તુ એ દૃષ્ટિ જાણે તેને ભેદીને કોઈ અજાણ્યા પ્રદેશ તરફ દોડી જતી હોયની, એમ તેને લાગ્યું. વસંતકુમાર પ્રથમ શિશિરચંદ્રનો પત્ર અને પછી નનામો પત્ર વાંચીને " ભાભી ! આ શું !" એમ બોલીને જમીન પર બેસી ગયો ! ચક્ષુઓ મીંચાઈ ગઈ અને મુખ ઉપર પ્રસ્વેદનાં બિંદુઓ નીમી ગયાં !

સવિતાસુંદરી રૂદ્ધ કંઠે બોલી " ભાઈ! "

વસંતકુમાર કશું બોલી શક્યો નહિ. બે હાથે મોઢું ઢાંકીને જમીન-પર પડી રહ્યો. કેટલીક વાર પછી શુદ્ધિ આવવાથી મુખ ઉંચું કરીને સવિતાસુંદરી તરફ જોઈને તે બોલ્યો " હવે શું કરવું ભાભી ! ? "

" બાપાને તાર કરો. આજે ને આજે અહીં આવે એમ લખો અને માશીબાને કહો કે મારા પિતા આવ્યા પહેલાં મને કોઈ બોલાવે નહિ. "

વસંતકુમાર શોકાતુર હૃદયે તાર કરવા ચાલ્યો ગયો. સવિતા-સુંદરી ઉભી થઈને ઓરડાનું બારણું બંધ કરીને પુનઃ પથારીમાં સૂઈ ગઈ.

---

## પ્રકરણ ૨ જું.

### રામમોહનરાય.

સુરત જિલ્લામાં રંગપુર નામે ગામમાં રામમોહનરાય રહેતો હતો. તે સાધારણ ગૃહસ્થ હોવાથી ગુજરાનને માટે કશો ધંધો કરતો નહિ. બાપદાદા તરફથી મળેલી જમીનમાંથી અમુક રકમ ઉત્પન્ન થતી હતી તેમાંથી તેનો નિભાવ ચાલતો હતો. રામમોહનરાયને બે પુત્રીઓ અને એક પુત્ર એમ ત્રણ સંતાન હતાં. સૌથી મોટી સવિતાસુંદરી સાથે શિશિરચંદ્રનું અને મધ્યમ રમાસુંદરી સાથે વસંતકુમારનું લગ્ન થયું હતું. પુત્ર અક્ષયકુમાર સર્વથી નાનો હતો. તેની ઉમર લગભગ બાર વર્ષની હતી. રામમોહનરાયે સારા નસીબે થોડા ખર્ચમાં પોતાની બન્ને પુત્રીઓ સત્પાત્રના હાથમાં સમર્પણ કરી હતી, તેથી હવે તેને આ સંસારમાં કોઈ પ્રકારની ચિન્તા કરવાનું કારણ ન હતું. રામમોહનરાયની પત્ની

સુહાસિનીની ઇચ્છા પહેલાં સવિતાસુંદરીનું લગ્ન શિશિરચંદ્રની સાથે કરવાની ન હતી; કારણકે શિશિરચંદ્રના માતાપિતા ગુજરી ગએલાં હોવાથી સવિતાને કદાચ દુઃખ વેઠવું પડે; પરંતુ રામમોહનરાય પોતાની પત્નીની ઇચ્છા નહિ હોવા છતાં શિશિરચંદ્ર જેવા સત્પાત્રને કન્યાનું દાન કરીને પોતાની જાતને પોતે ધન્ય માનતો હતો. પાછળથી કન્યાને સુખી જોઇને સુહાસિની પણ મનમાં ઘણી રાજી થઈ હતી. રામમોહનરાય શિશિરચંદ્ર સાથે સવિતાનું લગ્ન કરવામાં વિરૂદ્ધ મત આપવા માટે સુહાસિનીની હવે કોઈ કોઇ વખત મશ્કરી કરતો હતો. તેના જવાબમાં તે કહેતી કે. "મારી પુત્રીના સારા ભાગ્યે સારો જમાઇ મળ્યો છે, નહિતો જે કુટુમ્બમાં કોઇ પણ સ્ત્રી ન હોય એવા ઘરમાં દીકરી કોણ આપે ? જાણી જોઇને કોઈ કુવામાં પડે ? તોપણ સઘળા સરખા હોતા નથી. જેનું જેવું ભાગ્ય તેને તેવું મળે છે." ગમે તેમ તોપણ પુત્રીને સુખમાં પડેલી જોઇને તે પણ મનમાં મનમાં ગર્વનો અનુભવ કરતી હતી.

સાવિત્રી-વ્રતને દિવસે સંધ્યાસમય પહેલા સવિતાસુંદરીનો નાનો ભાઈ અક્ષયકુમાર આવીને તેની માને કહેવા લાગ્યો "બા, તમે કહેતા હતા કે સાવિત્રી-વ્રતને દિવસે આપણે સુરત મોટી બહેનને ઘેર જઇશું."

સુહાસિની બોલી: "હા, જરૂર જઇશું."

અક્ષયકુમાર બોલ્યો: "ક્યારે જશો ? સાવિત્રી-વ્રત તો આજે જ છે."

"હેં ! આજ સાવિત્રી-વ્રત છે ? !" એકાએક ચમકી જઇને અક્ષયની માતા બોલી: "આજે જ સાવિત્રી-વ્રત છે ?"

અક્ષયકુમાર—"હા, આજે જ છે. ગુણવંતરાય કાકા મારા પિતાને આજે નિમંત્રણ આપી ગયા છે, તે તમે જાણતા નથી ?"

સુહાસિની—"ત્યારે હું તો તદ્દન ભૂલી જ ગઈ! હવે આજે સુરત શી રીતે પહોંચાય ? હાલમાં જવાનું બંધ રાખ, થોડા દિવસ પછી તારી મોટી બહેનને લઇને શિશિરચંદ્ર અહીં આવવાના છે, તે પાછા જ્યારે સુરત જાય, ત્યારે તું તેમની સાથે જજે."

અક્ષય—"તે વખતે શિશિરભાઇ તો મને સુરત લઇ જવાને ઘણો આગ્રહ કરશે અને તમે પણ જવાની રજા આપશો, પણ મારા બાપુ મને જવા નહિ દે તો ?"

સુહાસિની—" તું ગુજરાતી અભ્યાસ પૂરો કરી લે, પછી તને સુરત મોટી બ્હેન પાસે અંગ્રેજી ભણવા મોકલવો છે."

એટલામાં બહારથી કોઇએ બૂમ મારી: " ઘરમાં કોઇ છે કે ? રામમોહનરાયના નામનો તાર આવ્યો છે."

એ સાંભળીને સુહાસિની બોલી: " બેટા અક્ષયકુમાર, જા, તાર લઇ આવ જોઉં."

અક્ષયકુમાર માતાની આજ્ઞાની રાહ નહિ જોતાં એકદમ છલંગ મારીને આંગણું વટાવીને બહાર જતો રહ્યો. તારનું નામ સાંભળીને સુહાસિની અત્યન્ત ચિન્તા કરવા લાગી: " ક્યાંથી તાર આવ્યો ? કોણે કર્યો ? શા સમાચાર હશે ?"

એકાએક સવિતાસુંદરી, વસંતકુમાર અને શિશિરચંદ્રની વાત યાદ આવી. " શું તેઓમાંનું કોઇ બીમાર તો નહિ હોય ! " એ પ્રમાણે સુહાસિનીનું મન વહેમથી બહુ ઉદ્વિગ્ન થઇ ગયું. તે આતુરતાપૂર્વક અક્ષયકુમારના પાછા ફરવાની રાહ જોવા લાગી. થોડી વારમાં અક્ષયકુમાર છલંગો મારતો તાર લઇને પાછો આવી પહોંચ્યો. સુહાસિની બોલી: " ક્યાંથી તાર આવ્યો છે, ભાઇ ! ખોલીને વાંચ જોઉં."

માતાની આજ્ઞા મળવાથી અક્ષયકુમારે તાર ખોલ્યો, કિન્તુ અંગ્રેજી ભાષામાં લખેલો તાર તે વાંચી શક્યો નહિ. સુહાસિની તારના સમાચાર જાણવાને અત્યંત વ્યાકુળ થઇ ગઇ. તેણે અક્ષયને તેના પિતાને બોલાવી લાવવાનું કહ્યું. તે સાંભળીને અક્ષયકુમાર બોલ્યો: " ગુણવંતરાય કાકા હજી હમણાં જ તેમને ઘેર મારા પિતાને બોલાવી ગયા છે, તે શું આવવા દેશે ?"

" તારની વાત સાંભળીને તારા પિતા એકદમ દોડી આવશે. જા ઝટ દોડ જોઉં."

અક્ષયકુમાર પિતાને બોલાવવા એકદમ દોડી ગયો. સુહાસિની અત્યંત ઉદ્વિગ્ન ચિત્તે સ્વામીના આગમનની રાહ જોવા લાગી. રામમોહનરાય પુત્ર પાસેથી તારના સમાચાર સાંભળીને તુરત જ તેની સાથે ઘેર પાછો આવ્યો. ગુણવંતરાય પણ તારના સમાચાર સાંભળીને ચિન્તા કરવા લાગ્યો અને તે પણ તારમાં શું લખ્યું છે, તે જાણવા માટે રામમોહનરાયને ઘેર આવ્યો. રામમોહનરાય તાર વાંચીને બોલ્યો.

" ગુણવંતરાય ! મારે અત્યારે સુરત જવું પડશે. તમારા હરિદાસને અહીં જલદી મોકલો. "

ગુણવંતરાય બોલ્યો: " ભાઇ ! તારની અંદર શા સમાચાર લખ્યા છે ? સર્વે છે તો ક્ષેમકુશળ ને ! "

" તારમાં ખબર કશા લખ્યા નથી, તેથી કુશળ છે કે કેમ, તે શી રીતે જાણી શકાય ? તારમાં તો ફક્ત વસંતકુમારે લખ્યું છે કે, જલદી આવો, બહુ જરૂર છે. "

ગુણવંતરાય ચાલ્યા ગયા પછી ગૃહિણીએ પ્રશ્ન કર્યો " માત્ર જવાનું જ લખ્યું છે ? બીજું કાંઈ લખ્યું નથી ? તેઓ સર્વ કુશળ છેને ?

" કુશળ છે કે નહિ, તે શી રીતે જાણી શકાય ? વળી તારમાં ઝાઝી વાત લખી પણ શકાય નહિ. તું મારાં કપડાંલત્તાં અને પચીસ રૂપીઆ એક પોટલીમાં બાંધીને તૈયાર કર. અક્ષય, હરિકેનમાં તેલ અને દીવેટ છે કે નહિ, તેની તપાસ કર. જો ન હોય તો પૂરીને તૈયાર કર. " એમ કહીને રામમોહનરાય જવાની તૈયારી કરવા લાગ્યો.

એટલામાં સુહાસિની કપડાં વગેરે બાંધી લાવી અને બોલી: " અત્યારે સંધ્યાસમયે શી રીતે જશો ? માણેકપુર સ્ટેશન તો બહુ દૂર છે. "

" પગે ચાલતા જઇશું. જો અત્યારે ન જઉં, તો આજે ને આજે સુરત પહોંચી શકાય નહિ; કાલે પહોંચાય, કિન્તુ તારમાં મને આજે પહોંચવાનું લખ્યું છે. માણેકપુર સ્ટેશને લગભગ નવ–સાડાનવે પહોંચી જઇશું, ત્યાંથી રાત્રિના દસ વાગ્યાની ગાડી મળી શકશે, તે એક વાગે સુરત પહોંચાડશે. "

" પરંતુ તમારે ખાવાપીવાનું કેમ થશે ? " સુહાસિનીએ પૂછ્યું.

" રસ્તામાં કાંઇ નાસ્તો કરી લઇશું અથવા એક રાત્રી ન ખાઇએ તોપણ શું ? "

એટલામાં હરિદાસ આવી રામમોહનરાયને પ્રણામ કરીને બોલ્યો: " દાદા ! મને કેમ બોલાવ્યો ? "

હરિદાસને જોઇને રામમોહનરાય બોલ્યો: " ચાલ, તારે મારી સાથે માણેકપુર સ્ટેશને આવવાનું છે. "

" ક્યારે ? "

" ક્યારે શું, અત્યારે જ. હું રાત્રિની દસ વાગ્યાની ટ્રેનમાં સુરત

જવાનો છું. આ હરિકેન બત્તી હાથમાં લઇને મારી સાથે ચાલ."

"ઉભા રહો દાદા, એક લાકડી સાથે લેવા દો. રાત્રીને વખતે ખાલી હાથે રસ્તે ચાલવું સારૂં નહિ."

"બહારના ઓરડામાં લાકડી છે, તે જલદી લઈ આવ. ઢીલ કરીશ તો ગાડી મળી શકશે નહિ."

હરિદાસ લાકડી લેવા ગયો. સુહાસિની બોલી: "જઇને કાલે ને કાલે પત્ર લખજો. જો પરમ દિવસે અમને તમારો પત્ર નહિ મળે તો અમે બધાં સુરત આવીશુ."

"બહુ સારૂં." એમ કહીને રામમોહનરાય ચાલવાને તૈયાર થયો. એટલામાં હરિદાસ આવીને હરિકેન બત્તી હાથમાં લઇ "ચાલો દાદા" કહીને આગળ ચાલવા લાગ્યો. રામમોહનરાય પણ જગદંબાનું સ્મરણ કરીને તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. સુહાસિની પણ ભગવતી દેવીનું સ્મરણ કરતી કરતી તેમની પાછળ પાછળ દરવાજા સુધી ગઇ. રામમોહનરાય તથા હરિદાસ દૃષ્ટિમર્યાદાની બહાર ગયા એટલે તે અંદર પાછી આવી. એટલામાં રમાસુંદરી એકદમ દોડતી આવીને બોલી. "બા, શુ મારા પિતા સુરત ગયા ? ત્યાંના શા સમાચાર છે ?"

"સમાચાર તો કશા નથી પુત્રી ! વસંતકુમારે એમને બોલાવવાનો તાર કર્યો હતો."

"કાલે સવારે ગયા હોત તો, ન ચાલત ?" રમાસુંદરીની વાત સાંભળીને અક્ષયકુમાર બોલ્યો: "ના, ન ચાલત; તને એમાં શી ખબર પડે ? તારી બુદ્ધિ કેટલી ?"

રમાસુંદરી તથા અક્ષયકુમારને ઘણી વખત એ પ્રમાણે ઝગડો થતો હતો. અક્ષયકુમારનું એવું બોલવું સાંભળીને રમાસુંદરી ગુસ્સે થઇને બોલી: "તારામાં બહુ બુદ્ધિ છે તે જાણી; ભણવામાં તો ઘણો પાછળ છે !"

"તારો વર પ્રિવિયસ પાસ થયો છે, એટલે તને ગર્વ આવી ગયો છે કેમ ? જોજે ખરી, હું પણ તેના જેટલું ભણું છું કે નહિ ?"

સુહાસિની એ સાંભળીને ગુસ્સે થઇને બોલી: "હવે બહુ થયું, રાખો, ભાઇબહેન નકામું વાગ્યુદ્ધ કરો નહિ. ચાલો હવે ઘરમાં જઇએ."



## પ્રકરણ ૩ જું.

### પિતા–પુત્રી.

ટ્રેન આવવાની પહેલાં લગભગ અર્ધા કલાક પૂર્વે રામમોહનરાય માણેકપુર સ્ટેશને પહોંચી ગયો. હરિદાસને નાસ્તો કરવા માટે પૈસા આપીને રામમોહનરાયે ઓફીસમાં પ્રવેશ કર્યો. માણેકપુર સ્ટેશનનો નાઇટ સ્ટેશન માસ્તર જરા રૂક્ષ પ્રકૃતિનો હતો, તે રામમોહનરાયને ઓફીસમાં પ્રવેશ કરતો જોઇને બોલ્યોઃ " બહાર જાઓ. "

રામમોહનરાયે પૂછ્યુ. "સુરતની ગાડી આવવાને કેટલી વાર છે ? "

સ્ટેશન માસ્તર બોલ્યોઃ " ઘંટ વાગે ત્યારે તમારા જાણવામાં આવશે. "

આવા મિજાજી પ્રકૃતિના મનુષ્ય સાથે ઝાઝુ બોલવુ સારૂં નહિ, એમ ધારીને તે ઓફીસની બહાર આવ્યો. તે મુસાફરી કરવાથી અસત થાકી ગયો હતો, તેથી તેની ઇચ્છા ગાડી આવતાસુધી સ્ટેશનની વેઇટીંગ રૂમમાં વિશ્રાન્તિ લેવાની હતી; કિન્તુ સ્ટેશન માસ્તર સાથેના વ્યવહારથી તે ઇચ્છા દૂર થઈ ગઈ. તે બહાર આવીને ગાડીની રાહ જોવા લાગ્યો. કેટલીક વાર પછી સ્ટેશન માસ્તરે બૂમ મારીઃ " રામસિંહ ! "

દૂરથી રામસિંહે જવાબ આપ્યો· " કેમ શું છે ? "

" ગાડી છૂટી–ઘંટ વગાડ. " સ્ટેશન માસ્તરે કહ્યું.

એક ક્ષણ વારની અંદર રામસિંહે આવીને ટનટન્ અવાજથી ઘંટ વગાડયો. ટિકિટ માસ્તર એક નાની બારી ખોલીને બોલ્યોઃ " ટિકિટ, ટિકિટ, કોઇને ટિકિટ લેવી છે ? "

એ સાંભળીને કેટલાક મનુષ્યો ટિકિટ લેવા દોડયા. રામમોહનરાય પણ ટિકિટ ઓફીસમાં આવીને દસ રૂપીઆની એક નોટ માસ્તર સામે ફેંકીને બોલ્યોઃ " સુરત સેકન્ડ ક્લાસ. "

રામમોહનરાયને પુનઃ ઓફીસમાં આવેલો જોઇને ટિકિટ માસ્તર બહુ ગરમ થઈ ગયો હતો, પરતુ સેકન્ડ ક્લાસની ટિકિટની વાત સાંભળીને તે ઠંડો ગાર થઇ ગયો. બીજાને ટિકિટ આપવી બંધ કરીને રામમોહનરાયને તેણે પહેલી ટિકિટ આપી અને નમ્રતાથી બોલ્યો " આપની પાસે કાંઈ

સામાન લગેજ કરાવવાનો છે ? કોઈ માણુસની આપને જરૂર છે ?"

રામમોહનરાય એક સદ્ગૃહસ્થને છાજે તેવો યોગ્ય ઉત્તર આપી ટિકિટ લઇને બહાર આવ્યો. થોડી વારમાં ગાડી આવીને પ્લેટફાર્મ ઉપર ઊભી રહી. રામમોહનરાયે સેકન્ડ કલાસના એક ડબાનું બારણું ઉઘાડીને અંદર જોયું, તો ત્રણ ચાર પેસેન્જરો સૂઇ રહ્યાં હતાં. તે ડબો છોડીને જરા આગળ જતાં એક ખાલી ડબો જોવામાં આવ્યો. તેમાં તે ચડી ગયો. ચાલવાનો બિલકુલ અભ્યાસ નહિ હોવા છતાં ચાર ગાઉ સુધી પગે ચાલીને મુસાફરી કરી. વળી ઉમર પણ લગભગ પચાવન વર્ષની થઇ હતી; શરીર પણ સાધારણ રીતે ભારે હતું અને ધીમે ચાલવાથી કદાચ ગાડી મળી શકે નહિ એ બ્હીકથી ઘણી ઝડપથી મુસાફરી કરેલી હોવાથી તે અત્યંત થાકી ગયો હતો. ડબામાં બેસી જોડા કાઢીને બાંકડા ઉપર તે સૂઇ ગયો. પગે ફોલ્લા ઉપડી આવવાથી બહુ વેદના થતી હતી, તેથી બન્ને પગ બારી પર લટકતા રાખ્યા. બહારનો ઠંડો પવન પગને લાગવાથી વેદના કાંઇક ઓછી થઇ એટલે થોડી વારમાં જ તે ઉંઘી ગયો.

ગાડી સુરત સ્ટેશને પહોંચી એટલે મનુષ્યના ઘોંઘાટથી તે જાગી ઉઠ્યો. ઉઠીને બહાર નજર કરી તો સુરત સ્ટેશન જોવામાં આવ્યું. હવે નીચે ઉતરવું જોઇએ. રામમોહનરાય પગમાં જોડા પહેરવા લાગ્યો, પણ ફોલ્લા ઉપડી આવેલા હોવાથી બહુ વેદના થવા લાગી. સભ્યતાની ખાતર તે પહેર્યા વિના ચાલે પણ નહિ. તેથી પીડા સહન કરીને પણ પગમાં જોડા પહેરી ખોડંગતો ખોડંગતો ગાડીની નીચે ઉતર્યો. રામમોહનરાય ટિકિટ આપી બારણામાંથી બહાર નીકળ્યો કે તુરત જ શિશિરચંદ્રનો ચાકર સામો આવી સલામ કરીને બોલ્યો: "સાહેબ, ગાડી આ બાજુએ છે, ચાલો." એમ કહીને તેને ગાડી પાસે લેઈ ગયો.

વસંતકુમાર ગાડી સ્ટેશને રવાના કરીને દરવાજાની બહાર જ તેની રાહ જોતો ઊભો હતો. તે પાછી દરવાજા પાસે આવી એટલે વસંતકુમારે ગાડીનું બારણું ઉઘાડ્યું. રામમોહનરાય વસંતકુમારને જોઇને બોલ્યો: "કેમ બાપુ વસંતકુમાર! સમાચાર તો સારા છેને? શિશિર તથા સવિતા સારાં છે ને?"

"હા, આપ એક વાર ગાડીમાંથી નીચે ઉતરો, એટલે પછી બધા સમાચાર આપું." વસંતકુમારે જવાબ આપ્યો.

રામમોહનરાયે અત્યંત વ્યાકુળતાપૂર્વક ગાડીમાંથી નીચે ઉતરીને

**વસંતકુમાર**ની સાથે તેના વાંચવાના ઓરડામાં પ્રવેશ કર્યો. **વસંતકુમારે** તેના હાથમાં **શિશિરચંદ્રે** મોકલેલા બન્ને પત્રો મૂકીને કહ્યું: "મારી ભાભી આ પત્રો વાંચતા વાંચતાં ખાટ ઉપરથી એકાએક મૂર્ચ્છિત થઇને જમીનપર પડી ગયાં છે, અને મેજનો ખૂણો વાગવાથી કપાળમાં એક મોટો ચીરો થયો છે. તમને તારથી એકદમ બોલાવવાનું કહીને ઓરડાનું બારણું બંધ કરીને સવારનાં તે સૂઈ ગયાં છે. આખો દિવસ બિલકુલ ઓરડામાંથી બહાર જ નીકળ્યાં નથી. આપ જ્યાંસુધી ન આવો ત્યાંસુધી તેમને બોલાવવાની તેમણે ના કહી છે."

પત્ર વાંચીને **રામમોહનરાય** એકાએક સ્થંભિત બની ગયો ! ઘણી વાર સુધી વિચાર કરીને પછી બોલ્યો. "આ પત્ર કોણે લખ્યો છે ?"

**વસંતકુમારે** જવાબ આપ્યો "કોણે લખ્યો છે, તે જાણવામાં આવ્યું નથી, કારણકે લખનારનું નામ ફાટી ગયુ છે. એ પત્ર મારા ભાઇના પત્રની સાથે આવ્યો છે."

"ચાલો. મને **સવિતા**ની પાસે લેઇ જાઓ." એમ કહીને **રામમોહનરાય** પોતાના જોડા તે જ જગ્યાએ મૂકીને **વસંતકુમાર**ની સાથે **સવિતાસુંદરી**ના ઓરડા તરફ ચાલવા લાગ્યો. **સવિતા**ના ઓરડાનું બારણું અંદરથી બંધ કરેલુ હતું. **રામમોહનરાય** બારણું ખખડાવીને બોલ્યો: "બેટા **સવિતા** ! બારણું ઉઘાડ, હું આવ્યો છું."

પિતાનો કંઠસ્વર સાંભળીને **સવિતાસુંદરીએ** પથારીમાંથી ઉઠીને બારણું ઉઘાડ્યુ. ઓરડામાં અંધકાર જોઇને **વસંતકુમારે** એકદમ બત્તી સળગાવી. **સવિતા**ની મૂર્તિ જોઇને **રામમોહનરાય**ની આંખોમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. તેની કંચનના જેવી કાયા એક દિવસની અંદર કાળી શાહી બની ગઈ હતી, આંખો ઉંડી ઉતરી ગઈ હતી, અને મુખ તદન શુષ્ક તથા ફિક્કુ બની ગયું હતું.

પિતાને જોઇને **સવિતા** "બાપા !" કહીને તેના પગમાં પડી ગઇ. નિરાશાના અને હાહાકારના ઉચ્છ્વાસો **સવિતા**ના મુખમાંથી અગ્નિના તણખાની માફક બહાર નીકળવા લાગ્યા. એ જોઇને **રામમોહનરાય**નું હૃદય ચિરાઇ ગયું ! શું કહીને પુત્રીને સાન્ત્વના આપવી તે તેને સૂઝ્યુ નહિ. તે એક દીર્ઘ નિઃશ્વાસ બહાર કાઢીને **સવિતા**ના પગની પાસે જ જમીનપર બેસી ગયો. **વસંતકુમાર** શોકાતુર મુખે બારણા પાસે ઊભો રહ્યો. બહુ વાર પછી **સવિતા** બોલી: પિતાજી ! મેં તો કોઇ પ્રકારનો

અપરાધ કર્યો નથી, છતાં શાં પાપે આ શિક્ષા મળી ? "

સવિતાની આંખોમાંથી અશ્રુબિંદુ ટપકતાં નથી, સ્વરમાં મધુરતા પણ નથી; જાણે તે એક યંત્ર હોય તેમ તેના મુખમાંથી શબ્દો બહાર નીકળ્યા. રામમોહનરાય તેને આશ્વાસન આપીને બોલ્યો. " શોક કર નહિ પુત્રી ! હું કાલે જ ચાકિયા પ્રદેશમાં આવેલી ખાણ ઉપર જઇને શિશિરચંદ્રને મારી સાથે અહીં લેઈ આવીશ. તું ઉઠ, મોઢું ધોઈ નાખ અને આખા દિવસનો ઉપવાસ છે, તો કાંઇ ફળ વગેરેનો આહાર કર. "

" મને ભૂખ લાગી નથી, તેથી હું કશું ખાઇશ નહિ. અક્ષયબાબુ, રમા અને મારી બા એ સર્વે કુશળ છે ને બાપા ? "

" હા, બધાં કુશળ છે બેટા ! તેઓને માટે તારે કશી ચિન્તા કરવાની જરૂર નથી. મને આજે સંધ્યાસમયે તમારો તાર મળ્યો, તુરત જ પગે ચાલીને માણેકપુર સ્ટેશને આવીને દસ વાગ્યાની ગાડીમાં અહીં આવવા હું રવાના થયો. "

વસંતકુમાર—" ત્યારે હવે તમારે ખાવું છે ને ? "

રામમોહનરાય—" જ્યાંસુધી સવિતા ન ખાય, ત્યાંસુધી હું પણ ખાઇશ નહિ. "

રામમોહરાયનું એ પ્રમાણે બોલવું સાંભળીને સવિતાસુંદરી બોલીઃ " હું કશું ખાઈ શકીશ નહિ બાપા ! તમે ખાઈ લ્યો. "

રામમોહનરાયે જ્યાંસુધી સવિતા ખાય નહિ, ત્યાંસુધી ખાવાની હા કહી નહિ. છેવટે નિરૂપાયથી ફલાહાર કરવાની સવિતાએ હા કહી. રામમોહનરાયે વસંતકુમારને કહ્યું: " બાપુ વસંત ! અમો બન્ને જણાં માટે ખાવાના પદાર્થો અહીં લાવવાનું કહો. હું આજે મારી પુત્રીની સાથે બેસીને ખાઇશ. "

થોડી વારમાં બન્નેને માટે યોગ્ય પદાર્થો ત્યાં લાવવામાં આવ્યા, કિન્તુ સવિતાએ તો ફક્ત પાશેર દૂધ જ પીધું.

આજે સંધ્યાસમયથી માશી પુરોહિતના કામકાજમાં અત્યારસુધી રોકાઇ રહી હતી. તે હવે સઘળું કામ પરવારી રામમોહનરાય પાસે આવી કુશળ સમાચાર પૂછવા લાગી. પુરોહિતે સંધ્યાસમયે આવી પ્રથમ તો સવિતાસુંદરીને સાવિત્રી-વ્રતનું અનુષ્ઠાન કરવા માટે બોલાવી, કિન્તુ માશીએ કહ્યું: " તેમનું શરીર સારૂં નથી, તેથી તે પથારીમાંથી

ઉઠી શકશે નહિ. આપને જે જે વસ્તુઓ જોઇએ, તે મને કહો એટલે હાજર કરૂં.”

પુરોહિતે વ્રતમાં જોઇની સામગ્રી માશી પાસેથી મેળવી લઇ પૂજા –અર્ચના, કથા–વાર્તા વગેરે વેદોક્ત રીતે કરીને વ્રતની સમાપ્તિ કરી. વ્રત પૂરૂ કરી રહ્યા પછી ભોજન કરી યોગ્ય દક્ષિણા લઇને પુરોહિત ચાલતો થયો. નિમંત્રિત લોકો પણ પુરોહિતની સાથે ભોજન કરી મુખ-વાસ–તાંબુલ લઇને પોતપોતાને ઘેર ગયા. રામમોહનરાય જમી રહ્યા પછી વસંતકુમારની સાથે તેના વાચવાના ઓરડામાં ગયો થોડી વારમાં મુકુન્દરાય પણ ત્યાં આવી પહોચ્યો. રામમોહનરાયે શિશિરચંદ્રનો મોક-લેલો પત્ર મુકુન્દરાયના હાથમાં આપીને કહ્યું “ આ પત્રમાં લખેલા અક્ષર કોના છે, તે તમે ઓળખો છો ? ”

આંખે ચશ્મા ચડાવી પત્ર જોતાં જ મુકુન્દરાય બોલી ઉઠ્યો: “ આ અક્ષર તો રામનારાયણના હોય, એમ જણાય છે. ”

રામમોહનરાયે પ્રશ્ન કર્યો· “ રામનારાયણ વળી કોણ ?

વસંતકુમાર—“ રામનારાયણ કરીને એક સારો માણસ અહીં રહે છે. ”

રામમોહનરાય—“ આ અક્ષર એ રામનારાયણના જ છે કેમ ખરૂં કે મુકુન્દરાય ? ”

મુકુન્દરાય—“ હા, આ અક્ષર તેના હાથના જ હોય એમ મને લાગે છે. ”

રામમોહનરાય—“ તમારી પાસે રામનારાયણના અક્ષરનો એકે પત્ર છે ? ”

મુકુન્દરાય—“ હા છે, આજે જ તે એક ચીઠ્ઠી લખીને મને આપતો ગયો છે. ”

રામમોહનરાય—“ તે ચિઠ્ઠી એક વાર મારી પાસે લાવો જોઉં. ”

મુકુન્દરાય ચિઠ્ઠી લઇને આવ્યો એટલે રામમોહનરાયે બન્ને ચિઠ્ઠીઓ મેળવી જોઇ, તો બન્નેના હસ્તાક્ષર એક જાતના જણાયા; બિલકુલ તફાવત માલૂમ પડ્યો નહિ. રામમોહનરાયે મુકુન્દરાયને વિદાય કરીને બન્ને પત્રો વસંતકુમારના હાથમાં આપીને કહ્યું: “ ગયે વર્ષે જ્યારે રામનારાયણ તેનું દેવું પતાવી ન શક્યો, ત્યારે તે જેલમાં જવાની

તૈયારીમાં હતો; કિન્તુ શિશિરચંદ્રે પૈસા આપીને તેને કેદમાં જતો બચાવ્યો. મે તેને જોતાં જ કહ્યું હતું કે તેને ઘરમાં ભેગો રાખવાની શી જરૂર છે? તેના જવાબમાં શિશિરચંદ્રે જણાવ્યું હતું કે તે બહુ ગરીબ અને સારા માણસનો છોકરો છે, તેને ખાવાપીવાનું કશું સાધન નથી; તેથી તે અહીં રહીને આપણું કામકાજ કરશે અને બે વખત ભોજન લેશે. મેં ઘણો આગ્રહ કરીને કહ્યું હતું કે અજાણ્યા માણસને ઘરમાં ભેગો રાખવો એ સારૂં નહિ; જો તમારી ઇચ્છા હોય તો તેને દર મહિને અમુક પગાર આપીને જુદો રાખો, કિન્તુ શિશિરચંદ્રે મારી વાત ધ્યાનમાં નહિ લેતાં દૂધ પાઇને આ કાળો સાપ ઉછેર્યો."

વસંતકુમાર—"હવે શો ઉપાય કરવો, તેનો કાંઇ રસ્તો બતાવો છો?"

રામમોહનરાય—"તેને કાલે ને કાલે ઘરમાંથી બહાર કાઢી મૂકો."

વસંતકુમાર—"મારા કહેવાથી કદાચ તે નહિ જાય તો?"

રામમોહનરાય—"તે જતો રહે એવી વ્યવસ્થા હું તમને કરી આપીશ. અત્યારે હવે મને સૂવાની જગ્યા બતાવો અને તમે પણ સૂઈ જાઓ, કારણકે રાત્રિ લગભગ પૂરી થવા આવી છે."

બીજે દિવસે સવારે રામમોહનરાયે સવિતાસુંદરીને કહ્યું: "પુત્રી! તારી નિંદા કરીને શિશિરચંદ્રને આ પત્ર જેણે લખ્યો છે, તેનો પત્તો મળી ગયો છે."

સવિતાસુંદરીએ અધીરાઇથી પ્રશ્ન કર્યો: "કોણે લખ્યો છે બાપા?"

રામમોહનરાય—"આ તમારા આશ્રિત રામનારાયણે."

સવિતાસુંદરી—"અમારા રામનારાયણે? અમારા ઘરમાં રામનારાયણ કરીને એક ભલો માણસ રહે છે, તેણે?"

રામમોહનરાય—"હા, એણે લખ્યો છે."

સવિતાસુંદરી—"મે તેનો કશો અપરાધ કર્યો નથી, શામાટે તેણે આવું કામ કર્યું હશે?"

રામમોહનરાય—"તમારા ઉપકાર તથા તમારા લૂણનો આ બદલો આપ્યો! તેને હવે અહીંથી કાઢી મૂકવો પડશે."

સવિતાસુંદરી—"આપને જેમ યોગ્ય લાગે તેમ કરો."

રામમોહનરાય—"તમારૂં ઘર છે, તેથી તમે જ્યાંસુધી હુકમ ન કરો ત્યાંસુધી તે મારૂં કહેવું શી રીતે માને?"

સવિતાસુંદરી—" પરંતુ કદાચ—"

રામમોહનરાય સવિતાસુંદરીના મનનો ભાવ સમજી જઈને બોલ્યોઃ " કદાચ શિશિરચંદ્ર તને ઠપકો આપે, એવી તને બીક છે કે ?"

સવિતાસુંદરીએ કશો પ્રત્યુત્તર આપ્યો નહિ. રામમોહનરાય પુનઃ બોલ્યોઃ " તે માટે તારે ચિન્તા કરવાની કશી જરૂર નથી. હું શિશિરચંદ્રને કહીશ કે મેં તેને કાઢી મૂક્યો છે."

સવિતાસુંદરી—" ત્યારે દાસીની માર્ફત તેને અહીં બોલાવીએ."

રામમોહનરાય—" દાસીની માર્ફત તેને અહીં બોલાવવાની જરૂર નથી, કિન્તુ ભૂપાલસિંહને અહીં બોલાવીને તેને ઘરમાંથી અત્યારે ને અત્યારે કાઢી મૂકવાનો હુકમ કરવો, એ જ વધારે સારૂં છે."

સવિતાસુંદરી—"કિન્તુ હું જમાદારની સાથે વાત કરતી નથી, બાપા !"

રામમોહનરાય—" વાત કરવાની કશી જરૂર નથી. ફક્ત તારો અભિપ્રાય જમાદારના જાણવામાં આવે, એટલે બસ. તું દાસીની માર્ફત જમાદારને અહીં બોલાવ, એટલે હું તેમને કહીશ."

સવિતાસુંદરીએ જમાદારને બોલાવવા દાસીને મોકલી. જમાદાર ભૂપાલસિંહ લગભગ આઠ વર્ષથી શિશિરચંદ્રની નોકરી કરતો હતો. શિશિરચંદ્રે જ્યારે પ્રથમ પત્થરની ખાણના કામનો આરંભ કર્યો, ત્યારે નસીબ સંજોગે આવો સારો માણસ તેને મળી આવ્યો હતો. ભૂપાલસિંહનો મામો પોલિસમાં નોકરી કરતો હતો, તેણે ભૂપાલને પોલિસની નોકરી અપાવવા માટે તેના ગામથી બોલાવ્યો હતો, પરંતુ ભૂપાલસિંહના સારા ભાગ્યે કહો કે દુર્ભાગ્યે કહો, ભૂપાલ તેના મામાની પાસે પહોંચે તે પહેલાં તો તેનો મામો પરલોકવાસી થઇ ગયો. ભૂપાલસિંહ સુરતમાં આવીને અત્યન્ત વિપત્તિમાં પડ્યો. શિશિરચન્દ્રે તેની વાત સાંભળીને તેને પોતાની પાસે રાખ્યો. ભૂપાલસિંહ થોડું વાંચી લખી જાણતો હતો અને અત્યંત વિશ્વાસુ હતો એટલા માટે શિશિરચન્દ્રે જ્યારે સુરતમાં પોતાની માલીકીનું ઘર બંધાવ્યું, ત્યારે તેને ઘરનો જમાદાર બનાવી દીધો. ભૂપાલસિંહે પ્રથમ તો શિશિરચંદ્રની સાથે રહેવાની ઇચ્છા જણાવી, પરંતુ શિશિરચંદ્રે તેને કહ્યુંઃ " જમાદાર, તમારાં બા અહીં રહે છે, તેથી તેનું રક્ષણ કરવા માટે તમે અહીં રહો તો હું નિશ્ચિન્તપણે બહાર મુસાફરી કરૂં."

ભૂપાલસિંહે ઘણા હર્ષથી તે કામ માથે લીધું. ત્યારથી સવિતા-

સુંદરીના રક્ષકનું કામ કરવા માટે તે ઘેર જ રહેતો હતો.

શૌચ, દતધાવન અને સ્નાન વગેરે પ્રાતઃક્રિયામાંથી પરવારીને જમાદાર ખાટલા ઉપર બેસીને સવારનું ખાણું ખાતો હતો, એટલામાં દાસીએ આવીને કહ્યુ· " જમાદાર સાહેબ, તમને બા બોલાવે છે. "

ભૂપાલસિંહ આજ આઠ વરસથી શિશિરચંદ્રની નોકરી કરે છે, કિન્તુ એ સમય દરમિયાન કદિ પણ બાએ તેને બોલાવ્યો ન હતો. આજે એકાએક આ નવા સમાચાર સાંભળવાથી ચમકી જઇને તે બોલ્યોઃ " બા મને શા માટે બોલાવે છે ? હુ કશું સમજી શકતો નથી. "

— દાસી બોલી " બાના દાદા ત્યાં હાજર છે, તે તમને સમજણ પાડશે. "

મોટા લોકના ઘરની કાંઈ પણ ગુપ્ત વાત દાસી તથા ચાકરોથી છાની રહેતી નથી. ગમે તેવી ગુપ્ત વાત હોય, તોપણ તેઓ જાણી શકે છે. એ રીતે શિશિરચંદ્રે મોકલેલા પત્રની વાત દાસીના જાણવામાં આવી હોય, તો એમાં કાંઇ આશ્ચર્ય નથી. દાસી બોલીઃ " જમાદાર સાહેબ, શી હકીકત છે, તે તમે જાણો છો ? આ જે રામનારાયણ આપણા ઘરમાં રહેછેને, તેણે બા સાથે વસંતકુમારનો કલંકિત વ્યવહાર છે, એવો ખોટો પત્ર લખ્યો છે અને તેથી બાએ ગઇ કાલનું કશુ ખાધું નથી. તાર કરવાથી દાદા પણ આવી પહોંચ્યા છે. "

ભૂપાલસિંહ—" અરે પ્રભુ ! સાલો રામનારાયણ એવો બેઈમાન નીવડ્યો ! આવવા દો એને સાલાને, જુતો મારીને બહાર કાઢું. "

દાસી ભય પામીને બોલીઃ " ચૂપ, ચૂપ, જમાદાર સાહેબ, મારી પાસેથી એ વાત સાંભળી છે, એમ કોઇને કહેશો નહિ. "

ભૂપાલસિંહ—" ગભરાઓ નહિ. સઘળા સમાચાર મને મળશે. શેઠ મહિને ત્રીસ રૂપીઆ મને કાંઇ અમથા આપતા હશે ? બાનુ રક્ષણ કરવા માટે મને રાખ્યો છે. એ સાલા બેઇમાન રામનારાયણને બરાબર શિક્ષા કરૂ; તમે જાઓ, હું આવું છું. "

દાસી ચાલી ગઈ એટલે ભૂપાલસિંહે " હરિસિંહ " કરીને બૂમ મારી. તુરત જ હરિસિંહ આવીને જમાદારની સામે ઊભો રહ્યો. જમાદારે કહ્યુંઃ " હરિસિંહ ! તમે અહીં ઊભા રહો, રામનારાયણ જો આવે તો, તેને અંદર આવવા દેશો નહિ. "

"બહુ સારૂં" કહીને હરિસિંહ દરવાજામાં ઊભો રહ્યો. ભૂપાલસિંહ અંદર જઇને દાદર નીચે જોડા કાઢીને ઉપર ગયો અને "સલામ બા સાહેબ" કહીને હાથ જોડીને ઊભો રહ્યો.

સવિતાસુંદરી મધુર સ્વરે બોલીઃ "બાપા, જમાદારને કહો કે રામનારાયણને આપણા ઘરમાંથી રજા આપી દે."

"બહુ સારૂં બા." કહીને જમાદાર બે હાથે સલામ કરીને ત્રણ છલગે દાદર નીચે ઉતરી, જોડા પહેરીને દરવાજા તરફ ઉતાવળે પગલે ચાલ્યો ગયો.

એટલામાં રામનારાયણ આવી દરવાજામાં પ્રવેશ કરવા જતો હતો, તેને અટકાવીને હરિસિંહ બોલ્યો. "ઊભા રહો, અંદર જવાનો હુકમ નથી."

રામનારાયણ પ્રથમ તો આશ્ચર્ય પામી ગયો. તે આજસુધી શિશિરચંદ્રને ઘેર એક સદ્‌ગૃહસ્થની માફક સન્માનપૂર્વક રહ્યો હતો અને શિશિરચંદ્રના આગ્રહથી જ તે તેને ઘેર રહેવા આવ્યો હતો, તેને આજે એક દસ રૂપીઆનો મહિનાદાર ઘરમાં પ્રવેશ કરતો અટકાવે એ જોઇને રામનારાયણ ગુસ્સે થઇને બોલ્યોઃ "શું, તું બોલે છે?"

હરિસિંહ ઉચ્ચ સ્વરથી પુનઃ બોલ્યો. "હું શું બોલું છું, તેની સમજણ પડતી નથી? તમને અંદર જવાનો હુકમ નથી. બહાર ચાલ્યા જાઓ."

રામનારાયણ ઉગ્ર સ્વરથી બોલ્યોઃ "કોણે હુકમ કર્યો છે?"

"જમાદાર સાહેબે હુકમ કર્યો છે." એમ કહીને હરિસિંહ રામનારાયણની આડો ઊભો રહ્યો. જમાદાર પણ એટલામાં અંદરથી પાછો બહાર આવી પહોંચ્યો.

જમાદારને રામનારાયણે કહ્યુંઃ "કેમ જમાદાર સાહેબ, આવા પ્રકારનો હુકમ ચલાવવાનું ક્યારથી શરૂ કર્યું છે? આ તમારો જોડીદાર તો કહે છે કે અંદર જવાનો હુકમ નથી, શી હકીકત છે?"

રામનારાયણનું બોલવું સાંભળીને ભૂપાલસિંહ બોલ્યોઃ "વધારે વાત નહિ કરો. રામનારાયણ! ટૂંકામાં એટલું જ કહેવાનું કે હવેથી અહીં રહેવાનો તમને હુકમ નથી. તમારો સામાન જે કાંઈ હોય, તે લઇને અત્યારે જ ચાલ્યા જાઓ."

રામનારાયણ અત્યંત ગુસ્સો પ્રકટ કરી ઉચ્ચ સ્વરે બોલ્યોઃ "તારા

હુકમથી નહિ જાઉં, જેમણે મને આ ઘરની અંદર રાખ્યો છે, તે જ્યારે જવાનું કહેશે, ત્યારે જઇશ. તું એક ચાકરડો હુકમ ચલાવનાર કોણ?"

રામનારાયણના મુખમાંથી ઉપરના શબ્દો બહાર નીકળ્યા ન નીકળ્યા, એટલામાં તો હરિસિંહનો પ્રચંડ હાથ રામનારાયણના મુખ ઉપર પડયો. તે બોલ્યોઃ "વિચાર કરીને બોલો."

રામનારાયણના મુખમાંથી લોહી નીકળવા લાગ્યું.

ભૂપાલસિંહ બોલ્યો. "રામનારાયણ, ગરબડ ન કરો, તમારો સામાન જે કાંઈ હોય, તે લઇ જવા માંગતા હો, તો લઇ જાઓ, અને જો ન લઈ જવા માંગતા હો તો, ચાલ્યા જાઓ; પરન્તુ એટલું યાદ રાખજો કે પાછળથી જો કોઇ દિવસ તમે આ રસ્તામાં જોવામાં આવશો તો તમારી મુડી તોડી નાંખીશ." જમાદાર હરિસિંહ પ્રત્યે ફરીને બોલ્યોઃ "હરિસિંહ! જુઓ, રામનારાયણ તેમનો સામાન લઇ જવા ઇચ્છે તો તમે તેમની સાથે જ જાઓ. દસ મિનિટથી વધારે વિલમ્બ નહિ કરો." એમ કહીને ભૂપાલસિંહ દરવાજાના ઓટલા ઉપર ચડી જઇને ખાટલા ઉપર સઇ ગયો.

હરિસિંહે રામનારાયણને કહ્યું: "સામાન લેવો હોય તો ચાલો હું સાથે આવું છું અને ન લેવો હોય તો બહાર જાઓ."

રામનારાયણ દસ રૂપીઆના એક દરવાનના મોઢેથી આટલું બધું અપમાન પામવાથી વિચાર કરવા લાગ્યોઃ "આ લોકો પોતાની મેળે કદિ પણ આટલી બધી અસભ્યતાથી મારી સાથે વર્તણૂંક ચલાવવાની હિંમત કરી શકે નહિ. હું ધારૂં છું કે મે શિશિરચંદ્રપર જે પત્ર લખ્યો છે, તે તેમને પહોંચ્યો હશે અને તે વાંચીને તેમણે આ પ્રમાણે આજ્ઞા ફરમાવી હશે. તે વિના આ દરવાન આટલી બધી તોછડાઇથી મારી સાથે બોલી શકે નહિ. શું કરવા જતાં શું થયું? ધાર્યું હતું કાંઈ ને થયુ કાંઈ! કુબુદ્ધિ કરવાથી છેવટે આશ્રય પણ ગુમાવ્યો. પરન્તુ હવે ચિન્તા કરવાનો સમય નથી, હવે તો મારે આશ્રય છોડીને જરૂર જવુ જ પડશે. કિન્તુ સામાન મૂકીને શી રીતે જઉં? સામાન લઇને જ જઉં."

તે હરિસિંહ પ્રત્યે બોલ્યોઃ "ચાલો, મારો સામાન મારે લઇ જવો છે."

રામનારાયણને સામાનમાં એક ફક્ત પેટી હતી. જોડાથી તે ટોપી પર્યન્ત તેનો બધો પોષાક, બીડીથી તે બાટલી પર્યન્ત નિશાનો બધો સામાન, બિસ્કિટથી તે ભાખરી પર્યન્ત તેના ખાવાના

બધા પદાર્થો અને પૈસાથી તે રૂપીઆ પર્યંન્ત તેની બધી મત્તા આ પેટીની અંદર હતી. પેટી વજનમાં ઘણી હતી, એક માણસથી ઉચકીને માથે મૂકી શકાય તેમ ન હતું; વળી મજુરને બોલાવી લાવવાનો અવકાશ પણ ન હતો. તેથી રામનારાયણે પેટી પોતાને માથે ચઢાવવાનો વૃથા પ્રયત્ન કેટલીક વાર સુધી કરી જોયો, પરતુ તેમાં તે નિરાશ થયો. આખરે હરિસિંહે પેટી તેને માથે ચઢાવી. રામનારાયણનું માથું તો ઘણું મોટું હતું પરતુ પેટી બહુ ભારે હોવાથી ડોક ડગમગવા લાગી. તે ધીમા પગલાં ભરતો બારણાની પાસે આવ્યો. એટલામા છોબંધ ભોયતળીયાપરથી તેનો પગ લપસી જવાથી તે પડી ગયો અને તેની સાથે પેટી પણ એક મોટા અવાજ સાથે નીચે પટકાઈ પડી! પેટીમાની બધી ચીજો આખા ઓરડામાં બારણાથી તે દાદર સુધી વેરાઇ ગઇ. એ જોઇને હરિસિંહ બોલ્યોઃ "અરે ! આ શું કર્યું ? ! આખો ઓરડો એકદમ ખરાબ કરી દીધો ! ઉઠ, જલદી કર, બધી વસ્તુઓ એકઠી કરીને તારા ડબામાં ભરીને લઇ જા."

પેટી પડવાનો અવાજ સાભળીને જમાદાર દરવાજાપરથી આવી પહોચ્યો. રામનારાયણ તે વખતે જમીનપરથી ઊભો થઇ કપડાં, ધોતીયું, જોડા, ટોપી, હુક્કો, તબાકુ, ભાંગેલી બાટલી વગેરે ચીજો ફરીથી પેટીમાં ભરતો હતો, બધી ચીજો પેટીમાં સમાઈ ગઇ, પરતુ માટીની એક-બે કુલડીઓ અંદર સમાઇ શકી નહિ.

હરિસિંહે પેટી તેના માથે મૂકીને કહ્યું-"ચાલ, આ કુલડીઓ તારા હાથમાં લે."

રામનારાયણ માથે પેટી, હાથમાં કુલડીઓ અને પગમા ફાટેલા જોડા એવી સ્થિતિમાં શિશિરચંદના મકાનમાંથી બહાર નીકળ્યો. રસ્તા ઉપર આવીને તે બહુ વિપત્તિમાં પડ્યો. એટલામાં કયાંય મજુર પણ મળી શકયો નહિ. ગૃહસ્થ લોકના મહોલ્લામાં મજુર કયાંથી મળી શકે? માથે પેટી લઇને તે જ્યારે મોટા રસ્તા ઉપર જાય, ત્યારે મજુર મળે, પરતુ ત્યાં પહોચે તે પહેલા પહેરાવાળાએ તેને જોયો. માથે પેટી, હાથમાં કુલડીઓ, પગમાં ફાટેલા જોડા અને દેખાવમાં કોઈ સારા માણસના જેવા જણાતા રામનારાયણને જોઇને પહેરાવાળાને વહેમ આવ્યો. તે આ વિચિત્ર વેશધારીની પાસે આવીને બોલ્યોઃ "અરે, કોણ છે તું ? કયાં જાય છે ?"

રામનારાયણ ક્યાં જવું તે જાણતો નહતો, તેથી બોલ્યોઃ "હું કોઈ મજુરને શોધુ છું."

પહેરાવાળો બોલ્યોઃ "માથે પેટી મૂકીને આવી રીતે રસ્તામાં મજુરને શોધો છો, એ તમે ગૃહસ્થ કેવા પ્રકારના? તમારે જવું છે ક્યાં?"

રામનારાયણે જવાબ આપ્યોઃ "ક્યાંય ઓરડી ભાડે મળી શકે તો, તેની તપાસ કરવા જઉં છું."

પહેરાવાળાએ પુનઃ પ્રશ્ન કર્યોઃ "ક્યાંથી આવો છો તમે?"

રામનારાયણને હવે ગુસ્સો ઉત્પન્ન થયો. પોતે એક ગૃહસ્થ અને આ એક સામાન્ય ચોકીદાર પોતાના પર આટલો બધો રૂઆબ છાંટે, તે તેનાથી કેમ સહન થાય? તે કડક સ્વરે બોલ્યો. "આટલી બધી પૂછપૂરછ કરવાની તમારે શી જરૂર છે?"

"કેમ, અંગ્રેજ સરકારે અમને તમારા જેવા ચોટ્ટા લોકોને પકડવા માટે હુકમ કર્યો છે. અમે તમારા જેવા બહુ ચોટ્ટાને પકડ્યા છે. ચાલો, ગેટ ઉપર ચાલો."

"ઊભા રહો, એક મજુર કરી લાવું, પછી ગેટ ઉપર કહો તો ગેટ ઉપર આવું અને પોલિસ કોર્ટમાં કહો તો પોલિસ કોર્ટમાં આવું." એમ કહીને માથાપરની પેટી નીચે ઉતારવા સારૂ રામનારાયણ જરા આગળ ચાલીને એક બાજુ સરી જઈને ઊભો રહ્યો.

એ જોઈને પહેરાવાળો બોલ્યોઃ "હાં, એમ કરીને નાસી જવાનો તારો ઇરાદો છે કેમ? તારા જેવા બહુ લુચ્ચા માણસો મને મળ્યા છે. પણ હું છેતરાઉં એવો ક્યાં છું? ચાલો, એમ ને એમ માથે પેટી લઈને ગેટ ઉપર ચાલો." એમ કહીને પહેરાવાળો કમ્મરેથી દંડો કાઢીને ઠોંસા મારતો મારતો રામનારાયણને પોલિસ ગેટ ઉપર લેઇ ગયો!

---

## પ્રકરણ ૪ થું.

### વિમળાદેવી.

પુત્રીને આશ્વાસન આપીને રામમોહનરાય તે જ દિવસે મેઇલમાં ચાકિયા પ્રદેશમાં જવા માટે રવાના થયો. સવિતાસુંદરીને પિતાના આશ્વાસન ઉપર શ્રદ્ધા બેઠી નહિ. જાણે તેના અંતઃકરણમાં કોઇ એમ કહેતું હોય કે શિશિરચંદ્ર હવે ત્યાં નથી, તે ત્યાંથી ચાલ્યો ગયો છે.

બાપા રખડીને પાછા આવશે. તેના મનમાં એક મોટો આઘાત થયો. જાણે ચારે દિશાઓમાંથી કોઈ ગુપ્ત મૂર્તિઓ તેના કાનમાં ધીમા અવાજથી એમ કહે છે કે, તે હવે ચાકિયા પ્રદેશમાં નથી. સવિતાસુંદરી હૃદયના આ આઘાતથી દીર્ઘ નિઃશ્વાસ છોડીને પોતાના મનમાં કહેવા લાગી "તે ત્યાં નથી—બાપાને તેમનો મેળાપ થશે નહિ."

સવિતાસુંદરીના સરલ હૃદયમાં ચિન્તારૂપી ભયંકર અગ્નિ સળગવા લાગ્યો. તેના હૃદયમાં અસહ્ય વેદના થવા લાગી. હવે તેનાથી આ વેદના સહન થઈ શકે તેમ ન હતું. આ વેદના કરતાં મૃત્યુની વેદના હજાર દરજ્જે સારી એમ તેને લાગ્યું. આ વેદનામાં આરામ પણ ક્યાંથી મળે? શાન્તિ પણ ક્યાંથી મળે? સવિતાસુંદરી મનમાં પુનઃ બોલીઃ "હવે મારે શું કરવું? હે સ્વામીનાથ! હે મારા પ્રભુ! હે મારા પ્રાણાધાર! મને જે વેદના થાય છે, તેના કરતાં પણ હજારગણી વધારે વેદના તમને થતી હશે. અને તે તમને થતી વેદનાથી હું બહુ વ્યાકુળ થઈ ગઈ છું. તમે અત્યારે ક્યાં છો? આવો—આવો—એક વાર આવીને જોઈ જાઓ, કે તમારી સવિતા અવિશ્વસનીય નથી, તમારી સવિતા તમારા ચરણ સિવાય બીજા કશાનું ધ્યાન ધરતી નથી. શા અપરાધથી તમે તેનો ત્યાગ કરીને ચાલ્યા ગયા છો? શા પાપે તમે તેને આવી કઠીન શિક્ષા આપો છો? અરેરે! મને અત્યારે બહુ ભય ઉત્પન્ન થાય છે. તેનું કારણ શું હશે? વિમળાબહેનને કોઈ બોલાવો—હું એકલી રહી શકતી નથી; મને બહુ ભય ઉત્પન્ન થાય છે."

સવિતાસુંદરીએ વિમળાને બોલાવવા ગાડી મોકલી. વિમળાને પત્ર લખવાનો પ્રયત્ન સવિતાસુંદરીએ કર્યો, પરંતુ કશું લખી શકી નહિ. બહુ પ્રયત્ન કરવાથી છેવટે એટલું લખી શકીઃ

"બહેન! એક વાર મારી પાસે આવી જાઓ, હું અત્યારે ભયંકર વિપત્તિમાં આવી પડી છું."

"લિ. તમારી સ્નેહાંકિત હીણભાગિની,
"સવિતાસુંદરી."

દાસી સવિતાસુંદરીનો પત્ર અને ગાડી લઈને વિમળાને બોલાવવા ગઈ.

સવિતાસુંદરીનો તે અસ્પષ્ટ પત્ર વાંચીને વિમળા અત્યંત ઉદ્વિગ્ન થઈ ગઈ અને તુરત જ દાસીની સાથે આવીને ગાડીમાં બેઠી. શા સમાચાર છે, તે જાણવા માટે તે બહુ આતુર થએલી હતી, કિન્તુ દાસીને તેણે કશી વાત પૂછી નહિ.

**વિમળાને** આવેલી જોઇને **સવિતાસુંદરી** બોલીઃ " આવો, બહેન ! આવો, અહીં મારી પાસે આવો. "

**સવિતાસુંદરીની** વદનરેખા જોઇને **વિમળાએ** જાણ્યુ કે નક્કી કાંઇ ભયંકર બનાવ બન્યો હશે, નહિતો આ પ્રફુલ્લ કમળ સમાન **સવિતા** આવી રીતે કાળી શાહી જેવી બની જાય નહિ. વિમળા **સવિતાસુંદરીની** પાસે બેસીને સ્નેહપૂર્ણ હૃદયે તેને છાતી સરસી ચાંપીને બોલીઃ " શું થયુ છે બહેન ? "

" બહેન ! મારૂં સત્યાનાશ વળી ગયુ છે ! " નિરાશા અને હાહાકારના ઉચ્છ્વાસો **સવિતાસુંદરીના** મુખમાંથી બહાર નીકળવા લાગ્યા. " આ જુઓ, બહેન ! " એમ કહીને **શિશિરચંદ્રે** મોકલેલો પત્ર **વિમળાના** હાથમાં આપ્યો. પત્ર વાંચીને **વિમળા** સ્થંભિત બની ગઇ. પરંતુ પત્ર ઉપરથી વિશેષ કાંઇ સમજણ નહિ પડવાથી તે બોલી 'આમ કરવાનુ કારણ શુ ? આવો પત્ર લખવાનું કાંઇ કારણ હોવુ જોઇએ ! "

ધીરે–ગંભીર સ્વરે **સવિતાસુંદરીએ** પ્રત્યુત્તર આપ્યો. " કારણ અત્યારે દેખાડી શકુ તેમ નથી. બાપા તેમની સાથે લેઇ ગયા છે. આ પત્રની સાથે એક બીજો પત્ર આવ્યો હતો, તેનો ભાવાર્થ એવો હતો કે વસંતકુમારની સાથે હું કલંકિત વર્તણુક ચલાવુ છું. "

એ સાંભળીને **વિમળા** એકાએક ચમકી જઇને બોલીઃ " ઓહો ! પ્રભુ ! એ પત્ર ક્યાંથી આવ્યો છે ? "

" આ પત્રની સાથે તેમણે મને જોવા માટે તે પત્ર પણ મોકલ્યો છે. તમારી માફક હું પણ પ્રથમ તો આ પત્ર વાંચીને કશું સમજી શકી નહિ. વાચતાં વાંચતાં બેભાન થઇને ખાટ ઉપરથી હુ નીચે પડી ગઇ હતી. "

**વિમળા**—" હા, તમારા કપાળમાં પટ્ટી મારેલી દેખાય છે. "

**સવિતાસુંદરી**—" શુદ્ધિ આવ્યા પછી પત્ર ત્રણ–ચાર વખત વાંચી ગઇ, તોપણ કશું સમજી શકી નહિ. ત્યારપછી ઘણી વાર પછી મને યાદ આવ્યુ કે આ પત્રની સાથે એક બીજો પત્ર હતો, તે પત્ર વાંચવાથી મને જણાયું કે મારૂં કપાળ ફૂટી ગયુ છે, મારાં સઘળાં સુખનો અંત આવી ગયો છે. "

**સવિતાસુંદરીની** આ શોકજનક વાત સાંભળીને **વિમળા** બોલીઃ " બહેન, તારી આંખોમાં અશ્રુબિંદુઓ લાવ કે જેથી તારૂં દુઃખ ધોવાઇ જાય. "

સવિતાસુંદરી એક જડ યંત્રની માફક બોલીઃ "મારૂં હૃદયરૂપી ઝરણુ સૂકાઇને રેતીનું મેદાન થઇ ગયુ છે, એ સૂકા રેતીના રણમાંથી જળ ક્યાંથી લાવું બ્હેન? એ રેતીના રણમાં જળ નથી—આકાશમાં વાદળાં પણ નથી, ચારે દિશાએ આકાશથી તે પાતાળ સુધી ઉની ધગધગતી રેતીના ઢગલા પડ્યા છે, અને તે રેતીના રણમાં નિશ્વાસરૂપી કાળ–વાયુ સુસવાટ કરતો વહી રહ્યો છે, હવે શું થશે બ્હેન?"

સવિતાસુંદરીને શું કહીને આશ્વાસન આપવુ, તે વિમળાને કાંઈ સૂઝ્યુ નહિ. તે પોતાના બન્ને હાથવડે સવિતાને પકડી હૃદય સાથે તેનું મુખ ચાંપીને કશુ બોલ્યા વિના બેસી રહી. કેટલીક વાર પછી સવિતાસુંદરી બોલીઃ "બ્હેન, શાં પાપે મને આ શિક્ષા મળી? તમે પણ મારી માફક કમનસીબ છો, તોપણ તફાવત એટલો જ કે તમને પ્રથમથી જ સુખ મળ્યુ નથી અને મને મળ્યા છતાં હાથમાંથી ગુમ થઇ ગયુ છે.'

વિમળા બોલીઃ" તમે વૃથા ચિન્તા કરો નહિ. બાપા આફ્રિકા પ્રદેશમાં ગયા છે, તે શિશિરચંદ્રને સાથે જ લઇને આવશે."

"તે હવે ત્યાં નહિ હોય, બાપા તેમની સાથે મેળાપ કરી શકશે નહિ"

"તું શા ઉપરથી જાણી ગઇ કે તે ત્યાં નહિ હોય?"

સવિતાસુંદરીએ પોતાના હૃદય ઉપર તેનો હાથ મૂકીને કહ્યુંઃ "જુઓ, મારૂં હૃદય શું કહે છે?"

વિમળા શિશિરચંદ્રનો પત્ર ફરીથી વાંચીને બોલીઃ "આ પત્રમાં લખ્યુ છે કે કેટલાક દિવસ પહેલાં મને તારા પર વહેમ આવ્યો હતોઃ એ શું, તે તું જાણે છે?"

માથુ હલાવી અસમતિ દર્શાવી સવિતાસુંદરી બોલીઃ" ત્રણ વર્ષ પહેલા મારી બ્હેન રમાસુંદરીના લગ્ન પછી મારા બાપાને ઘેર અમારા ગામના પાધરમાં એક નદી વહે છે, તે નદીમાં એક દિવસ હું વસંતકુમારની સાથે ડૂબકી મારવાની રમત રમતી હતી. તે વાત સાંભળીને બાપાએ મને ઠપકો આપ્યો હતો. તે વાત કેટલાક દિવસ પછી જ્યારે તે મારા બાપને ઘેર આવ્યા, ત્યારે મારી નર્મદા કાકીએ તેમને કહી હતી. તે વખતે તેમણે મને કહ્યું હતું કે "સવિતા! તું હવે નાની નથી, બધુ સમજતાં શીખી છે, છતાં લોકોમાં નિંદા થાય, એવી વાત સાંભળીને મને બહુ ખોટું લાગે છે." ત્યારથી મેં વસંતકુમારની સાથે બિલકુલ રમવાનું જ બંધ કરી દીધું છે."

વિમળા—" વસંતકુમાર એક સગપણે તારી બહેનનો વર થાય અને સસરાપક્ષના સગપણે તારો સગો દીયર થાય, કેમ ખરૂં કે?"

સવિતાસુંદરી—"હા, બહેન."

વિમળા—" વારૂ, ત્યારે તો વસંતકુમારની સાથે તારે પહેલાં રમત-ગમત ખૂબ ચાલતી હશે. કેમ ખરૂ કે?"

સવિતાસુંદરી—" હા, એમાં શું કાંઈ દોષ છે?"

વિમળા—" હા, દોષ કેમ નહિ? પોતાના પતિને જે વાત ન ગમે, તે વાત કરીએ, તો દોષ કેમ ન લાગે? પુરૂષોનો સ્વભાવ ઘણો અવિશ્વાસુ અને વહેમી હોય છે, તેથી સ્ત્રીજાતિએ બહુ વિચારપૂર્વક-સભાળીને ચાલવુ જોઇએ."

સવિતાસુંદરી—" તેમ કરવામાં જો દોષ લાગતો હોય, તો હુ દૂષિત ખરી. વસંતને હુ અક્ષયકુમારની માફક મારો નાનો ભાઇ ગણુ છુ. બહેન! અક્ષયકુમારની સાથે હુ જે પ્રમાણે વગર સંકોચે વાતચીત કરૂ છુ, તે જ પ્રમાણે બરાબર વસતકુમારની સાથે પણ હું વર્તુ છું. વસતને હુ અક્ષયકુમારની માફક મારો સગો માનો જણ્યો ભાઇ જ સમજું છું."

વિમળા—" તું તો મનમાં ભાઇ સમાન ગણુ, પરતુ સઘળાંનાં મન કાંઇ એકસરખાં હોતાં નથી."

સવિતાસુંદરી—" તેમનું મન પણ બધાંના જેવું નથી, ત્યારે શું વસંતકુમારની સાથે હું વગરસકોચે વાતચીત કરૂં છુ, તે જ એમના સદેહનું કારણ હશે?"

વિમળા—" ત્યારે બીજું તો કશું કારણ મને જણાતું નથી."

સવિતાસુંદરી—" તો પછી તેમ કરવાની મને તે ના કેમ કહેતા નથી?"

વિમળા—" તે વાત તને કહેવાથી તું લજ્જા પામી જાય અને તેમને તુ વહેમી ધારે એ કારણથી તને તે કશું કહેતા નથી. પરંતુ પુરૂષોના હૃદયમાં વહેમરૂપી ગુપ્ત અગ્નિ રહેલો હોય છે, તેને કોઇ અનુકૂળ વાયુની મદદ મળવાથી તે અગ્નિ સળગી ઉઠે છે. તે અગ્નિ મહા ભયંકર હોય છે, તે અગ્નિથી તેનું હૃદય બળીને ખાખ થઇ જાય છે અને આપણને પણ બાળીને ભસ્મ કરી નાખે છે."

સવિતાસુંદરી—" મારા મનમાં તો કશું પાપ નથી, બહેન. મારૂં

દુઃખ તો હું સહન કરી શકીશ; પરંતુ મને અવિશ્વસનીય ધારીને તેમના હૃદયમાં તે કેટલા બધા દુઃખી થતા હશે ! ”

વિમળા—“ ખોટો વહેમ હૃદયમાં ભરાઇ જવાથી તે વહેમ હળાહળ ઝેરના જેવી અસર કરે છે. તે ઝેરથી આખું શરીર પાયમાલ થઇ જાય છે. વહેમરૂપી કીડો તેનું શરીર કોતરી ખાય છે અને થોડા દિવસમાં શરીરને ખોખું કરી નાંખે છે. ”

સવિતાસુંદરી—“ ત્યારે હવે મારે શું કરવું બહેન ? ”

વિમળા—“ ભગવાનનું સ્મરણ કરો બહેન, તે જ ખરો ઉપાય બતાવશે. ”

સવિતાસુંદરી—“ મારા ભગવાન તો તે છે. હું તેમને જ ભગવાન માનીને બેઠી છું. ”

વિમળા—“ તમે એક સતી-સાધ્વી સ્ત્રી છો, તમારો સ્ત્રીજન્મ તમે સાર્થક કર્યો છે, તમારી પતિભક્તિની કોઇની સાથે તુલના થઇ શકે તેમ નથી. તમારા એ પુણ્યથી તમારૂં ખોવાયેલું રત્ન તમને પુનઃ પ્રાપ્ત થશે. ”

કેટલીક વારસુધી શાન્ત-નીરવ બેની રહ્યા પછી સવિતાસુંદરી બોલી· “ બહેન ! ”

વિમળાએ જવાબ આપ્યો· “ કેમ, શું છે બહેન ? ”

સવિતાસુંદરી—“ તમે શું ધારો છો ? શું બાપાને તેમનો મેળાપ થશે ? શું તે ઘેર પાછા આવશે ? ”

વિમળા—“ તમારા મનમાં તમે શી ધારણા રાખો છો, તે કહો. ”

સવિતાસુંદરી—“ મે તો તમને કહ્યું કે હું તો સર્વત્ર હાહાકાર અને નિરાશા જ દેખું છું-તે સ્થળે તે નક્કી નહિ હોય. ”

વિમળા—“ હિંમત ધારણ કર બહેન ! સ્ત્રીઓને સહન કરવા માટે જ આ સંસાર છે. ”

સવિતાસુંદરી—“ તમે અહીં બે દિવસ મારી પાસે રહો, એકલાં રહેવાથી મને બહુ ભય ઉત્પન્ન થાય છે, બહેન. ”

વિમળા—“ બહુ સારૂં બહેન, જ્યાંસુધી બાપા પાછા ઘેર આવશે નહિ, ત્યાંસુધી હું અહીં તમારી પાસે જ રહીશ. મારે ઘેર નહિ જઉં. ”

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ એમ કરતાં કરતાં આઠ દિવસ નીકળી ગયા, છેવટે નવમે દિવસે રામમોહનરાય પાછો આવ્યો.

**શિશિરચંદ્રની** શોધ કરવા માટે તે **મુંબઇસુધી** જઇ આવ્યો, કિન્તુ કશો પત્તો લાગ્યો નહિ **શિશિરચંદ્ર બિલાસપુરથી** રેલ્વે ગાડીમાં બેઠો હતો, એટલો જ માત્ર પત્તો લાગ્યો. ત્યારપછી તે ક્યાં ગયો, તેના કશા સમાચાર મળ્યા નહિ. **રામમોહનરાય** આઠ દિવસ સુધી તેને ઘેર-**રંગપુર** પાછો જઇ શક્યો નહિ હોવાથી **સવિતાસુંદરીની** માતા બહુ ચિન્તા કરવા લાગી. અસહ્ય ચિન્તા ઉત્પન્ન થવાથી **સુહાસિની રમાસુંદરી** તથા **અક્ષયકુમારને** લઇને **સુરત** આવી. **રામમોહનરાયને** નિરાશ થઇને પાછો આવેલો જોઇને બધાં બહુ દુઃખી થયાં. અત્યારસુધી સૌના હૃદયમાં આશાના જે અંકુરો હતા, તે એકાએક નાશ પામી ગયા ! સર્વના મુખમાંથી નિરાશાના ઉચ્છ્વાસો બહાર નીકળવા લાગ્યા. ईश्वरेच्छा बलीयसी !

## પ્રકરણ ૫ મું.

### શિશિરચંદ્ર.

**નડિયાદની** અંદર **શિશિરચંદ્ર** તથા **વસંતકુમાર** એક સાધારણ ગૃહસ્થના પુત્ર હતા. બાલ્યાવસ્થામાં જ તેમની માતા મરી ગઈ હતી. માતાના મરણ પછી થોડા જ વખતમા તેમનો પિતા પણ ગુજરી ગયો હતો. **શિશિરચંદ્ર** તથા **વસંતકુમાર** મા-બાપનો સ્નેહ કેવો હોય, તે બિલકુલ જાણતા જ નહોતા. મા-બાપ મરી ગયા પછી તે બન્ને જણા તેમના કાકાને ત્યાં રહેવા લાગ્યા. કાકી સ્વભાવની બહુ ખરાબ હતી. બાલ્યાવસ્થામાં એક વખત **શિશિરચંદ્રે** સવારમાં તેની કાકીને કહ્યુંઃ " કાકી, મને ભૂખ લાગી છે, ખાવા આપો. "

તેની કાકી ગુસ્સે થઇને બોલીઃ " અત્યારમાં ખાવાનું કોણે તૈયાર કર્યું છે ? જાઓ દસ વાગે ખાવા આવજો. "

થોડી વાર પછી **શિશિરચંદ્રે** જોયું કે તેની કાકી તેના પોતાના પુત્રને છાની રીતે ખાવાનું આપતી હતી. પરંતુ **શિશિરચંદ્ર** તેની કાકીની બીકથી આ વાત તેના કાકાને કહી શકતો નહિ. તેની કાકી જેટલું દુઃખ આપે તેટલું બન્ને ભાઇઓ શાન્ત રીતે સહન કરતા હતા.

**થોડા દિવસમાં ભગવાને તેમની સામે જોયું. તેમનો મામો નવનીતરાય**

એક દિવસ ભાણેજને મળવા માટે **અમદાવાદથી નડિયાદ** આવ્યો. તે તેમના બન્ને ભાણેજને **અમદાવાદ** લેઇ આવ્યો. **શિશિરચંદ્ર** તથા **વસંતકુમારની** મામી **શાન્તાગૌરી** ભણેલી, ડાહી અને વિવેકી હતી. તે બન્ને ભાણેજોને પોતાના પુત્ર કરતા પણ અધિક ચાહતી હતી. પ્રથમ **શિશિરચંદ્ર** એમ ધારતો હતો કે માતા સમાન આ સંસારમાં બીજું કોઇ સુખ દેનારૂં છે જ નહિ, કિન્તુ **અમદાવાદ** આવીને તેની મામી **શાન્તાગૌરીનો** નિર્મળ પ્રેમ જોઇને તે આશ્ચર્ય પામ્યો. **શાન્તાગૌરી** તે બન્ને જણાને પોતાના પુત્ર કરતાં પણ અધિક સાચવતી હતી. પોતાનાં છોકરાં જો કદિ **શિશિરચંદ્ર** તથા **વસંતકુમારની** સાથે લડતાં જોવામાં આવતાં તો તે તુરત જ બોલતી " એમને મા-બાપ નથી માટે જો એમને તમે સતાવશો અથવા દુઃખી કરશો, તો ઇશ્વર તમારા પર નારાજ થશે. ઇશ્વિર નારાજ થાય એવું કૃત્ય આપણે કદિ કરવુ જોઇએ નહિ. તે આપણો પરમ પિતા છે. તે જેથી રાજી થાય એવાં કામો આપણે રોજ કરવાં જોઇએ. '

**શિશિરચંદ્ર** મનમા વિચાર કરતો કે " કાકી પણ મનુષ્ય છે અને મામી પણ મનુષ્ય છે-કિન્તુ તે બેમાં કેટલો તફાવત છે ? મામી તો મનુષ્ય નથી, કિન્તુ એક દેવી છે ! ઓહો ! પ્રભુ ! આ સંસારમાં મારી મામીના જેવી બીજી કોઇ દેવીઓ હશે ? "—" હા છે, **શિશિરચંદ્ર** ! તારી મામીના જેવી એક નહિ પણ અનેક દેવીઓ છે-જો ન હોય, તો આ સંસાર ચાલે કેમ ? તોપણ દુર્ભાગ્યને લીધે આ કળિયુગમાં તારી કાકીના જેવી સ્ત્રીઓની સંખ્યા બહુ વધારે છે, એ અફસોસની વાત છે. "

**અમદાવાદ** આવ્યા પછી કેટલેક વરસે **શિશિરચંદ્રે** મેટ્રિકની પરીક્ષા પહેલે નંબરે પાસ કરીને પંદર રૂપીઆ સ્કૉલરશિપ મેળવી. **નવનીતરાયે** તેને ગુજરાત કોલેજમાં દાખલ કરી દીધો. તેણે બી. એ. ની પરીક્ષા પાસ કરી. એક વાર કાર્તિક મહિનામાં એમ. એ. ની પરીક્ષા આપ્યા પહેલાં તેની મામી તેને પોતાને પિયર **રંગપુર** ગામે સાથે લઇ ગઈ. તેના નાનિભાઇ **રામમોહનરાયની** મોટી પુત્રી **સવિતાસુંદરીની** સાથે તેનો વિવાહ કરવાનો તેણે મનમાં વિચાર કર્યો હતો અને **સવિતાને** દેખાડવા માટે તે **શિશિરચંદ્રને** પોતાની સાથે **રંગપુરમાં** લાવી હતી. **સવિતાસુંદરીની** ઉંમર તે વખતે અગીઆર વર્ષની હતી. **સવિતાને** **શિશિરચંદ્રનો** સ્વભાવ બહુ સારો લાગ્યો. **રંગપુર** આવ્યા પછી બે ત્રણ

દિવસે મામી શાન્તાગૌરીએ શિશિરચંદ્રને બોલાવીને કહ્યુંઃ "બાપુ શિશિરચંદ્ર! તું મારૂં કહ્યું માનીશ ?"

એવા નમ્રતાભરેલા મામીના શબ્દ સાંભળીને શિશિરચંદ્ર ગળગદિત કંઠે બોલ્યો. "મામી, આપનું કહ્યું હુ માનીશ કે નહિ, એમ આપ પૂછો છો, એ સાંભળીને મને મનમાં બહુ દુઃખ થાય છે. આપની આજ્ઞાનું પાલન કરવુ એ મારો ધર્મ છે. આપની ઇચ્છા હોય, તે આજ્ઞા કરો, આપની આજ્ઞા શિરે ચડાવવાને હું તૈયાર છુ."

"તું મારી આજ્ઞાનું પ્રતિપાલન કરીશ, એ હુ જાણું છુ, પરંતુ ભાઇ, આ આખા જીવનનો ખેલ છે. વળી તુ હવે મોટો થયો છે. જો તુ બાળક હોત તો હું તને પૂછત નહિ. તને વગર પૂછ્યે તારો સંબંધ કરીને લગ્ન પણ કરી નાખત; કિન્તુ હવે તુ મોટો થયો છે, તેથી તારો અભિપ્રાય લીધા વિના તે કામ કરવું ઉચિત નથી. મારી ઇચ્છા મારા જ્ઞાતિભાઇની દીકરીની સાથે તારો વિવાહ કરવાની છે સવિતાસુંદરી તને પસંદ છે કે?"

શિશિરચંદ્ર હવે જાણી ગયો કે મામી પોતાને માત્ર ફરવા માટે જ અહીં લાવ્યાં નથી, કિન્તુ પોતાનો વિવાહ કરવા માટે અને સવિતાસુંદરીને દેખાડવા માટે લાવ્યા છે.

પ્રિય પાઠક! આ સ્થળે શિશિરચંદ્ર તેની મામીને શો જવાબ આપે? સવિતાસુંદરીને શિશિરચંદ્રનો સ્વભાવ બહુ ગમી ગયો છે અને શિશિરચંદ્રને સવિતાસુંદરી પ્રત્યે પણ બહુ ભાવ ઉત્પન્ન થયો છે. શિશિરચંદ્ર શરમને લીધે તેની મામીના પ્રશ્નનો કશો પણ પ્રત્યુત્તર આપી શક્યો નહિ.

ગમે તેમ થયું, પરંતુ સવિતાસુંદરીની સાથે શિશિરચંદ્રનો સંબંધ નક્કી થઇ ગયો. માત્ર સબંધ થયો એટલું જ નહિ, કિન્તુ માગશર મહિનામાં તેનું લગ્ન પણ થઇ ગયું. લગ્ન થયા પછી શિશિરચંદ્રે એમ. એ. ની પરીક્ષા પાસ કરી. ત્યારપછી આપણી પૂર્વે વર્ણવેલી વાર્તાની શરૂઆત થઇ છે.

શિશિરચંદ્રે ચાકિયાની ખાણ ઉપર આવીને જોયું કે તેનો એન્જીનીઅર રણછોડરાય એક બીજી નવી ખાણના કાર્યારંભનો બંદોબસ્ત કરીને એક સારા દિવસની રાહ જોઇ રહ્યો છે. શિશિરચંદ્રને જોઇને તે અત્યંત આનંદ પામીને બોલ્યોઃ "તમે આવ્યા, એ બહુ સારૂં થયું,

આવતી કાલે દિનસિદ્ધિ સારી છે, તેથી કાલે જ આપણે એ નવા કાર્યનો આરંભ કરી દઇએ."

શિશિરચંદ્રે એન્જીનીયર રણછોડરાયને તે નવા કામ માટે પોતાની સંમતિ દર્શાવી. પછી અગાઉથી નક્કી કરેલી ગોઠવણ પ્રમાણે બીજે જ દિવસે કાર્યની શરૂઆત થઇ. શિશિરચંદ્ર વધારે દિવસ ખાણ ઉપર હાલમાં રહી શકે તેમ ન હતુ, કારણકે સાવિત્રી-વ્રતનો દિવસ તદ્દન પાસે જ આવતો હતો, તેથી બે દિવસ અગાઉથી પહેલાં તેને પાછું ઘેર જવાનું હતુ. રણછોડરાય એન્જીનીઅરે ( Ore ) મિશ્ર ખનિજ પદાર્થની પરીક્ષા કરવાનો આરંભ કર્યો. કેટલાક દિવસ પછી તેણે સાંભળ્યુ કે શિશિરચંદ્ર આજે પાછા ઘેર સુરત જવાના છે, તેથી તેણે કહ્યુઃ "આપ જો બે દિવસ રહીને પછી જાઓ, તો હુ તમને ખાણની કાચી ધાતુ સબંધે ખરી હકીકત શી છે, તેનું વિવેચન કરી બતાવું અને પછી આપ નિશ્ચિતપણે ઘેર જાઓ."

શિશિરચંદ્રે સંમતિ દર્શાવી અને સવિતાસુંદરીને બે દિવસ પછી હુ ઘેર આવીશ, એમ પત્ર લખી નાખ્યો.

ત્રિજે દિવસે મધ્યાન્હકાળે રણછોડરાય એન્જીનીયરે શિશિરચંદ્રને કાચી ધાતુનુ પૃથક્કરણ કરીને બતાવી આપ્યુ કેઃ "આ પદાર્થમાં બે પ્રકારની ધાતુ છે, તેમાંની એક બહુ મૂલ્યવાન છે, તેને અમૂલ્ય કહીએ તોપણ અતિશયોક્તિ ગણાય નહિ. વળી તે મૂલ્યવાન ધાતુનુ પ્રમાણ બીજી ધાતુ કરતાં વધારે છે." એ પ્રમાણે ઘણી બારિકીથી ખનિજ પદાર્થનુ પૃથક્કરણ કરીને સઘળુ બતાવી આપીને છેવટે રણછોડરાય એન્જીનીઅરે કહ્યુ "તમે એક મોટા ભાગ્યવાન પુરૂષ છો. આવું તમારા જેવું ભાગ્ય સઘળે સ્થળે કોઇનું પણ જોવામાં આવ્યું નથી. મને નક્કી ભરોંસો છે કે આ ખનિજ પદાર્થ આપને કરોડોપતિ કરશે. હું અનુમાન કરૂં છું કે આ ચાલુ વર્ષમાં આપણને વીસ લાખ રૂપીઆનો લાભ થશે."

રણછોડરાય એન્જીનીયરની આવી કાર્યકુશળતા જોઇને શિશિરચંદ્ર બહુ રાજી થયો. તે પણ એક વિદ્વાન માણસ હતો, તેથી રણછોડરાયની સાથે તેનો સ્વભાવ મળી ગયો. તેણે એન્જીનીયર રણછોડરાયને કહ્યુંઃ "મારા સદ્ભાગ્યની સાથે સાથે આ ખનિજ પદાર્થમાંથી જે લાભ થશે, તેનો રૂપીએ બેઆની હિસ્સો તમને ભેટ-ઇનામ તરીકે દર વરસે આપવામાં

આવશે. હું સુરત જઇને આપના ભાગનો દસ્તાવેજ રજીસ્ટર કરાવીને આપના પર મોકલી આપીશ. ”

શિશિરચંદ્રની આ વાત સાંભળીને રણછોડરાય કશું બોલ્યા વિના ઘણી વાર સુધી તેની સામે વિકસેલી આંખોવડે જોઇ રહ્યો.

આજે શિશિરચંદ્ર સુરત જવાનો છે. ચાકિયાથી બિલ્લાસપુરનો રસ્તો લગભગ અઢાર માઇલનો છે. એ અઢાર માઇલની મુસાફરી ઘોડા-ગાડીમાં કરવાની છે. બે વાગ્યાના સમયે શિશિરચંદ્ર સુરત જવા રવાના થવાનો છે. આગલે દિવસે બધી વ્યવસ્થા થઇ ગઇ છે એવામાં સવારમાં આઠ વાગ્યે શિશિરચંદ્રને રામનારાયણનો પત્ર મળ્યો ! પત્ર વાંચીને શિ-શિરચંદ્ર જડની માફક સ્થંભિત બની ગયો. તેની શુદ્ધિ માત્ર હરાઇ ગઈ. પોતે જાગ્રત અવસ્થામાં હોવા છતાં જ્ઞાનશૂન્ય થઇને ચિત્રામણમાં ચિત્રાઇ જાય તેમ પત્રની સામે એકીદૃષ્ટે જોઇ રહ્યો. કેટલીક વાર પછી એક દીર્ઘ નિઃશ્વાસ તેના મુખમાંથી બહાર નીકળ્યો. તુરતજ સેંકડો વીંછીની વેદના તેના હૃદયમાં થવા લાગી. ભયંકર વેદના સહન નહિ થઇ શકવાથી તે ઊભો થયો પત્ર ફરીથી વાંચી જોઇને હાથમાં જ પત્ર રાખીને અસ્થિર મને ઘરની અંદર આમ–તેમ ફરવા લાગ્યો. કેટલીક વાર પછી તેનું મન કાંઇક સ્થિર થયુ એટલે વળી પાછો તે પત્ર એકવાર ફરીથી વાંચીને ખુરશીમા બેસી ગયો અને ટેબલ ઉપર માથું રાખીને કેટલીક વાર સુધી શાન્ત બેસી રહ્યો. પછી માથું ઉંચું કરી લાંબો નિસાસો નાખી, તે વિચાર કરવા લાગ્યો. “ મન કદિ જુઠો સંદેહ કરે નહિ. સ-વિતા ! મારા આદરની મૂર્તિ સવિતા ! મારા હૃદયની હારમાળા, મારા અંતઃકરણનું સુખ, મારા સુખની શાન્તિ, મારા સંસારનું બંધન, મારી આંખોનો આનંદ, મારા જીવનની સંગિની, મારી સવિતા ! તેં આ શું કર્યું ? શું તું બેઇમાન નીવડી ? શું આ સાચી વાત છે ? ના, ના, આ વાત સાચી હોય નહિ. જુઠી વાત હોવી જોઇએ. પણ ના, જુઠી શી રીતે કહેવાય ? રામનારાયણ કદિ જુઠું લખે નહિ. જુઠું લખવામાં તેને શો લાભ ? મને તેના પર એક વાર સંદેહ આવ્યો હતો ખરો. તેનું હાસ્ય જોઇને એક વાર મને સંદેહ ઉત્પન્ન થયો હતો. તે પ્રેમનું હાસ્ય હતુ ! અરે ! સ્ત્રીજાતિ આટલી બધી હલકા સ્વભાવની હશે, એમ હું ધારતો ન હતો. સ્ત્રીજાતિને ધિક્કાર છે–હજાર વાર ધિક્કાર છે. સ્ત્રીજાતિ ઉપર કદિ વિશ્વાસ કરવો જ નહિ. ”

**શિશિરચંદ્ર** ફરીથી અસ્થિર મને આમ તેમ ફરવા લાગ્યો. એટલામાં ઘડીઆળમાં ટ ટં કરતા બાર ટકોરા થયા. **શિશિરચંદ્ર** પુનઃ વિચાર કરવા લાગ્યોઃ " ગઇ કાલે જેમ ઘડીઆળમાં બાર વાગ્યા હતા તેમજ આજે પણ બાર વાગ્યા, ગઇ કાલે જેમ સૂર્ય ઉગ્યો હતો, તેમજ આજે પણ ઉગ્યો છે, તે જ વૃક્ષ, તે જ ડાળી, તે જ ઘર અને તે જ રસ્તો એ બધાં જેવાં કાલે હતાં તેવાં જ આજે પણ છે. કોઈ જાતનો તેમાં ફેરફાર થએલો જણાતો નથી. હું પણ તેનો તે જ છું, કિન્તુ મારામાં કેટલો બધો ફેરફાર થઈ ગયો છે? છેલ્લા ચાર કલાકથી મારૂં મૃત્યુ થયું છે, હું અત્યારે પ્રેતમૂર્તિ છું. અરે પ્રભુ! આ સંસારની અંદર જેટલું સુંદર છે, તે બધું ખરાબ કેમ હશે? જગત્ સુંદર છે, પ્રકૃતિ સુંદર છે, પ્રકૃતિનું કાર્ય સુંદર છે, રમણી પણ સુંદર છે, પરંતુ તે સુંદરીનું અંતર કેમ ખરાબ હશે? હવે હું શું કરૂં? મારે હવે શું કરવાનું છે? કશું પણ નહિ! લોકો કહે છે કે મનુષ્યને ક્રોધ ઉન્મત્ત કરી મૂકે છે, તો શું મને અત્યારે ક્રોધ ઉત્પન્ન થયો છે? શું આનું નામ ક્રોધ? ના, ના, ક્રોધને વશ થઇને જે માણસો મનુષ્યની પણ હત્યા કરી નાંખે છે, એવો ક્રોધ મને ઉત્પન્ન નથી થયો. ત્યારે મને શું થયું છે? મને જે થયું છે તેનું કશું નામ નથી, સીમા નથી, આકાર પણ નથી. ત્યારે મને શું થયું છે? જે થયું છે, તે અતિ ભયંકર થયું છે—"

એટલામાં **શિશિરચંદ્રના** નોકર **રામાએ** આવીને તેને બોલાવ્યોઃ " હજુર!" એકાએક ચમકી જઇને **શિશિરચંદ્રે** પ્રશ્ન કર્યોઃ " કેમ શું છે **રામા**? "

**રામો** બોલ્યોઃ " રસોઇ કરનાર મહારાજજી કહે છે કે રસોઇ ક્યારની તૈયાર થઇ ગઈ છે, છતાં શેઠજી હજુ જમવા કેમ આવ્યા નહિ?"

**શિશિરચંદ્રે** કહ્યુંઃ " આજે મારે ઉપવાસ છે, તેથી ખાવું નથી. મહારાજજીને કહે કે તમે જમી લ્યો."

**રામો** ચાલ્યા ગયા પછી **શિશિરચંદ્ર** પુનઃ વિચાર કરવા લાગ્યોઃ " ઘેર જવાનો વિચાર હતો, પણ હવે ઘેર જવું નથી. તેની સાથે મેળાપ જ કરવો નથી. તેનું મુખ જોઇને હવે હું શું કરૂં? તે કપટી છે, તે મારી સાથેના વ્યવહારમાં સુખ માનતી નથી, હું હવે તેના સુખના માર્ગમાં એક કાંટારૂપ છું, માટે એ કાંટો દૂર કરી નાંખવો જ સારો. તેના સુખનો માર્ગ હવે નિષ્કંટક કરી દઉં. તે હવે ભલે સુખી થતી, તેને

હું ચાહું છું, તેને આ જીવનમાં હું કદિ ભૂલી શકીશ નહિ. જ્યાંસુધી હું જીવીશ, ત્યાંસુધી તેનો મેળાપ કરીશ નહિ. તેનો તિરસ્કાર પણ કરીશ નહિ. મારા સઘળા સુખનો હવે અંત આવી ગયો છે. કાર્યનો છેડો આવ્યો છે. હવે હું ચાલ્યો જઉં, ક્યાં ચાલ્યો જઉં ? ક્યાં જવાથી આ ભયંકર ચિન્તામાંથી હું છૂટી શકીશ ? પ્રભુ જ્યાં લઈ જાય, ત્યાં જઉં. એક વાર સવિતાને એક પત્ર લખી મોકલું, પછી જઉં. પરંતુ હવે મારે તેને પત્ર લખવાની શી જરૂર છે ? ના, ના, હવે હું તેને પત્ર લખીશ નહિ. પરંતુ તે મારો સંકલ્પ શી રીતે જાણી શકશે ? જ્યાંસુધી મારો પત્ર તેને મળે નહિ, ત્યાંસુધી તે નિશ્ચિત થઇ શકે નહિ, માટે તેને પત્ર તો લખવો જ પડશે. આ શુભ સમાચાર તેને જણાવવા જ પડશે." શિશિરચંદ્ર સવિતાને પત્ર લખવા લાગ્યો.

પ્રિય વાંચક ! શિશિરચંદ્રનો લખેલો પત્ર આપણે પહેલા જ પ્રકરણમાં વાંચી ગયા છીએ, તેથી તેનો ઉલ્લેખ અહીં કરવાની હવે કશી જરૂર નથી.

બરાબર બે વાગ્યાને સમયે શિશિરચંદ્ર ચાકિયાથી રવાના થયો, કિન્તુ તે સીધો બિલાસપુર નહિ જતાં પાસેના કસ્બામાં ગયો. શિશિરચંદ્રનો ચાકર રામો આ જોઇને વિસ્મય પામ્યો. શિશિરચંદ્ર કસ્બામાં જઇને તેના એક ઓળખીતા વકીલ નરહરરાયને ઘેર ગયો. નરહરરાય વકીલે શિશિરચંદ્રને પોતાને ઘેર આવેલો જોઇને બહુ સન્માનપૂર્વક તેને આવકાર આપ્યો અને ગાડીમાંથી નીચે ઉતારીને પોતાના ઘરમાં લઇ ગયો. ચાહ પાણી તથા નાસ્તો વગેરેથી રિવાજ મુજબ સત્કાર થયા પછી શિશિરચંદ્રે નરહરરાય વકીલ પાસે કેટલાક દસ્તાવેજો તૈયાર કરાવીને કહ્યું: "કાલે જ આ બધા દસ્તાવેજો રજીસ્ટર કરાવીને તૈયાર કરવા જોઇએ."

નરહરરાય વકીલે પોતાના ગુમાસ્તાને બોલાવીને શિશિરચંદ્રના કહેવા મુજબ બધા દસ્તાવેજો કાલે ને કાલે જ રજીસ્ટર કરાવીને તૈયાર કરવાનો હુકમ કરી દીધો. વકીલના ગુમાસ્તાને બીજે દિવસે ખાવાનો પણ અવકાશ મળી શક્યો નહિ. આખો દિવસ દોડાદોડી કરીને હુકમ પ્રમાણે બધા દસ્તાવેજો રજીસ્ટર કરાવીને તૈયાર કરાવ્યા. દસ્તાવેજો તૈયાર થયા એટલે શિશિરચંદ્ર પોતાના સસરાને બે નકલ અને એક નકલ રણછોડરાય એન્જીનીઅરને મોકલી આપવાની આજ્ઞા કરીને બપોરે બિલાસપુર તરફ રવાના થયો. બિલાસપુર સ્ટેશને પહોંચ્યા પછી રામાને ઘોડાગાડીની સાથે ચાકિયા પાછા જવાનો હુકમ કરી શિશિરચંદ્ર ટ્રેનમાં બેઠો, પરંતુ

તે સુરત જનારી ગાડીમાં નહિ બેસતાં મુંબઇની ગાડીમાં ચઢી બેઠો. બિલાસપુરના સ્ટેશન માસ્તરની મહેરબાનીથી તેણે એક રિઝર્વ ડબાનો બંદોબસ્ત કરી લીધો, કારણકે મનુષ્યનો કોલાહલ તેનાથી સહન થઇ શકે તેમ ન હતું.

ટ્રેન એકદમ પુર જોસમાં નદી, પર્વત, ગામ, શહેર અને જંગલ વગેરે સ્થળોને પસાર કરીને ચાલવા લાગી. શિશિરચંદ્ર અત્યારે એક નિર્જન સેકન્ડ ક્લાસના ડબામાં એકલો બેઠો હતો, તેથી તેનો ચિન્તારૂપી જળપ્રવાહ પણ ગાડીની સાથે જોસબંધ વહેવા લાગ્યો. અમુક રસ્તો કાપ્યા પછી ટ્રેન નક્કી કરેલા સ્ટેશને વિરામ લેવા ઊભી રહેતી, પરંતુ શિશિરચંદ્રની ચિન્તાની ગતિ બિલકુલ વિરામ લેતી જ નહિ. તે વિચાર કરવા લાગ્યો: "અરે પ્રભુ ! સંસારને તે આવો દુઃખી કેમ બનાવ્યો ? કોઇ પણ મનુષ્ય સુખી કેમ જોવામાં આવતું નથી ? નહિ–નહિ, હું તો સંપૂર્ણ સુખી હતો, ભગવાને મને તો સઘળું આપ્યું હતુ–વિદ્યા, લક્ષ્મી, પત્નીપ્રેમ વગેરે સંસારમાં મનુષ્યને જે જે સુખ હોઇ શકે, તે બધુ ઇશ્વરે મને આપ્યુ હતુ. કિન્તુ મારા નસીબમાં તે સુખ સમાઇ શક્યુ નહિ. ના, ના, નસીબનો દોષ હું શામાટે કાઢું છું ? નસીબ તો આનુસંગિક ઘટના છે. લોકો જેને દૈવ કહે છે, તે દૈવ મનુષ્યને સુખી પણ કરી શકે અને દુઃખમાં ડૂબાવી પણ મારે. એ પ્રમાણે મારૂ પણ મૃત્યુ થયુ છે. મૃત્યુ થવાથી સઘળાં સંબંધીઓ સાથેનો સંબંધ છુટી જાય છે, તેવી રીતે મારો પણ સર્વની સાથેનો સંબંધ છુટી ગયો છે. હવે હું ક્યાં જઉં ? આ ભયંકર ચિન્તામાં-થી હું કેવી રીતે છુટી શકીશ ? ના, ના, કદિ છુટી શકીશ નહિ. આ ચિન્તારૂપી ભાર વહન કરીને મારે કેટલા દિવસ જીવવું પડશે ? અરે ! પ્રેમ ! પ્રેમ એ જ આ સંસારમાં દુઃખનું મૂળ છે. મે સવિતા સાથે પ્રેમ શામાટે બાંધ્યો ? આ ભયંકર દુઃખ ભોગવવા માટે જ ! પ્રેમ છે, તે સુખનું જાગૃત સ્વપ્ન છે. જેમ નિદ્રામાં આવેલું સ્વપ્ન નિદ્રાનો ભંગ થતાં દુઃખદાયક નીવડે છે, તેમજ આ પ્રેમરૂપી જાગૃત સ્વપ્નનો ભંગ થવાથી મને આટલુ બધું દુઃખ થાય છે."

સંધ્યાસમયના અંધકારમાં પ્રકૃતિની અસ્પષ્ટ છબિમાં શિશિરચંદ્રે જોયું કે સવિતાસુંદરીની બન્ને આંખો વ્યાકુળતાપૂર્વક પોતાની સામે જોઇ રહી છે. તે વ્યાકુળ દૃષ્ટિ તેનાથી સહન થઇ શકી નહિ, તેથી તેણે આંખો મીંચી દીધી. તોપણ તેનાં માનસ–ચક્ષુઓની સામે સવિતાની

મલિન મુખવાળી શોકાતુર મૂર્તિ દેખાવા લાગી અહો! તેની આંખોમાં કેવી દીનતા ભરેલી છે? તેની દૃષ્ટિ કેવી હૃદયભેદી છે? શિશિરચંદ્ર તે દૃષ્ટિ સહન કરી શકયો નહિ. તેણે પુનઃ આંખો ઉઘાડીને અંધકારમાં ઢંકાએલી અસ્પષ્ટ પ્રકૃતિની સામે જોયુ, તો જ્યાં જુએ ત્યાં સર્વત્ર સવિતાની શોકમય મૂર્તિ તેના જોવામાં આવી. જાણે તે દીન દૃષ્ટિથી વ્યાકુળતાપૂર્વક નિરાશ હૃદયે તેની સામે એકીટશે જોઇ રહી હોય ની, તેવો ભાસ થયો. તે કાલ્પનિક દૃષ્ટિની દીનતા પણ સહન કરી શકયો નહિ, તેથી તેણે પોતાની દૃષ્ટિ ફેરવીને ગાડીના ડબ્બાની અંદર જોયું, તો સામે ગોઠવેલા દર્પણમાં તેની નજર પડી. દર્પણમાં તેનું પ્રતિબિંબ જોઇને શિશિરચંદ્ર એકાએક ચમકી ગયો ' તે વિચાર કરવા લાગ્યો·
"અરે! આ સામેના દર્પણમાં આ કોનું પ્રતિબિંબ પડયુ? આ ડબ્બામાં મારા સિવાય બીજુ કોઇ મનુષ્ય તો બેઠેલું નથી! શું મારી અજ્ઞાન અવસ્થામાં કોઇ મનુષ્ય આ ડબ્બામાં ચઢી બેઠું છે?"

એ પ્રમાણે વિચાર કરી તેણે પોતાની દૃષ્ટિ દર્પણમાંથી ખેંચી લઈ ડબ્બાની અંદર સઘળે સ્થળે તપાસ કરી, પરંતુ કોઇ પણ મનુષ્ય તેના જોવામાં આવ્યુ નહિ. તેણે પુન· દર્પણ તરફ જોયુ તો ફરીથી તેજ મૂર્તિનું પ્રતિબિંબ દર્પણમાં દેખાવા લાગ્યું. તે બોલ્યોઃ "ત્યારે શું આ દર્પણમાં મારૂં પોતાનું જ પ્રતિબિંબ દેખાય છે? અરે! આ બે દિવસની અંદર મારા મુખમાં આટલો બધો ફેરફાર થઇ ગયો?! ના, ના, આટલો બધો ફેરફાર થાય નહિ."

વિશ્વાસ નહિ આવવાથી તે ઉઠીને દર્પણની પાસે આવીને ઊભો રહ્યો અને બોલ્યોઃ "હા, આ મારૂં જ પ્રતિબિંબ છે! અહા! કેટલો બધો ફેરફાર થઇ ગયો? માથા ઉપર આગળના ભાગમાં એક દિવસની અંદર અર્ધા કરતાં વધારે વાળ સફેદ થઇ ગયા છે! કપાળમાં કરચોલીઓ વળી ગઇ છે! આંખો લાલચોળ બની ગઇ છે અને ઉંડા ખાડામાં ઉતરી ગઈ છે! દૃષ્ટિ નિસ્તેજ બની ગઇ છે! આંખોની આસપાસ કાળી છાયા પડી ગઇ છે! મોઢું શુષ્ક અને ફિક્કું બની ગયું છે!" એ મૂર્તિ શિશિરચંદ્રને પોતાના મુખની સાથે મળતી લાગી નહિ, તોપણુ તે ઓળખી ગયો કે તે મૂર્તિ બીજા કોઇની નહિ, કિન્તુ પોતાની જ છે! તે મનમાં બોલ્યોઃ "મારા અંતરની તીવ્ર અને કાળકુટ વેદના મારા મુખમાંથી બહાર ફુટી નીકળી છે!"

# પ્રકરણ ૬ ઠું.

## શોધને અન્તે નિરાશા.

શિશિરચંદ્ર ચાલ્યા ગયા પછી બીજે દિવસે રામમોહનરાય આકિયા પહોંચ્યો. તેને બળદ–ગાડીમાંથી નીચે ઉતરતો જોઇને રામો "દાદા આવ્યા, દાદા આવ્યા" એમ બોલતો એકદમ તેની પાસે દોડી ગયો અને જમીન સુધી નમીને પ્રણામ કરવા લાગ્યો. રામમોહનરાયે તેને કુશળ સમાચાર પૂછીને પ્રશ્ન કર્યો: "શિશિરચંદ્ર કયાં છે?"

રામાએ જવાબ આપ્યો: "ગઇ કાલે રાત્રે તે મુંબઇની ગાડીમાં બેસીને કયાંક ચાલ્યા ગયા છે."

રામાની એ વાત સાંભળીને રામમોહનરાયે વિચાર કર્યો: "જો હું ગઇ કાલે અહીં આવ્યો હોત, તો તેમને પકડી શકત. હવે પત્તો મળવો મુશ્કિલ છે. તે કયાં ગયા છે, તે શી રીતે જાણી શકાય. અરે પ્રભુ! વૃદ્ધાવસ્થામાં મારે માથે આ દુઃખ તે કયાંથી નાંખ્યું?"

એ પ્રમાણે મનમાં વિચાર કરતો કરતો રામમોહનરાય રામાની સાથે બંગલામાં ગયો. એટલામાં એન્જીનીઅર રણછોડરાયને સમાચાર મળ્યા કે: "શેઠજીના સસરા આવ્યા છે."

સમાચાર મળતાં જ તેણે તુરત જ બંગલામાં આવીને રામમોહનરાયનો યોગ્ય સત્કાર કર્યો. રામમોહનરાયને તેની પાસેથી પણ શિશિરચંદ્રના કશા વધારે સમાચાર મળી શકયા નહિ. રણછોડરાય તેને માટે સ્નાન તથા આહાર માટે યોગ્ય બંદોબસ્ત કરી કારખાને કામપર જવાને તૈયાર થયો. રામમોહનરાય તેને થોડી વાર રાહ જોવાનું કહીને બોલ્યો: "એન્જીનીયર સાહેબ, શિશિરચંદ્રને મળવાને માટે જ હું ખાસ અહીં આવ્યો છું. મારે તેની ખાસ જરૂર છે."

રણછોડરાયે જવાબ આપ્યો: "શેઠજી બે દિવસ પહેલાં સુરત જવું છે એમ કહીને અહીંથી રવાના થયા છે, પરન્તુ રામા પાસેથી તે સુરતની ગાડીમાં નહિ બેસતાં મુંબઇની ગાડીમાં બેઠાનું સાંભળીને હું પણ બહુ ચિંતા કરતો હતો. રસ્તામાં તે એક દિવસ બોટી પણ થયા હતા, કિન્તુ તે કયાં ગયા છે, તેના કશા સમાચાર મળી શકયા નથી."

રણછોડરાયનું એ કહેવું સાંભળીને રામમોહનરાય બોલ્યો: "હું

ધારૂં છું કે તે ક્યાં ગયા છે, તેનો પત્તો બિલાસપુર સ્ટેશનથી મળી શકશે."

રણછોડરાયે તે વાતમાં સંમતિ દર્શાવી. રામમોહનરાય પુનઃ બોલ્યોઃ "જુઓ રણછોડરાય! આટલી ઉંમર થઇ છે, કિન્તુ હું કદિ પણ ગુજરાત પ્રાંતની બહાર ગયો નથી. તેથી આપ જો આપના કાર્યનો ભાર બીજા કોઇ ઉપર મૂકીને મારી સાથે આવો, તો બહુ સારૂં થાય. શિશિરચંદ્ર જો મુંબઈ ગયા હશે, તો આપણે પણ મુંબઇ જઇશું. આપ મારી સાથે આવશો, તો મને બહુ સરલતા થઇ પડશે."

"બહુ સારૂં. જેવી આપની આજ્ઞા. મનહરરાયને હું અહીંનું મારૂં કામ સોંપીને આપની સાથે આવીશ."

"બહુ સારી વાત, ત્યારે આપ હવે તૈયાર થાઓ. વળી એક બીજી વાત તમને એ કહેવાની છે કે મારી સાથે વધારે પૈસા નથી અને આપણી સાથે કેટલાક પૈસા લેવાની જરૂર છે, તો આપની પાસે પૈસાની જોગવાઇ છે કે?"

"હા છે. કેટલા રૂપીઆની જરૂર છે, બોલો."

"બસો રૂપીઆ ફકત સાથે લેશો, તો ચાલશે."

"બહુ સારૂં, લ્યો આ બસો રૂપીઆ હું તમને આપું છું."

"મને આપવાની જરૂર નથી, આપની જ સાથે લઇ લ્યો."

તે જ દિવસે રામમોહનરાય રણછોડરાય એન્જીનીઅર તથા રામાને સાથે લઇને બિલાસપુર આવ્યો અને સ્ટેશન માસ્તરને પૂછતાં જાણવામાં આવ્યું કે શિશિરચંદ્ર મુંબઈ ગયો છે. તેઓ ત્રણે જણા પણ શિશિરચંદ્રની શોધ કરવા માટે મુંબઇ રવાના થયા. મુંબઈ જઇને કેવી રીતે શિશિરચંદ્રની શોધ કરવી, તે સંબધે તેમણે કશો વિચાર કર્યો નહિ. શિશિરચંદ્ર મુંબઈ ગયો છે અને તેઓ પણ જાય છે. મુંબઈ પહોંચ્યા પહેલાં રામમોહનરાયે રણછોડરાયને પૂછ્યુંઃ "આપણને મુંબઇમાં શિશિરચંદ્રનો કેવી રીતે પત્તો લાગશે?"

રણછોડરાય બોલ્યોઃ "હું પહેલાં એકવાર શેઠજીની સાથે મુંબઇ એક એન્જીન ખરીદ કરવા ગયો હતો. તે વખતે તેમણે કોટની એક હિંદુ હોટેલમાં ઉતારો કર્યો હતો, તે સ્થળે શેઠજી હશે, તો સારી વાત છે અને નહિતો આખા શહેરમાં તપાસ કરવી પડશે."

ગાડી મુંબઇ પહોંચ્યા પછી તેઓ વિકટોરિયા ટરમિનસથી એક વિકટોરિયા ભાડે કરી તેમાં બેસીને એકદમ પેલી હિંદુ હોટલમાં

ગયા. રણછોડરાય એન્જીનીયર તેના માલેક શાન્તારામ શેઠને ઓળખતો હતો, તેથી શેઠે તેમને યોગ્ય માન–આવકાર આપીને ઉતરવાને માટે સગવડ કરી આપી. શાન્તારામને પૂછતાં તેણે રણછોડરાયને જવાબ આપ્યો કે: "શિશિરચંદ્ર ગઇ કાલે અહીં આવ્યા હતા."

રણછોડરાયે તે સાંભળીને આગ્રહથી પુન. પ્રશ્ન કર્યો: "તે ક્યાં છે?"

શાન્તારામે માથું હલાવીને જવાબ આપ્યો: "અત્યારે તે કયાં છે, તે હું જાણતો નથી, પરન્તુ આજ સવારે આઠ વાગ્યાને સમયે તેમનો સરસામાન લઇને તે બહાર ગયા છે."

રણછોડરાયે પછી શાન્તારામની સાથે રામમોહનરાયની ઓળખાણ કરાવીને કહ્યું: "આ કોઈ અગત્યના કામ માટે શિશિરચંદ્રની સાથે મેળાપ કરવા માટે અહીં આવ્યા છે. આપ જો એમની શોધ કરવામાં અમને કાંઇક મદદ કરશો તો અમે આપનો બહુ ઉપકાર માનીશું."

"બહુ સારૂં, મારાથી બની શકે શકશે તેટલી મદદ હું જરૂર કરીશ." એમ કહીને તેણે દરવાનને બોલાવીને શિશિરચદ્રની હકીકત પૂછી.

દરવાને જવાબ આપ્યો: "છોટુમિયાના તબેલામાંથી મેં શિશિર-ચંદ્રને માટે એક ગાડી લાવી આપી હતી."

શાન્તારામે છોટુને બોલાવીને પૂછ્યુ: "તે ગૃહસ્થ તમારી ગાડીમાં બેસીને ક્યાં ગયા?"

છોટુએ જવાબ આપ્યો: "એ ગૃહસ્થને લઇને જે ગાડી ગઇ છે, તે હજી પાછી આવી નથી. પાછી આવશે, એટલે હું તમારી પાસે મોકલીશ."

ગાડી પાછી આવી એટલે રામમોહનરાય તથા રણછોડરાયે કોચમેન પાસેથી સાંભળ્યું કે: "એ શેઠને પી. ઓ. કંપનીની ઓફીસે ઉતારીને ગાડી પાછી આવી છે."

રામમોહનરાય મનમાં વિચાર કરવા લાગ્યો: "પી. ઓ. કંપનીની ઓફીસે? ત્યારે શુ શિશિરચંદ્ર આગબોટમાં બેસીને ક્યાંક ચાલ્યા ગયા?"

જરા પણ વિલંબ કર્યા વિના રામમોહનરાયે રણછોડરાયની સાથે પી. ઓ. કંપનીની ઓફીસે આવીને સાંભળ્યુ કે: "દસ વાગ્યે પી. ઓ. કંપનીની ડબ્લિન નામની એક સ્ટીમર આસ્ટ્રેલિયાનો મેઇલ લઇને અહીંથી ઉપડી ગઇ છે."

ટિકિટ ઓફીસમાં તપાસ કરી, પરંતુ કશું જાણવામાં આવી શક્યું નહિ. રામમોહનરાયે વિચાર કર્યો કે: "શિશિરચંદ્ર જો કદિ પી. ઓ.

કંપનીની ડબ્લિન નામની સ્ટીમરમાં બેસીને આસ્ટ્રેલિયા તરફ જતા હોય, તો તેનો પત્તો મળી શકે ખરો, કારણકે સ્ટીમર કોલંબો બંદર થઇને આસ્ટ્રેલિયા જશે." રામમોહનરાય કોલંબો બંદર તાર કરીને તેના પ્રત્યુત્તરની રાહ જોવા લાગ્યો. તારનો જવાબ આવે તે દરમિયાન રામમોહનરાય તથા રણછોડરાય મુંબઇમાં શાન્ત બેસી રહ્યા નહિ પરન્તુ આખા શહેરમાં—હોટેલમાં, દરેક વીશીમાં અને દરેક લોજમાં તેની તપાસ કરી વળ્યા, પરંતુ કશા સમાચાર મળ્યા નહિ. ત્રિજે દિવસે કોલંબોથી તારનો પ્રત્યુત્તર આવ્યો કે: "શિશિરચંદ્ર નામનો કોઇ પેસેન્જર ડબ્લિન નામની સ્ટીમરમાં છે નહિ."

હજી પણ બે ત્રણ દિવસ સુધી તેઓએ મુંબઇ શહેરમાં અનેક પ્રકારે તપાસ કરી જોઈ, પરંતુ છેવટે તેમાં નિરાશ થઇને તેઓ પાછા ફર્યા. રણછોડરાય મુંબઇથી સીધો બિલાસપુર તરફ રવાના થયો અને રામમોહનરાય રામાની સાથે સુરત પાછો આવ્યો. રામમોહનરાય અત્યંત ચિન્તા કરવા લાગ્યો કે: "શિશિરચંદ્ર ક્યાંક ચાલ્યા ગયા છે—અનેક પ્રયત્નો કર્યા છતાં કશો પત્તો લાગ્યો નહિ. હવે હું સવિતાને શું કહીને ધીરજ આપીશ ? શિશિરચંદ્રનો કશો પત્તો લાગ્યો નથી, એ વાત તેને કેમ કહેવાય ? શિશિરને સાથે લઇને જ પાછા ફરવાનું કહીને હું નીકળ્યો હતો, હવે મારે તેને શો જવાબ આપવો ? સવિતા આ સમાચાર સાંભળીને શું જીવી શકશે ? અરે પ્રભુ ! વૃદ્ધાવસ્થામાં મારે માથે આ દુઃખ ક્યાંથી આવી પડ્યું ? સવિતા મારી લાડકી પુત્રી સુખી થશે એમ ધારીને શિશિરચંદ્રના હાથમાં મેં તેને અર્પણ કરી, પરંતુ તેના નશીબમાં આવું દુઃખ લખેલું છે, એ સ્વપ્ને પણ હું ધારતો નહતો." એ પ્રમાણે અનેક પ્રકારની ચિન્તા કરવા છતાં સવિતાસુંદરીને આશ્વાસન આપવાનો કોઇ પણ ઉપાય રામમોહનરાયને સૂઝ્યો નહિ.

રામમોહનરાય સુરતથી ચાલ્યા ગયો, ત્યારપછી ચાર દિવસે તેના નામનું એક રજીસ્ટર્ડ પૅકેટ રંગપુરથી પાછું ફરીને સુરત આવ્યું હતું. વસંતકુમારે તે પૅકેટ લઇને સવિતાસુંદરીને આપ્યું હતું. સવિતાસુંદરીએ તે પૅકેટ તે જ સ્થિતિમાં અભરાઇ ઉપર મૂકી રાખ્યું હતું. આજે રામમોહનરાય પાછો આવ્યો છે, પરંતુ સવિતાની સાથે મેળાપ કરવાની તે હિંમત કરી શકતો નથી. સુહાસિનીને સુરત આવેલી જોઇને તે કાંઇક આશ્વસ્ત થયો. શિશિરચંદ્રનો કશો પત્તો લાગ્યો નથી એ સમાચાર જાણીને વિમળા

સવિતાની પાસે જઇને બોલી: "બાપા પાછા આવ્યા છે!"

"હા, તે મારા જાણવામાં આવ્યું" એમ કહીને તે કશું વધારે બોલી નહિ.

વિમળા ફરીથી બોલી: "શિશિરચંદ્રનો કશો પત્તો લાગ્યો નહિ."

"હા, એ પણ જાણ્યું." સવિતાસુંદરીએ પ્રત્યુત્તર આપ્યો.

સવિતાના મુખનો ભાવ જોઇને વિમળા કશું વધારે બોલી નહિ. તે પણ સવિતાની માફક નીરવતાથી તેની પાસે બેસી રહી. કેટલીક વાર પછી સવિતાની માએ આવીને "બેટા સવિતા!" કહીને બોલાવી. સવિતાએ શુષ્ક કંઠે ઉત્તર આપ્યો: "શું છે મા?" સવિતાનો કંઠસ્વર સાંભળીને સુહાસિનીની આંખોમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. સવિતા સૂતી હતી તેની પાસે બેસીને સુહાસિની તેના મસ્તક તથા કપાળપર હાથ ફેરવવા લાગી. માતાની નીરવ સહાનુભૂતિથી સવિતાનું બળતું હૃદય કાંઇક શાન્ત થયું. કેટલીક વાર પછી આંખો ઉઘાડીને સવિતાએ સુહાસિનીને બોલાવી: "મા!"

"કેમ, શું છે બ્હેન?"

"મારા બાપાને નામે એક રજીસ્ટર કાગળ આવ્યો છે, તે અભરાઇ ઉપર મેં મૂકી રાખ્યો છે, તે તેમને આપોને."

"તે બધુ પછી થશે. એટલી બધી ઉતાવળ શી છે બેટા?"

"મા, મારા મનમાં એમ થાય છે કે તે કાગળની અંદર કાંઇક એમના ખબર હશે."

"મારૂં કપાળ એમાં ખબર છે? શિશિરચંદ્રને હુ બહુ ડાહ્યા ધારતી હતી. તેમણે બીજાનુ કહેવું માનીને આપણને દુ:ખી કરવામાં કશું બાકી નથી રાખ્યું. શું કરૂં? તેની મામી શાન્તાગૌરી અત્યારે જીવતાં નથી, નહિતો તેમને ઠપકો આપત કે તમે આવા જમાઇ શોધી આપ્યા?"

"તેમનો દોષ શો છે બા? દોષ તો મારો જ છે, કે આજસુધી હું જાણી શકી નહિ."

"તારો દોષ શો છે? તું તો કોઇ પ્રકારે અપરાધી નથી."

માતાના પ્રશ્નનો સવિતાએ કશો ઉત્તર આપ્યો નહિ. તે મનમાં બોલી: "મેં તેમનો અપરાધ કર્યો છે, નહિ કેમ? તેમના મનમાં સંદેહરૂપી અગ્નિ મેં સળગાવ્યો છે. તે અગ્નિમાં તેમનું હૃદય ભડભડ બળ્યા કરતું હશે. મારૂં હૃદય પણ બળ્યા કરે છે. વસંતકુમારની પણ

તેવી જ સ્થિતિ છે. અહા કેવો ભયંકર અગ્નિ ? એ અગ્નિની પાસે જે જાય, તે બચવા પામે નહિ. તે અગ્નિ કદી બુઝાવાનો નથી, તેની પ્રખરતા કદિ ઓછી થવાની નથી. ”

એટલામાં નેશનલ બેન્કમાંથી એક ઓફીસર એક નવી ચેક બુક તથા સવિતાસુંદરીના નામની એક ખાતાની ચોપડી લેઇને આવ્યો. તેણે તે ખાતાની ચોપડીમાં સવિતાસુંદરીની સહી કરાવવાનું કહ્યું. બેન્કના ઓફીસરને પૂછતાં રામમોહનરાયના જાણવામાં આવ્યું કે બેન્કના ખાતાદાર શિશિરચંદ્ર તરફથી આ ચિઠ્ઠી આવી છે કે તેના નામનો હિસાબ હવેથી તેની પત્નીને નામે ચડાવવો, અને બેન્કની અંદર જે પૈસા જમે છે, તે હવેથી તેની પત્નીને નામે જમે રાખવા. ઓફીસરને થોડી વાર રાહ જોવાનું કહીને રામમોહનરાય ચેકબુક તથા સહી કરાવવાની ખાતાવહી લઇને સવિતાની પાસે ગયો. સવિતાસુંદરીએ ખાતાવહીમાં પોતાની સહી કરી આપી અને ચેકબુક તેના પિતાની પાસે રાખવા આપી. એટલામાં સવિતાસુંદરીની માતા અભરાઈ ઉપરથી તે રજીસ્ટર પેકેટ લઇને આવી અને તેના સ્વામીના હાથમાં આપીને બોલી: “ જુઓ જોઇએ, આમાં શિશિરચંદ્રના કશા ખબર છે ? ”

રામમોહનરાયે પેકેટ ખોલ્યું, તો અંદરથી બે દસ્તાવેજો નીકળ્યા. એક દાનપત્ર અને એક કરારપત્ર. તે અંગ્રેજી જાણતો હોવા છતાં દસ્તાવેજ સમજી શકે તેટલું તેનામાં જ્ઞાન ન હતું. તેથી તે બન્ને દસ્તાવેજો તેની પત્નીના હાથમાં આપીને બોલ્યો: “ વસંતકુમારને બોલાવી લાવું છું, તે આ દસ્તાવેજો આપણને સમજાવશે. ”

થોડી વારમાં રામમોહનરાય બેન્કના ઓફીસરને વિદાય કરીને અને વસંતને લઇને પાછો આવ્યો. વસંતકુમારે બન્ને દસ્તાવેજો સમજાવી દીધા. દાનપત્રનો સાર એ હતો કે શિશિરચંદ્રની જે કાંઈ સ્થાવર અને જંગમ મિલ્કત છે, તેની અધિષ્ઠાત્રી હવેથી સવિતાસુંદરી છે. કરારપત્રનો ભાવાર્થ એવો હતો કે ચાકિયા પ્રદેશની ખાણમાંથી દર વર્ષે જે કાંઈ ઉત્પન્ન થાય, તેનો બે આની હિસ્સો રણછોડરાય એન્જીનીઅરને આપવાનો કરાર શિશિરચંદ્ર કરી ગયો છે માટે તે માન્ય રાખવો. રામમોહનરાયે સઘળી સંપત્તિ તથા સઘળા કામકાજની વ્યવસ્થા રણછોડરાય એન્જીનીઅરની સાથે મળીને કરવી અથવા સવિતાસુંદરી તેની મરજીમાં આવે તે માણસની નિમણૂક કરીને સઘળી વ્યવસ્થા કરે.

દાનપત્રની વાત સાંભળીને કોના મનમાં કેવો ભાવ ઉત્પન્ન થયો હશે, તે કોણ કહી શકે ? કિન્તુ **સવિતાસુંદરીનું** હૃદય **આથી** વધારે સળગવા લાગ્યું. તે પૈસાને બિલકુલ ઇચ્છતી ન હતી. **શિશિરચંદ્ર** હવે ઘેર નહિ આવે, એવી ખાત્રી થવાથી તે મનમાં બહુ દુઃખ પામવા લાગી.

---

## પ્રકરણ ૭ મું.

### સુમંતરાય અને હેમાંગિની.

**સુમંતરાય** ત્રણ મહિનાની રજા લઇને બગડેલી તબિયત સુધારવા માટે જગન્નાથપુરીમાં આવીને રહ્યો છે. સમુદ્રના કિનારા ઉપર જ તેણે એક મકાન ભાડે લીધુ છે. તેની સ્ત્રી **હેમાંગિની** અને **હેમાંગિનીનો** નાનો ભાઇ **મુરારિ** તથા **શાંતિદેવી** નામની એક વૃદ્ધા દાસી એટલા જણાં તેની સાથે છે. **શાંતિદેવીએ** સ્વહસ્તે **હેમાગિનીને** ઉછેરી મોટી કરી છે. તે જોકે દાસી છે તોપણ ઘરમાં એક પ્રકારે કર્તાહર્તા છે.

**સુમંતરાય** સરકારમાં એક મોટા એંજીનીયરનો હોદ્દો ભોગવે છે. દરમહિને સાતસો રૂપીઆ તો પગારના મળે છે. પરંતુ તે "*असारे खलु संसारे सारं श्वशुरमंदिरं।*" એ સૂત્રને આધારે સસરાને ઘેર રહે છે. સૃષ્ટિકર્તા નારાયણ પોતે પોતાના સસરાનુ ઘર જે ક્ષીરસાગર સમુદ્ર છે, તેનો ત્યાગ કરી શકયા નથી અને સૃષ્ટિનો સહારકર્તા સ્મશાનવાસી-સર્વત્યાગી મહાદેવ પણ જ્યારે પોતાના સસરાનું ઘર જે હિમાલય પર્વત છે, તેનો ત્યાગ કરી શક્યા નથી, તો પછી **સુમંતરાય** તેના સસરાને ઘેર રહે, તેમાં તેનો શો દોષ ? વળી **સુમંતરાયને** તેના સસરાને ઘેર રહેવાનું એક ખાસ કારણ પણ હતું. **સુમંતરાયની** અતિ બાલ્યાવસ્થામાં-જે વખતે તેની ઉમર એટલી બધી નાની હતી કે **સુમંતરાયને** તે વાતનું અત્યારે સ્પષ્ટ રીતે સ્મરણ પણ નથી, ફકત એટલું જ યાદ છે કે એક વાર બાલ્યાવસ્થામાં-તેનુ લગ્ન થયુ હતુ અને તે લગ્ન થયા પહેલાં તથા પછી એક પરિચિતા બાલિકાની સાથે તે ઘણા દિવસ સુધી રમ્યો હતો. તે બાલિકાનું નામ **વિમળા** હતું. તેનું તે સુકોમળ, સુંદર, આંખને આનંદ આપે તેવું, પવિત્ર અને મનોહર મુખ તે કદિ પણ આ જીવનમાં ભૂલી શકે તેમ નથી. આંખો બધ કરવાથી તે સુંદર મુખ, તેની મોટી મોટી બન્ને આંખો, તેની સરલ-સ્નિગ્ધ મધુર દૃષ્ટિ તેના માનસ-પટમાં ખીલી નીકળતી

હતી. તે સુંદર મુખ ફરીથી એક વાર જોવાને તે બહુ પ્રયત્ન કરતો હતો.

બીજી વારના લગ્ન વખતે સુમંતરાયના પિતા ગણપતરાયે આગલા લગ્નની વાત તદ્દન વિસરી જવાની તેને આજ્ઞા કરી હતી. વળી વધારામાં પોતાના પગનો સ્પર્શ કરાવીને સુમંતરાયને સોગન લેવરાવ્યા હતા કે પિતાની હયાતીમાં તે કોઇની પાસે પોતાના પ્રથમના લગ્નની વાત પ્રકટ કરશે નહિ. તેથી પિતાની હયાતીમાં તે લગ્નનો વિચાર પણ મનમાં લાવી શકતો નહિ. પરંતુ બાલ્યાવસ્થામાં તેના માનસ પટમાં અંકિત થઈ ગએલી તે બાલિકાની મૂર્તિ કોઇ પણ રીતે ભુંસાઇ શકે તેમ ન હતું–ભુસી નાખવાનો પ્રયત્ન પણ તે કરતો નહિ. ત્રણ વર્ષ પહેલાં તેના પિતાનું મૃત્યુ થયા પછી ગુપ્ત રીતે વિમળાની તેણે ઘણી શોધ કરી હતી, તેની શોધ માટે પૈસા ખર્ચવામાં પણ તેણે પાછી પાની કરી ન હતી, પરંતુ કશો પત્તો લાગ્યો ન હતો.

સુમંતરાયનો પિતા ગણપતરાય તેના મિત્ર ચંપકરાયની સાથે વલસાડની કોર્ટમાં નોકરી કરતો હતો. સ્કૂલમાં ભણતી વખતે પણ તેઓ બન્ને વચ્ચે મિત્રાચારી હતી. પાછળથી તે મિત્રાચારી દૃઢ કરવાને માટે ગણપતરાયે તેના માતૃહીન સાત વર્ષના પુત્ર સુમંતરાયની સાથે ચંપકરાયની પાંચ વર્ષની ઉમરની કન્યા વિમળાનું લગ્ન કરી નાંખ્યું. મનુષ્ય એક બાજુ વિચાર કરીને કામ કરે છે, પરંતુ તે કાર્યનું ફળ ઘણે ભાગે બીજી બાજુએ ઉતરી પડે છે. ગણપતરાય તથા ચંપકરાયે તેમની બાલ્યકાળની મિત્રાચારી દૃઢ કરવાના વિચારથી જે પરસ્પર એક–બીજા સાથે વૈવાહિક સંબંધ બાંધ્યો હતો, તે સબંધ દૃઢ થવાનું તો દૂર રહ્યું, પરંતુ ઉલ્ટું સદાને માટે તેમની મિત્રાચારી જ ભાંગી પડી. લગ્ન થયા પછી થોડે દિવસે એક સામાન્ય કારણને માટે ગણપતરાય ચંપકરાય ઉપર ગુસ્સે થઈ ગયો. ચંપકરાયે તેને સંતુષ્ટ કરવાને અનેક ઉપાયો કર્યા, પરન્તુ કોઈ પણ પ્રકારે તે શાન્ત થયો નહિ. ગણપતરાય પોતાના પેન્શનની પણ દરકાર છોડીને આઠ વર્ષના પુત્ર સુમંતરાયને લઇને ભરૂચ આવીને રહ્યો. માતાના મૃત્યુ પછીથી સુમંતરાય ઘણોખરો સમય ચંપકરાયને ઘેર જ રહેતો હતો. તે ત્યાં વિમળાની સાથે રમ્મત–ગમ્મત કરીને આનંદ કરતો હતો. લગ્ન થયા પછી પણ તે પિતાની પાસે નહિ રહેતાં સસરાને ત્યાં જ રહેતો હતો. ત્યારપછી અચાનક એક દિવસ પિતા તેને લઇને ભરૂચ ચાલ્યો આવ્યો અને એક ઘર ભાડે લઇને રહેવા લાગ્યો. સુમંતરાયને ભરૂચની હાઇસ્કૂલમાં ભણવા બેસાડીને

ગણુપતરાય એક વેપારીની ઑફીસમાં નોકરીમાં જોડાઈ ગયો. એ રીતે વલસાડ સાથેનો તેનો સંબંધ તદ્દન તૂટી ગયો. વળી પોતાના કોઇ પણ પ્રકારના સમાચાર ચંપકરાય ન જાણી શકે એ માટે ગણુપતરાય બહુ જ સાવધાન રહેતો હતો.

આઠ વર્ષ પછી પદર વર્ષની ઉમરે સુમતરાય સન્માનપૂર્વક મેટ્રિકની પરીક્ષામાં ત્રીજે નંબરે પાસ થયો, એટલે તેના વિવાહને માટે અનેક સ્થળેથી માગાં આવવા લાગ્યાં. છેવટે ગણુપતરાયે પ્રતાપરાયની કન્યા હેમાંગિનીની સાથે પુત્રનો બીજી વાર સબધ કરી નાંખ્યો. તે સબધની વાત સાંભળીને સુમંતરાયે પિતાની પાસે પ્રથમના લગ્નનો ઉલ્લેખ કોઇ પાસે નહિ કરવાના સોગન લીધા.

યોગ્ય સમયે સુમનરાયનુ બીજી વાર લગ્ન થયું. સાથે સાથે તેનું રહેવાનુ સ્થળ પણ બદલવામાં આવ્યુ. તેને ઘરજમાઇ તરીકે પ્રતાપરાયને ઘેર રાખવામાં આવ્યો. સુમતરાય એમ. એ. ની પરીક્ષા પાસ કરીને એન્જીનીઅરીંગ ખાતાનો અભ્યાસ કરવા પુના ગયો. ત્યાં તે સન્માન પૂર્વક એન્જીનીઅરની છેલ્લી પરીક્ષા પાસ કરીને સરકારી નોકરીમા દાખલ થયો. નોકરીને સ્થળે અનેક પ્રકારની અગવડોને લીધે સુમંતરાય તેની સ્ત્રી હેમાગિનીને સાથે લઇ જતો નહિ. હેમાંગિની તેના પિતાને ઘેર જ રહેતી હતી. પરતુ આ વખતે સ્વામીનુ શરીર સારૂં નથી એમ કહીને તે જોર કરીને સુમંતરાયની સાથે જગન્નાથપુરી આવી છે. વળી તેના નાના ભાઈ મુરારિનું શરીર પણ સારૂં નથી એમ કહીને તેને પણ સાથે લાવી છે. કામ કરવા માટે તેની વૃદ્ધા દાસી શાન્તિદેવી તો સાથે હોય જ ને !

સુમતરાય લગભગ પદર દિવસ થયાં જગન્નાથપુરીમાં આવ્યો છે. ને રોજ સમુદ્રમાં સ્નાન કરવા જાય છે. કોઈ કોઈ દિવસ હેમાગિની પણ તેની સાથે સાગર-સ્નાન કરવા આવે છે. આજે સુમતરાય એકલો દરિયાકિનારે આવ્યો છે. તે સ્નાન કરવા માટે સમુદ્રમાં ઉતરવા જાય છે, એટલામાં તેના જોવામાં કાંઇક આવ્યું, તે જોઇને તે દિગ્મૂઢ બની ગયો. પછી તે વિચાર કરવા લાગ્યો: " અહા ! આ શું ? આવું સુંદર મુખ શું કોઇ મનુષ્યનું હશે ? ના, ના, મનુષ્યનું આવું સુંદર મુખ કદિ હોય જ નહિ. આ મુખ તો કોઇ સ્વર્ગની દેવીનું જ હોય એમ લાગે છે ! શું ત્યારે સ્વર્ગની સુંદરીઓ પણ અહીં સાગર-સ્નાન કરવા

આવતી હશે ? હા, નહિ કેમ ? અરે ! પણ આ સુંદર મુખ તો કોઇ વાર મારા જોવામાં આવ્યું હોય, એમ મને લાગે છે । કયે સ્થળે જોવામાં આવ્યું તે મને યાદ નથી. ”

એકાએક તેની બાલ-સખીનું તેને સ્મરણ થઈ આવ્યું. તે મનમાં પુનઃ વિચાર કરવા લાગ્યોઃ “ હા, બરાબર તે જ મુખ અને તે જ આકૃતિ ! તે બાલિકાની સાથે આ મુખ બરાબર મળતું આવે છે, કિન્તુ એ નાનકડા મુખની સરખામણીમાં આ સંપૂર્ણ ખીલેલું મુખ વધારે મનોહર લાગે છે ! ”

સુમતરાય ભાન ભૂલી જઇને એક દૃષ્ટિથી તે સુંદર મુખ તરફ જોઈ રહ્યો. તે મનમાં બોલવા લાગ્યોઃ “ અહા ! દૃષ્ટિમાં કેવી આકર્ષણ શક્તિ રહેલી છે ? જો એમ ન હોય તો એ સુંદર મુખ આવી રીતે એકાએક મારી સામે એક નજરે જોઇ રહે નહિ ! અહો ! આ તે જ પૂર્વપરિચિત આંખો ! પરન્તુ એ આંખો અને એ સરલ-સ્નિગ્ધ મધુર દૃષ્ટિમાં આટલો ફેરફાર કેમ જણાય છે ? આ તેની દૃષ્ટિ તો હૃદયને ઉન્મત્ત કરી નાંખે તેવી સલજ્જ અને ચચળ છે ! ” એ ચચળ દૃષ્ટિએ સુમતરાયના મર્મસ્થળને ભેદી નાંખ્યું !

એ ચચળ દૃષ્ટિવાળી રમણીએ એક અપરિચિત મનુષ્યને પોતાની સામે એક દૃષ્ટિથી જોઇ રહેલો જોઇને બન્નેની નજર એક થતાં વાર જ લજ્જિત થઇને પોતાનું મુખ બીજી દિશાએ ફેરવી દીધુ અને લાજનો ઘુમટો તાણીને ઊભી રહી. તે પોતાની સાથે આવેલી એક બીજી અસાધારણ સૌન્દર્યવતી સુંદરીનો હાથ પકડીને સમુદ્રમાંથી બહાર નીકળી.

સુમતરાય વિચાર કરવા લાગ્યોઃ “ આ સુંદરી કોણ ? શું એ વિમળા તો નહિ ? હા, એ નક્કી વિમળા જ છે. બીજું કોઇ નહિ ! પરંતુ તેની સાથે આ બીજી રમણી કોણ ? તે વિમળાની નાની બહેન હોય એમ લાગે છે. અરે ! પણ વિમળાને નાની બહેન તો ન હતી ! કદાચ પાછળથી તેને નાની બહેન થઇ હોય તોપણ કોને ખબર છે ? કારણકે વિમળાનો ત્યાગ કર્યાને લગભગ વીસ વર્ષો તો વીતી ગયાં છે ! ત્યારે શું નક્કી એ વિમળા જ છે ?—ના, ના, તે વિમળા નથી, કિન્તુ મારા ભ્રમિત મસ્તકનો માત્ર ઉન્માદ-કલ્પના જ છે. મારા ભ્રમિત મસ્તકે આ સુંદરીના રૂપમાં મને મોહિત કરી નાંખીને મારી બાલ્યાવસ્થાની સહચરીના મુખની સાથે બરાબર એકતા દેખાડી

દીધી છે ! અહા ! બરાબર તે જ મોઢું, તે જ આંખો અને તે જ રૂપ; મારા હૃદયમાં અંકિત થએલી છબીની સાથે તે બરાબર મળતાં આવે છે, તો પછી એ વિમળા જ હોવી જોઇએ."

સુમતરાયને હવે સ્નાન કરવાનું ભાન રહ્યું નહિ. તે બન્ને રમણીઓ સમુદ્રના કિનારાનો લગભગ અર્ધો પટ ઓળંગી ગઈ હતી. સુમંતરાય એકદમ ઉતાવળે પગલે તેઓની પાછળ પાછળ જવા લાગ્યો, પરન્તુ તેને સુંદરીઓની પાસે પહોંચે તે પહેલાં તો તે બન્ને રમણીઓ કિનારે પહોંચી જઇને ઘોડાગાડીમાં ચડી બેઠી. ઘોડાગાડીની પાછળ એક ભીમસેનના જેવો મહા બળવાન હિંદુસ્તાની ભૈયો કોચબૉકસમાં ચઢી બેઠો. ગાડી જોસભેર ચાલી ગઈ. હવે તેની પાછળ જવું નકામુ છે એમ ધારીને સુમતરાય તે જ સ્થળે ઊભો રહીને જ્યાંસુધી દૃષ્ટિમર્યાદાની બહાર તે ગાડી જતી રહી, ત્યાંસુધી તે એક દૃષ્ટિથી તેની સામે જોઇ રહ્યો.

"તમે અત્યારસુધી ઘોડા જોતા હતા ને ! બહુ સુંદર ઘોડા છે. આવા ઘોડા જગન્નાથપુરીમાં બીજા કોઇના નથી."

એકાએક ચમકી જઇને સુમતરાયે પાછું ફરીને જોયું, તો એક ગુજરાતી ગૃહસ્થ તેની પાસે ઊભો રહીને તેની સાથે વાત કરે છે. સુમતરાયે પ્રત્યુત્તર આપ્યો: "હા, બહુ સારા ઘોડા છે. એ ઘોડાનો માલિક કોણ છે, તે આપ જાણો છો ?"

"ગાડીમાં બેસીને જે સાગર-સ્નાન કરવા આવ્યાં હતાં, તેમના એ ઘોડા છે." આગંતુક ગુજરાતી ગૃહસ્થે જણાવ્યુ.

"એમનું ઘર શું અહીં જગન્નાથપુરીમાં છે ?"

"ના જી, તેમનું ઘર અહીં નથી, પરંતુ સુરતમાં છે. ચાકિયા પ્રદેશમાં મોટી ખાણની વાત આપે સાંભળી છે કે ?" ગુજરાતી ગૃહસ્થે પ્રશ્ન કર્યો.

"હા, ચાકિયા પ્રદેશની ખાણનો પ્રથમ વર્ષનો રિપોર્ટ મારા વાંચવામાં આવ્યો હતો. આખા ભારતવર્ષમાં સર્વ કરતાં શ્રેષ્ઠ અને કિંમતી ખાણ ચાકિયાની ગણાય છે. એ ખાણના માલીક શિશિરચંદ્ર છે, એવું મેં સાંભળ્યું છે, પરંતુ એવું સાંભળવામાં આવ્યું છે કે એ ચાકિયાની ખાણનું કામ ચાલ્યું, તે પહેલા વર્ષમાં જ તે શેઠ કયાંક જતા રહ્યા છે તેનો હજુસુધી પત્તો લાગ્યો નથી." સુમંતરાયે જણાવ્યું.

"હા, મેં પણ એમ જ સાંભળ્યું છે. એ ઘોડાગાડીમાં બેસીને જે બે સ્ત્રીઓ સાગર–સ્નાન કરવા આવી હતી, તેમાંની એક **શિશિરચંદ્રની** પત્ની **સવિતાસુંદરી** હતી અને બીજી તેની બહેન હતી. **શિશિરચંદ્ર** લગભગ પાંચ વર્ષથી જતા રહ્યા છે, તેથી **સવિતાસુંદરી** હવે અહીં જ રહે છે. હાલમાં જગન્નાથપુરીમાં તે એક મંદિર અને એક અનાથાશ્રમ તૈયાર કરાવે છે. પરંતુ તે મંદિરની અંદર કોઇ દેવની મૂર્તિ પધરાવવાની નથી, તેના સ્વામીની મૂર્તિ પધરાવવાની છે. તેણે તેના સ્વામીની પૂજાને માટે તથા સ્વામીસુખથી વંચિત થએલી અનાથ સ્ત્રીઓના આશ્રમના ખર્ચને માટે ચાકિયા પ્રદેશની ખાણની સઘળી પેદાશ ધર્માદામાં અર્પણ કરી છે. એક જબરદસ્ત મંદિર તથા આશ્રમ બંધાય છે. વળી સાંભળ્યુ છે કે ઇટાલિમાં કિંમતી સફેદ પત્થરની પોતાના સ્વામીની મૂર્તિ તૈયાર કરાવવા માટે **શિશિરચંદ્રનો** ફોટોગ્રાફ ત્યાં મોકલી આપ્યો છે. ઇટાલિના એક કારીગરે તે મૂર્તિ તૈયાર કરવાને માટે ત્રણ વર્ષની મુદત માંગી છે. મંદિર વગેરેને તૈયાર થતાં પણ લગભગ ત્રણ વર્ષ લાગશે."

એ ગુજરાતી ગૃહસ્થની પાસેથી આ સઘળા સમાચાર સાંભળીને **સુમંતરાય** વિચાર કરવા લાગ્યોઃ "મારું અનુમાન ખોટું પડયુ. મેં જે ધાર્યું હતું કે મારા હૃદયમાં અંકિત થએલી તે **વિમળાની** છબી છે, તે પણ ખોટું. એ સ્ત્રીઓ તો **સવિતાસુંદરી** અને તેની બહેન હશે. મારી લુબ્ધ આંખોએ તેમને ઓળખવામાં ભૂલ કરી છે. હું ધારૂં છું કે **વિમળા** આજસુધી જીવતી જ નહિ હોય. આ જીવનમાં હવે તેની સાથે મેળાપ થઇ શકશે નહીં, કિન્તુ તે જીવતી છે કે નહીં તેનો જ્યાંસુધી નિશ્ચય થઇ શકે નહિ, ત્યાંસુધી હું શાન્ત બેસી શકીશ નહિ." એ પ્રમાણે વિચાર કરતો કરતો તે ઘેર પાછો આવ્યો. તેને સ્નાન કર્યાં વિના ઘેર આવેલો જોઇને **હેમાંગિનીએ** વિસ્મય પામીને પ્રશ્ન કર્યોઃ "તમે સાગર–સ્નાન કરવા ગયા હતા અને સ્નાન કર્યા વિના પાછા કેમ આવ્યા? ઘેર સ્નાન કરવું છે?"

સ્વપ્નનો એકાએક ભંગ થયો **સુમંતરાય** ચમકી જઇને બોલ્યોઃ "હા, સ્નાન કર્યા વિના હું પાછો આવ્યો, એ મારી ભૂલ થઈ." **સુમંતરાયનું** આવું ગાંડાના જેવું બોલવું સાંભળીને **મુરારિ** ખડખડ હસીને બોલ્યોઃ "બહેન, એન્જીનીઅર સાહેબ નક્કી કોઇ મકાનના નકશા સંબંધીનો

વિચાર કરતા કરતા સ્નાન કરવા ગયા હશે અને તેથી પોતે શું કામ કરવા આવ્યા છે તે યાદ નહિ રહેવાથી સ્નાન કર્યા વિના ઘેર પાછા ચાલ્યા આવ્યા છે. તે સમુદ્રને કિનારે બેસીને જમીન ઉપર આંક તાણીને નકશો કાઢવા મંડયા નહિ એટલાં આપણે નસીબદાર, નહિતો બપોર થાત તોએ ઘેર આવવાનું સૂઝત નહિ અને આપણે તેમની શોધ કરીને થાકી જાત. ”

સુરારિનું એ બોલવું સાંભળીને સુમંતરાય હસીને બોલ્યોઃ “ સુરારિ ! તમને પણ તમારી બહેનની હવા લાગી હોય એમ જણાય છે. ”

હેમાગિની પણ હસતી હતી. તે સ્વામીનું આ વાકય સાંભળીને બોલીઃ “ એની બહેનની હવા લાગી કેમ ? ”

“ તુ બોલવામાં બહુ ચતુર છે એટલે સુરારિને પણ તારી અસર થાય જ. ”

“ મને બોલવાની ચતુરાઈ તો તમે શીખવી છે, માટે સુરારિને પણ તમારી અસર થઇ છે, એમ કહો—મારી નહિ. લ્યો હવે નહાવું છે કે નહિ ? બધી રસોઈ તો તૈયાર થઇ ગઇ છે. ”

“ તમે ખાવા બેસી જાઓ, હુ હમણાં નાહીને આવું છું. ”

“ બપોર થવા આવ્યા છે, હવે અત્યારે દરિયાકિનારે નહિ જતાં અહીં જ નાહી લ્યોને ? ”

“ ના, ના, અહીં નહિ; સમુદ્રમાં નાહી આવું. સમુદ્રમાં સ્નાન કરવાથી જે તૃપ્તિ થાય છે, તે તૃપ્તિ ઘેર સ્નાન કરવાથી થતી નથી. વળી જ્યાંસુધી અહીં રહીએ છીએ ત્યાંસુધી તો સમુદ્ર-સ્નાન કરૂં, પછી તો બારે માસ ઘેર સ્નાન કરવાનું છે જ. ”

એમ કહીને સુમંતરાય જવાને તૈયાર થયો, એટલામાં સુરારિ બોલ્યોઃ “ હુ તમારી સાથે આવું ? ”

સુમંતરાય બોલ્યોઃ “ કેમ તમે નાહ્યા નથી ? ”

“ હું નાહ્યો તો છું, પરંતુ તમે કદાચ ફરીથી ભૂલી જાઓ, એટલા માટે તમારી સાથે આવું ! ”

“ જાઓ, જાઓ, મશ્કરી શું કરો છો ? ” એમ કહીને સુમંતરાય ચાલતો થયો.

રસ્તામાં ચાલતાં ચાલતાં પાછળથી ગાડીનો અવાજ સાંભળીને તેણે પાછળ ફરીને જોયું, તો જે ગાડીમાં બેસીને શિશિરચંદ્રની પત્ની

અને તેની બ્હેન ચાલ્યાં ગયાં હતાં તે જ ગાડી પાછી સ્નાન કરવાના ઘાટ તરફ આવે છે. ગાડીમાં કોણ આવે છે, તે જોવાને માટે તે રસ્તાની એક બાજુએ ઉભો રહ્યો. તુરત જ તેની પાસે થઈને ગાડી પસાર થતાં તેની અંદર બેઠેલો મનુષ્ય ઓળખાઇ આવવાથી તેણે મોટા અવાજથી બૂમ મારી: " રણછોડરાય ! "

## પ્રકરણ ૮ મું.

### વિમળા.

ગણપતરાયે વલસાડ છોડયા પછી ચંપકરાયે તેની શોધ કરવાને અનેક પ્રયત્નો કર્યા હતા, પરન્તુ ગણપતરાયની સાવચેતીથી તેના તે બધા પ્રયત્નો નિષ્ફળ નીવડયા હતા. એવી રીતે એક પછી એક એમ અગીઆર વર્ષો વીતી ગયાં, એ સમય દરમિયાન ચંપકરાય ગણપતરાય તથા સુમંતરાયના કશા સમાચાર મેળવી શકયો નહિ. બાલ્યાવસ્થામાં દીકરીનું લગ્ન કરીને તેણે પુત્રીને જન્મદુ:ખિની કરી છે, એ શોચનાથી તેનું હૃદય નિરંતર બળ્યા કરતું હતું. વિમળાની ઉમર અત્યારે લગભગ સોળ વર્ષની થવા આવી હતી. તે બહુ સ્વરૂપવતી હતી. માતાપિતા તરફથી તે તેના દુર્ભાગ્યની વાત જાણી શકી નહિ, પરંતુ પાડોશી પાસેથી તેણે ઘણા દિવસો પહેલાં તે વાત સાંભળી હતી. કેટલીક સ્ત્રીઓ તેની શુભેચ્છક થવાનો ડોળ કરીને તેની પાસે આવીને કહેતી કે: " તારો પતિ ગુમ થયાને અગીઆર વર્ષો થયાં, હવે એક વર્ષ ફક્ત બાકી રહ્યું છે. જો બાર વર્ષ પૂરાં થાય તો પછી તારે વિધવાનો વેષ ધારણ કરવો પડશે અને વિધવાનું આચરણ આચરવું પડશે. "

એ સાંભળીને વિમળાની એક કાન્તિ નામની બ્હેનપણી બોલી: " પરન્તુ સ્વામી જીવતા હોય તો ? "

પાડોશની સ્ત્રીઓમાંની એક સુખદા નામની દોઢડાહી સ્ત્રી બોલી: " સ્વામી જીવતો હોય તોપણ શાસ્ત્રમાં કહ્યું છે કે જે સ્ત્રીના પતિને ગુમ થયાને બાર વર્ષો પૂરાં થાય, તે સ્ત્રીએ તેનો સ્વામી મરી ગએલો સમજી તેનુ શ્રાદ્ધ કરીને વિધવાનો વેષ ધારણ કરવો જોઇએ. "

આ વાત સાંભળીને વિમળા કશું બોલી નહિ, પરન્તુ તેના મનમાં અત્યંત ભય ઉત્પન્ન થયો. તે વિચાર કરવા લાગી કે: " સ્વામીની સાથે

મને કદિ મેળાપ થયો નથી, પાંચ વર્ષની ઉંમરે મારૂં લગ્ન થયું હતું. સ્વામીની સાથે મારે કાંઇ વાતચીત થઈ હોય, તો તે અત્યારે મને યાદ નથી, પરંતુ લગ્નની વાત થોડી થોડી યાદ છે ખરી. હું સમજણી થઈ ત્યારથી મારા મનમાં મારા સ્વામીનું રટણ કર્યા કરૂં છુ, પરન્તુ શાસ્ત્રમાં બાર વર્ષ પુરાં થયે સ્વામીનું શ્રાદ્ધ કરી વિધવાનો વેષ ધારણ કરવાનું કહ્યું હોય, તો તે મારાથી કેમ થઇ શકશે? કારણકે મને દૃઢ વિશ્વાસ છે કે મારા સ્વામી હજી જીવતા છે. પતિ જીવતા હોવા છતાં જો હું તેમનું શ્રાદ્ધ કરૂં તો હું નરકની અધિકારિણી થાઉં. ગમે તેમ થાય, તો પણ હું તે કાર્ય કરવાની નથી."

ચંપકરાયે વિમળાના દુર્ભાગ્યને માટે પોતાને અપરાધી માનીને વિમળાનું મન બીજી દિશાએ દોરવા માટે તેને શિક્ષણ આપવાનું કામ પોતે માથે લીધું. વિમળા જેવી સુંદર હતી, તેવીજ બુદ્ધિમતી તથા ગંભીર પ્રકૃતિની હતી. તેની બાર વર્ષની ઉમર થઇ એટલે ચંપકરાયે કહ્યું. "પુત્રી ! મારામાં જેટલી વિદ્યા હતી, તે બધી તને શીખવી દીધી છે. હવે જો તારે વધારે ભણવાની ઇચ્છા હોય, તો એક પંડિતને પગારદાર રાખી લઇએ."

વિમળા બોલી: "ના, બાપા, હવે મારે વધારે ભણવું નથી. આપની પાસેથી જેટલી વિદ્યા ભણી છું, તે બસ છે."

ચંપકરાયે વિમળાને અંગ્રેજી શિક્ષણ બિલકુલ આપ્યું નહિ, પરંતુ ગુજરાતી અને સસ્કૃત જેટલું પોતે જાણતો હતો તેટલું શીખવ્યુ. એક દિવસ વિમળાએ તેની માતાને પૂછયું: "મા, પાડોશની સ્ત્રીઓ કહે છે કે જે સ્ત્રીના ધણીને ગુમ થયાને બાર વર્ષ પૂરાં થાય, તે સ્ત્રીએ તેના પતિનું શ્રાદ્ધ કરીને વિધવાનો વેષ ધારણ કરવો પડે. શું તે સાચી વાત છે?"

વિમળાની માતા આંખોમાં આંસુ લાવીને બોલી: "હા, આપણા દેશમાં એવો રિવાજ છે ખરો."

માની એ વાત સાંભળીને વિમળા બોલી: "મા, તમે મારા બાપાને કહો કે તે જીવતા છે કે નહિ, એનો નિશ્ચય થયા વિના હું એ નિયમનું કદિ પાલન કરી શકીશ નહિ. એમ કરવામાં મારે તમારો ત્યાગ કરવો પડે, તો તે પણ કરવા હું તૈયાર છું."

ચંપકરાયને પેન્શનનો સમય થવા આવ્યો હતો, તેની પ્રથમ એવી

ઇચ્છા હતી કે અરજી કરીને થોડાં વર્ષ નોકરીની મુદત વધરાવવી, પરંતુ પોતાની ગૃહિણી પાસેથી પુત્રીની ઉપરોક્ત વાત સાંભળીને તેણે તે વિચાર છોડી દીધો. કન્યા ઉપર તેને બહુ વહાલ હતું. તેણે વિચાર કર્યો કે: " નોકરી છોડી દેવી એટલું જ નહિ, પરંતુ વલસાડનો પણ ત્યાગ કરવો પડશે. " જો કે વલસાડ તેની જન્મભૂમિ નહોતી, તોપણ પચીસ વર્ષથી તે વલસાડમાં નોકરી કરતો હતો અને ત્યાં તેણે પોતાનું મકાન પણ બંધાવ્યું હતું. ત્યાં રહેવાથી સામાજિક રીત-રિવાજનું ઉલ્લંઘન થઇ શકે નહિ એટલા માટે વલસાડનો ત્યાગ કરવાનો તેણે સંકલ્પ કર્યો. કિન્તુ જવું કયાં ? જ્યાં જાય, ત્યાં સામાજિક રીત-રિવાજ તેની સાથે જ આવવાનો. બહુ વિચાર કર્યા પછી તેણે જોયું કે સુરતમાં સામાજિક વિધિનું એટલું બધું પ્રાધાન્ય નથી. તેથી જો સુરત રહેવા જાઉં તો કશો વાંધો નહિ આવે. એમ ધારીને તે સુરત રહેવા ગયો.

ચંપકરાયનો મોટો પુત્ર આનંદરાય વિમળા કરતાં લગભગ દસ વર્ષ મોટો હતો. આનંદરાય પછી ચંપકરાયને બીજા બે પુત્રો થયા હતા, પરંતુ તેઓ સૂતિકા-ગૃહમાંથી જ માતા-પિતાનું લ્હેણું લેઇને વિદાય થયા હતા. વિમળા સૌથી નાની હતી, તેથી વિમળાને માટે તે વલસાડનો ત્યાગ કરે એમાં કાંઈ નવાઇ ન હતી. આનંદરાય આ વખતે સુરતની હાઇસ્કૂલમાં શિક્ષકનુ કામ કરતો હતો. ચંપકરાયે સુરત આવી પુત્રની સાથે વાતચીત કરીને એક મકાન વેચાતું લઈ લીધું અને થોડા દિવસની અંદર વલસાડ સાથેનો બધો સંબંધ છોડી દઇને સુરતમાં રહેવાનુ કર્યું. આ કારણથી સુમંતરાયે તેના પિતાના મૃત્યુ પછી વલસાડમાં વિમળાની શોધ કરેલી, પરતુ તેના કશા સમાચાર મળી શકયા ન હતા. સુરત આવ્યા પછી ત્રણ વરસે વિમળાના પિતાનું મૃત્યુ થયું અને ત્યારપછી ૭ મહિનાની અંદર તેની માતાએ પણ તેનું અનુસરણ કર્યું.

સુરતમાં આનંદરાયનું મકાન શિશિરચન્દ્રના મકાનથી બહુ દૂર ન હતું. તેથી વિમળા કોઇ કોઇ વખત સવિતાસુંદરીની પાસે બેસવા આવતી. એ રીતે સવિતાસુંદરીની સાથે વિમળાનો પરિચય પ્રતિદિન વધવા લાગ્યો. એક દિવસ વિમળાએ પોતાના દુ:ખની બધી વાત સવિતાસુંદરીને કહી સંભળાવી. તે સાંભળીને સવિતાસુંદરીને તેના પ્રત્યે બહુ દયા ઉત્પન્ન થઇ. તે વિમળાનો હાથ પકડીને બોલી: " બહેન, મારે એક મોટી

બ્હેન નથી, તેથી આજથી હું તમને મોટી બ્હેન તરીકે ગણું છું. બોલો, તમારી નાની બ્હેન પાસે તમે કોઇ કોઇ વખત બેસવા આવશોને ?" વિમળા પણ સવિતાને બહુ ચાહતી હતી. ધીમે ધીમે તે બન્ને વચ્ચે એટલો બધો પ્રેમ બંધાઇ ગયો કે તેઓનાં હૃદય એક થઇ ગયાં–બન્ને સખીઓ બની ગઇ.

શિશિરચંદ્ર ચાલ્યા ગયા પછી વિમળા ઘણોખરો વખત સવિતાસુંદરીની પાસે જ રહેતી હતી. ચાર વર્ષ પછી સવિતાસુંદરી એક વખત વિમળા પ્રત્યે બોલીઃ " બ્હેન, મારૂં મન હવે સુરતમાં રહેવા ચાહતું નથી. "

" ત્યારે કયાં જઇને રહેવાની ઇચ્છા થાય છે ? " વિમળાએ પ્રશ્ન કર્યો.

સવિતાસુંદરીએ પછી વિમળાની પાસે જગન્નાથપુરીમાં એક મંદિર બંધાવીને તે મંદિરમાં પોતાના સ્વામીની મૂર્તિ પધરાવવાની તથા વિધવાઓના આશ્રયને માટે એક અનાથાશ્રમ બધાવવાની પોતાની ઇચ્છા જણાવી. વિમળાએ તેની આ ઇચ્છાને સંપૂર્ણ અનુમોદન આપ્યું. ત્યારપછી સવિતાસુંદરીએ વિમળાનો હાથ પકડીને કહ્યું " બ્હેન, તમારે મારી સાથે આવવું પડશે હોં ! "

વિમળા બોલીઃ " આવવામાં મને તો કશી હરકત નથી, પરતુ મોટા ભાઇ રજા આપશે કે નહિ, એ એક સવાલ છે. "

સવિતાસુંદરી બોલીઃ " મોટા ભાઇ પાસેથી હુ તમને રજા અપાવીશ."

સવિનાસુદરી પણ વિમળાની માફક આનદરાયને મોટા ભાઈ કહીને બોલાવતી.

આનંદરાય એક દિવસ કોલેજમાંથી આવીને બહારના ઓરડામાં બેસીને વર્તમાનપત્ર વાંચતો હતો, એટલામાં તેની પત્ની આવીને બોલીઃ " સવિતા બ્હેન આવ્યાં છે, તે તમને બોલાવે છે. "

પત્નીની વાત સાંભળીને આનંદરાય ચમકી ગયો. સવિતાસુંદરી કોઇ કોઇ વખત તેને ઘેર આવતી, તે વાત તે જાણતો હતો અને પોતાને મોટા ભાઇ કહીને બોલાવતી, તે પણ તે પણ તે જાણતો હતો, પરંતુ સવિતાએ આજસુધીમાં કદિ પણ તેની સાથે કશી વાતચીત કરી ન હતી અને કદિ પણ તે તેની પાસે આવીને બેસતી પણ નહિ. છતાં આજે તે બોલાવે છે, તેનું કારણ શું હશે ? શું તેને માથે કાંઇ વિપત્તિ આવી પડી હશે? તે વર્તમાનપત્ર ફેંકી દઈને અંદર આવ્યો. સવિતાસુંદરી

તેને પ્રણામ કરીને બોલીઃ " મોટા ભાઇ, હું તમારી પાસે ભિક્ષા માંગવા આવી છું. "

એ સાંભળીને આનંદરાય દિગ્મુઢ બની જઇને વિચાર કરવા લાગ્યોઃ " સવિતાસુંદરીને રાજાના જેટલી સમૃદ્ધિ અને વૈભવ છે અને મને ફકત સો રૂપીઆ માસિક પગાર મળે છે, તો હું સવિતાસુંદરીને શી ભિક્ષા આપી શકું ? "

તેને કશો જવાબ આપ્યા વિના છાનો બેસી રહેલો જોઇને સવિતાસુંદરી બોલીઃ " મોટા ભાઇ, હું બહુ મોટી આશા રાખીને તમારી પાસે ભિક્ષા માંગવા આવી છું. બોલો આપશો કે નહિ ? "

આનંદરાય આશ્ચર્યમાં ગરકાવ થઈને બોલ્યોઃ " તમે શું બોલો છો, તે હું સમજી શકતો નથી. "

સવિતાસુંદરી પુનઃ બોલીઃ " હું આપની પાસે ભિક્ષા માંગવા આવી છુ. "

આનંદરાય બોલ્યોઃ " મારી પાસે શું છે તે હું તમને ભિક્ષા આપી શકું બહેન ? ! "

" તમારી પાસે જે છે, તેની જ હું માંગણી કરૂં છું. બોલો, આપશો ? "

" તે લઇને તમે સંતોષ પામશો બહેન ? " આનંદરાયે જણાવ્યું.

" હા, હુ જે માગુ તે આપશો તો હું બહુ જ સંતોષ પામીશ. "

" બહુ સારૂં, ત્યારે માંગી લ્યો, મારી પાસે હશે તો હું ના નહિ કહું. "

સવિતાસુંદરીએ વિમળાનો હાથ પકડીને કહ્યુંઃ " વિમળાબહેન મને આપો, ભાઇ. "

આનંદરાય જરા હાસ્ય કરીને બોલ્યોઃ " વિમળાને તમે લઇને શું કરશો, બહેન ? "

" હું જગન્નાથપુરી જઉ છું, ને તેમને મારી સાથે લઇ જઇશ. "

આનંદરાયની પત્ની અત્યારસુધી કશું બોલ્યા વિના બેસી રહી હતી. તે બોલીઃ " લઈ જાઓ બહેન, તમારી માંગણીનો અમે અસ્વીકાર શી રીતે કરી શકીએ ? "

સવિતાસુંદરી બોલીઃ " મારી માંગણી તમે કબુલ રાખો છો, ને માટે હું તમારો મોટો ઉપકાર માનું છું અને મારાં અહોભાગ્ય સમજું છું. "



## પ્રકરણ ૯ મું.

### માનસિક ચાંચલ્ય.

સવિતાસુંદરી જગન્નાથપુરીમાં જે મંદિર તથા અનાથાશ્રમ બંધાવતી હતી, તેની બધી વ્યવસ્થા રણછોડરાય એન્જીનીઅર કરતો હતો. મંદિર તથા આશ્રમના નકશાઓ પણ તેણે જ તૈયાર કર્યા હતા. એટલા માટે મંદિર તથા આશ્રમનુ કામકાજ જોવા માટે તેને વચ્ચે વચ્ચે ઘણી વાર જગન્નાથપુરીમાં આવવુ પડતું. તે આજ સવારે ચાકિયાથી જગન્નાથપુરી આવ્યો હતો. સવિતાસુંદરી તથા વિમળા સાગર–સ્નાન કરીને પાછી આવી એટલે રણછોડરાયને પણ સાગર–સ્નાન કરવાની ઇચ્છા થઇ. તે ગાડી છોડી નાંખવાની કોચમેનને ના કહીને તુરત જ નહાવા જવાની તૈયારી કરીને ગાડીમાં બેઠો. ગાડી સમુદ્ર તરફ એકદમ દોડવા લાગી. રસ્તામાં જતાં જતાં એકાએક કોઇએ " રણછોડરાય ! " એમ કહીને બુમ મારી. બહાર દૃષ્ટિ કરતાં જ ગાડી ઊભી રખાવીને તે નીચે ઉતરી પડયો. સુમતરાય પણ એટલી વારમાં તેની પાસે આવી પહોંચ્યો. રણછોડરાય સુમંતરાયને કુશળ સમાચાર પૂછયા પછી બોલ્યોઃ " તમે અહીં કેટલા દિવસથી આવ્યા છો ? "

પ્રત્યુત્તરમાં સુમતરાય બોલ્યોઃ " હું લગભગ પંદરેક દિવસથી અહીં આવ્યો છું, તમે કયારથી આવ્યા છો ? "

રણછોડરાય—" આજ સવારે જ હું અહીં આવ્યો છું, પરંતુ મારે વચ્ચે વચ્ચે ઘણી વાર અહીં આવવું પડે છે. વારૂ, તમારા શા ખબર છે ? "

સુમતરાય—" હું હાલમાં સિક–લીવ ઉપર છું અને તેનો લાભ લઇને હવા ફેર માટે અહીં કેટલાક દિવસ માટે સમુદ્ર–સ્નાન માટે આવ્યો છું. "

રણછોડરાય—" અને વળી કહોને કે સાથે સાથે જગદીશના દર્શનનો પણ લાભ લેવા. કેમ ખરૂં ? "

સુમંતરાય—" વારૂ, અત્યારે તમે ઉતર્યા છો કયાં ? "

રણછોડરાય—" શેઠને ઘેર. "

સુમતરાય—" શેઠને ઘેર ! શેઠ વળી કોણ ? "

રણછોડરાય—" જેમની નોકરી કરૂં છું, તે શેઠ."

સુમંતરાય—" તમે તો ચાકિયાની ખાણના મેનેજર અને એન્જીનીઅર છો ને ?"

રણછોડરાય—" એકલી ફક્ત ચાકિયાની ખાણનો મેનેજર છું, એમ નહિ, પરંતુ ગિરિડિહ, હજારીબાગ અને ચાકિયા એ ત્રણે ખાણો ઉપર મારે દેખરેખ રાખવી પડે છે. ત્યારપછી ધલભૂમમાં પથ્થરની એક ખાણ છે, ત્યાં પણ મારે તપાસ કરવા જવું પડે છે."

સુમંતરાય—" શિશિરચંદ્રની સ્ત્રી અહીં જે મંદિર તથા આશ્રમ બંધાવે છે, તેની ઉપર પણ તમારે દેખરેખ રાખવી પડે છે કે ?"

રણછોડરાય—" હા, તે કામ પણ મારે તપાસવું પડે છે, શું કરૂં ? છુટકો છે કાંઇ ?"

સુમંતરાય—" કેમ છૂટકો કેમ નહિ ?"

રણછોડરાય—" શેઠની ગેરહાજરી છે માટે."

સુમંતરાય—" શિશિરચંદ્ર ક્યાં છે ?"

રણછોડરાય—" શિશિરચંદ્ર જાણે અને ભગવાન જાણે."

રણછોડરાયની પાસેથી તે બન્ને સ્ત્રીઓ કોણ છે, તે જાણી શકાય એમ હોવાથી સુમંતરાય બોલ્યો: " શિશિરચંદ્રની પત્ની અને તેની બહેન થોડી વાર પહેલાં સાગર–સ્નાન કરવા ગયાં હતાં, તે જ કે ?"

રણછોડરાય—" હા, પરંતુ તેઓ સગી બહેનો નથી."

સુમંતરાય—" મને એક ગુજરાતી ગૃહસ્થે કહ્યું કે તે બન્ને જણીઓમાં એક શિશિરચંદ્રની પત્ની અને બીજી તેની બહેન છે."

રણછોડરાય—" હા, તે તેનું કહેવું ખોટું નથી. તે બન્ને પરસ્પર સગી બહેનોના જેટલો જ પ્રેમ રાખે છે; પરંતુ તે સગી બહેનો નથી કિન્તુ ધર્મની બહેનો છે. વળી મારી શેઠાણી વિમળાને બહેન કહીને જ બોલાવે છે."

વિમળાનું નામ સાંભળીને સુમંતરાયે ચમકી ઉઠીને આગ્રહપૂર્વક પ્રશ્ન કર્યો: " વિમળાનું ઘર ક્યાં છે, તે કોણ છે ?"

રણછોડરાય—" તે હું જાણતો નથી, પરંતુ તે પણ એક જન્મ-દુઃખિની બાઈ છે. તદ્દન બાલ્યાવસ્થામાં તેનું લગ્ન થયું હતું અને ત્યાર-પછી કાંઇ કારણથી તેના સસરાએ તેનો ત્યાગ કરીને પુત્રને ફરીથી પરણાવ્યો."

સુમતરાયની શુદ્ધિ હવે લોપ થવા લાગી. હૃદય મોટા અવાજથી ધડકવા લાગ્યું અને આંખોમાં આંસુ આવી ગયાં. તે બહુ પ્રયત્ને હૃદયને ઉભરો શમાવી દઈને ખોખરા અવાજથી બોલ્યો: “ ત્યારપછી ? ”

રણછોડરાય—“ ત્યારપછી શું ? કુળવાનને ઘેર જે રીત-રિવાજ ચાલતો હોય તે પ્રમાણે યોગ્ય નિયમનું પાલન કરીને વિમળા તેના બાપને ઘેર રહેવા લાગી. તેના પતિએ પણ કશી તેની શોધ કરી નહિ. કેટલાક વર્ષો પહેલાં સુરતમાં મારી શેઠાણીની સાથે તેને ઓળખાણ થઇ. ત્યારથી તે બન્ને જણીઓ ધર્મની બહેનો થઇ છે. તે બન્ને બહેનો રૂપમાં અને ગુણમાં એક બીજાને હરાવે તેવી છે. ભગવાને તેઓના નસીબમાં આવુ દુઃખ લખ્યું હશે તે કોણ જાણી શકે ? બન્ને વચ્ચે બહુ સ્નેહ છે. શિશિરચંદ્ર ગુમ થયા પછી તે બન્ને જણીઓ ઘણે ભાગે સાથે જ રહે છે. ”

સુમતરાય વિચાર કરવા લાગ્યો: “ નક્કી એ મારી જ વિમળા. બાલ્યાવસ્થામાં તેનું લગ્ન થયેલુ, સસરાએ તેનો ત્યાગ કરેલો અને નામ પણ વિમળા. એ બધું મળતું આવે છે. તેનું મુખ જોઇને પણ મને તે વિમળા જ છે એમ વહેમ આવ્યો હતો. ”

વધારે નિશ્ચય કરવા માટે તે બોલ્યો: “ બહુ સારૂં, રણછોડરાય ! તમે વિમળાના પિતાનુ નામ કહી શકશો ? ”

રણછોડરાય—“ તેના પિતાનું નામ તો હું પ્રથમ જાણતો હતો, પરંતુ હાલમાં ભૂલી ગયો છુ, તોપણ તેના ભાઇનું નામ આનંદરાય છે અને તે સુરતની હાઇસ્કૂલમાં શિક્ષક છે. ”

ઉત્સુકતાપૂર્ણ કંઠે સુમતરાયે પ્રશ્ન કર્યો: “ તેના પિતાનુ નામ ચંપકરાય તો નહિ ? ”

રણછોડરાય—“ હા, હા, ચંપકરાય જ તેના પિતાનું નામ. તે વલસાડમાં પ્રથમ નોકરી કરતા હતા અને ત્યાં જ તેની કન્યાનું તેણે લગ્ન કર્યું હતું. હવે આવો, ગાડીમાં બેસો, સ્નાન કરી આવીએ; બપોર થવા આવ્યા છે. ”

યંત્રથી ચાલતા પુતળાની માફક સુમંતરાય રણછોડરાયની સાથે ગાડીમાં બેઠો. તે મનમાં વિચાર કરવા લાગ્યો: “ એ જ મારી વિમળા, એ જ મારી બાલ્યકાળની સહચરી, એ જ પતિવિરહિની-ચિરદુઃખિની વિમળા ! એને માટે મેં કેટલા પૈસા ખર્ચ્યા, કેટલી શોધ કરી ? જોઇને

તુરત જ હું તેને ઓળખી ગયો. તેની સ્મૃતિ હું એક દિવસને માટે પણ કદી ભૂલી શક્યો નથી."

એ પ્રમાણે વિચાર કરતો કરતો તે હર્ષ અને વિષાદમાં દિગ્મૂઢ બની ગયો. પ્રથમ તો તેણે વિચાર્યું કે રણછોડરાયને બધી વાત ખુલ્લી કરીને જણાવી દઉં, પરંતુ પાછળથી તેના મનમાં કાંઇક આવવાથી તે વાતને ફેરવીને બોલ્યો: " વિમળા અમારી કુળવધૂ છે, તેની શોધ કરવા માટે અનેક પ્રયત્નો કર્યા છતાં કશો પત્તો લાગ્યો નથી. ભગવાનની કૃપાથી આજ તેનો પત્તો મળ્યો છે, તેથી આજ બપોરે હું તેને મળવા આવીશ."

રણછોડરાયે સુમંતરાયની એ વાત સાંભળીને પ્રશ્ન કર્યો: " તેનો સ્વામી જીવતો છે કે ?"

સુમંતરાય—" હા, જીવતો છે."

રણછોડરાય—" ક્યાં છે, તે તમે જાણો છો ? "

સુમંતરાય—" હા, જાણું છું; તે ઘણા દિવસથી તેની પત્નીની શોધ કરે છે."

એ સાંભળીને આંખમાં આંસુ લાવીને રણછોડરાય બોલ્યો: " તેમને ખબર આપો, એટલે તે આવીને તેને લઈ જાય. અહા ! બિચારી આજસુધી પતિ વિના મહા દુ:ખ પામતી હતી, તેની પ્રત્યે હવે ઇશ્વરે દયા કરી."

સ્નાન કરી રહ્યા પછી રણછોડરાયે સુમંતરાયને તેના ઘર પાસે ગાડીમાંથી ઉતારી મૂક્યો. ગાડીમાંથી ઉતરતાં સુમંતરાય બોલ્યો: " આજ સાંજે હું વિમળાદેવીને મળવા આવીશ, પરંતુ જ્યાંસુધી હું તેને એક વાર નજરે જોઇને ખાતરી કરૂં નહિ, ત્યાંસુધી તમે મારૂં નામ તેને જણાવશો નહિ."

રણછોડરાયે કહ્યું: " તેનું કારણ શું ? "

સુમંતરાયે જણાવ્યું: " તેનું કારણ કાલે તમે જાણી શકશો."

રણછોડરાયે તેની શેઠાણીને ઘેર જઇને માત્ર એટલા જ સમાચાર આપ્યા કે: " વિમળાદેવીના શ્વસુરપક્ષનો કોઇ એક માણસ આજ સાંજે મળવા માટે અહીં આવશે."

એ સમાચાર સાંભળીને વિમળા વિચારમાં પડી: " સસરાને ઘેરથી મને મળવા માટે કોણ આવશે ? હું તો કોઇને ઓળખતી નથી. હું તો ફક્ત મારા સસરાનું અને મારા પતિનું નામ જ જાણું છું. સ્વામીને તો મેં ઘણાં વર્ષોથી નજરે પણ જોયા નથી, અને મારા સસરા

તો મૃત્યુ પામ્યા છે, એમ મેં સાંભળ્યું હતું. ત્યારે શું મારા પતિ મારી શોધ કરે છે? શું તે માનવા જેવી વાત છે? શું આજ આટલા દિવસે વિમળા તેમને સાંભરી આવી? પરંતુ તેમણે તો બીજી વાર લગ્ન કર્યું છે અને આટલા દિવસમાં કદિ પણ તેમણે મારી ખબર તો લીધી નથી, તો પછી મને મળવા કોણ આવનાર છે? હું તો કોઇને ઓળખતી પણ નથી, અજાણ્યા મનુષ્યની સાથે કેવી રીતે હું મળી શકું? ના, ના, હું કોઇને મળવાની નથી. જે મને મળવા આવશે, તે કોણ છે, અને શામાટે મને મળવા આવ્યા છે, તે જ્યાંસુધી મારા જાણવામાં આવે નહિ, ત્યાંસુધી હું તેમની સાથે બોલી શકીશ નહિ."

સુમંતરાય ગાડીમાંથી ઉતરીને જ્યારે ઘેર ગયો, ત્યારે તેની પ્રકૃતિ ઠેકાણે ન હતી. ખાવા બેઠો ત્યારે મીઠું લેવા જતાં દૂધની વાટકીમાં હાથ નાંખ્યો, અને સાબુચોખાની કાંજી લેવાની પત્રાવળીમાં જળ રેડી દીધું. હેમાંગિની તેની આવી વિચિત્ર પ્રકૃતિ જોઇને વિસ્મય પામીને બોલી: "તમને શું થયું છે?"

ચમકી જઇને સુમંતરાય બોલ્યો: "કાંઇ નહિ!"

હેમાંગિનીએ પત્રાવળીમાંથી પાણી કાઢી નાંખીને થોડી કાંજી પીરસી, તે કાંજી ખાઇને સુમતરાય ઉઠી નીકળ્યો. તેણે કશું ખાધું નથી એમ જોઇને હેમાંગિની બોલી: "તમને આજ કાંઇક થયું હોય, એમ જણાય છે, ચાલો સૂઈ જાઓ. આજ જો તમે તમારા કાગળોને અડો તો હું તે બધા કાગળોને બાળી નાખીશ. એ કાગળોએ જ તમને ગાંડા કરી મૂક્યા અને માંદા પાડ્યા છે. કાગળો તો મારી શોકયનું કામ કરે છે. કાગળોને હું મારી શોકય જ સમજું છું."

હેમાંગિનીની વાત સાંભળીને સુમતરાય મનમાં બોલ્યો: "કાગળ પત્રોને તું શોકય ન ગણ, તોપણ તારે એક ખરી શોકય છે. તેની સાથે તું કેવી રીતે વર્તીશ એ ચિન્તામાં હું પડ્યો છું."

સુમંતરાય હેમાંગિનીની સલાહ પ્રમાણે કાગળપત્રોને નહિ અડતાં સૂઈ ગયો. હેમાંગિની તેનું માથું દાબવા લાગી. સુમંતરાયે તેને જમી લેવાનું કહ્યું, કિન્તુ હેમાંગિની જમવા નહિ જતાં બોલી: "હમણાં મારે ખાવું નથી, તમે ઉંઘી જશો પછી ખાઇશ."

સુમંતરાય આંખો મીંચીને ઉંઘી ગયાનો દેખાવ કરીને શાન્ત થઇ રહ્યો. સ્વામીને ઉંઘી ગએલો જોઇને હેમાંગિની ખાવા ગઈ. સુમં-

તરાય વિચાર કરવા લાગ્યો: " વિમળાને હું જ્યારે મળવા જઉં, ત્યારે તેને શું કહું ? શું કહીને તેની માફી માંગુ ? શું તે મને માફ કરશે ? શું તે મારા પર વિશ્વાસ લાવશે ? મેં ફરીથી લગ્ન કર્યું છે, તેથી શું તે મારો તિરસ્કાર નહિ કરે ? "

એ પ્રમાણે અનેક પ્રકારની ચિન્તાઓથી તેનું મન વ્યાકુળ થઇ ગયું. તે ઉત્સુકતાથી સાંજ પડવાની રાહ જોવા લાગ્યો. હેમાંગિની ખાઇને આવ્યા પછી સ્વામીની પાસે સુઇને પંખાવતી પવન નાંખવા લાગી. થોડી વારમાં તે ઉંઘી ગઇ.

ચાર વાગે સુમતરાય પથારીમાંથી ઉઠયો એટલે હેમાંગિની પણ નિદ્રામાંથી જાગી ગઇ. તે બોલી: " હજી બહુ વાર છે, સૂરજનો તાપ પણ હજી ઓછો થયો નથી; માટે થોડી વાર સુઇ રહો. સાંજ પડે ત્યારે સમુદ્રને કિનારે ફરવા જજો. હું પણ તમારી સાથે આવીશ. "

સુમતરાય—" હુ આજે એક વાર રણછોડરાયને મળી આવું, તે અહીં પુરીમાં આવ્યા છે. તેમને મેં કહ્યું છે કે સાંજે હું તમને મળવા આવીશ. "

હેમાંગિની—" થોડી વાર પછી જજો, હજુ સૂર્યનો તાપ બહુ છે. "

સુમંતરાય—" ચાર વાગ્યા છે. હજી હાથ-મોઢું ધોઇને કપડાં પહેરીશ એટલે પાંચ થશે; તે વખતે સૂરજનો તાપ ઓછો થઇ જશે. તું સુરારિને સાથે લઇને સમુદ્રને કિનારે ફરવા જજે. "

એમ કહીને સુમંતરાય હાથ-મોઢું ધોઈ, કપડાં પહેરીને સવિતા-સુંદરીના ઘર તરફ રવાના થયો.

---

## પ્રકરણ ૧૦ મું.

### " અહો ! આ તે માનવી કે દેવી ? ! "

સવિતાસુંદરીને ઘેર જઇને સુમંતરાયે સાંભળ્યું કે રણછોડરાય મંદિરની તપાસ કરવા ગયો છે, તેથી તે મંદિરે જઇને રણછોડરાયને મળ્યો. રણછોડરાય તેને જોઇને બહુ આનંદ પામ્યો, કારણકે સુમંતરાય પણ એન્જીનીઅર હતો અને વળી તેની સાથે એક જ સ્કૂલમાં ભણેલો હતો. રણછોડરાયે આગ્રહથી સુમંતરાયને મંદિરના નકશા અને તેની

રચના વગેરે બતાવ્યાં. સુમંતરાય તે સઘળું જોઇને અત્યંત સંતુષ્ટ થઇને બોલ્યો " નકશા બહુ જ સારા થયા છે. આ રીત સિવાય બીજી કોઇ પણ રીતે આવા સારા નકશા થઈ શકે જ નહિ. આજસુધી તમે માટી, પત્થરા વગેરે ખાણમાંથી કઢાવવાનું કામ કર્યું, તેમ છતાં નકશા કાઢવાની વિધિ ભૂલ્યા નહિ, એ બહુ આશ્ચર્યની વાત છે !"

રણછોડરાય એન્જીનીઅર કોલેજમાં નકશા કાઢવામાં સૌ કરતાં શ્રેષ્ઠ હતો. સુમંતરાયને મોઢેથી પોતાની પ્રશંસા સાંભળીને તે બહુ હર્ષ પામ્યો. થોડી વાર પછી રણછોડરાયે સુમંતરાયને સાથે લઇને ઘેર આવીને ઘરમાં સમાચાર કહેવરાવ્યા. તુરત જ એક દાસી આવીને બોલીઃ " મારી માસીએ આપનું નામ શું છે, તે પૂછાવ્યું છે. "

સુમંતરાયે જવાબ આપ્યો " નામ કહેવાથી તે ઓળખી શકશે નહિ, પરંતુ તમારી માસીને એમ કહો કે, વલસાડના રહીશ ગણપતરામના દીકરા તમને મળવા આવ્યા છે. "

દાસીએ આવીને વિમળાને તે પ્રમાણે કહ્યું. વિમળાએ વિચાર કર્યો કે. " ત્યારે ઘણું કરીને તે મારા દિયર હશે, એમ મને લાગે છે, માટે મળવાની ના કહેવી એ સારૂં કહેવાય નહિ. "

એમ વિચાર કરીને વિમળાએ સવિતાસુંદરીની સલાહ પૂછી. સવિતાસુંદરીએ દાસીને કહ્યુંઃ " એમને અંદર બોલાવી લાવ. "

એમ કહીને સવિતાસુંદરી બીજા ઓરડામાં જતી રહી. એક ક્ષણવારમાં દાસી સુમંતરાયને લઇને પાછી આવી. સુમંતરાયને ઘરમાં પ્રવેશ કરતો જોઇને વિમળાએ વિચાર્યું કેઃ " આજ સવારે સમુદ્રને કિનારે જે પુરૂષ મારી સામે એકદૃષ્ટિથી જોઈ રહ્યો હતો, તે જ આ પુરૂષ છે. "

તેણે લાંબો ઘૂમટો તાણીને દાસીને તેમને બેસવા માટે આસન આપવાનું કહ્યું. દાસી સુમંતરાયને આસન આપીને બહાર ચાલી ગઈ.

સુમંતરાય આસન ઉપર બેસીને વિમળાની સાથે કેવી રીતે વાતચીત કરવી, તેનો નિર્ણય કરી શક્યો નહિ. ચૂપ બેસી રહેવું, તે પણ સારૂં નહિ, કારણકે તેમ કરવાથી વિમળા તેના મનમાં શું ધારે ? તે હિંમત લાવીને બોલ્યોઃ " આપના પ્રથમના લગ્નની વાત આપને યાદ—"

એટલું બોલીને તે શરમાઈ જઇને વિચાર કરવા લાગ્યો કે શું બોલવા જતાં શું બોલાઇ ગયું ! વિમળા પણ વિચારમાં પડી કેઃ " આ

કોણ છે ? કોઈ ગાંડો માણુસ હોય, એમ લાગે છે. મારા પ્રથમના લગ્નની વાત એ શું ? શું સ્ત્રીઓનાં કાંઇ બે વાર–ત્રણ વાર લગ્ન થતાં હશે ? મારો દિયર હોવાની ઓળખાણ આપે છે, પરંતુ આ કોણ છે, તે જાણી શકાતું નથી. તે વખતે સમુદ્રને કિનારે મારી સામે જેવી રીતે તે જોઈ રહ્યો હતો, તેવી જ રીતે અત્યારે પણ મારી સામે જોઇ રહ્યો છે. આ કોઇ સારો માણુસ હોય એમ મને લાગતું નથી. દિયર હોય કે ગમે તે હોય, પરતુ તેની સાથે બેસવું મને ઉચિત નથી. "

એમ વિચાર કરે છે એટલામાં સુમતરાય પ્રકૃતિને શાન્ત કરીને બોલ્યો " ઘણી જ નાની ઉમરમાં આપનું લગ્ન થયું હતું. આપ કદિ અમારે ઘેર આવ્યાં ન હતાં; ચંપકરાયની સાથે મારા પિતાને વિવાદ થવાથી આપની સાથેનો બધો સંબંધ મારા પિતાએ તોડી નાંખ્યો હતો. મારા પિતાના મૃત્યુ પછી સુમતરાયે આપની શોધ કરવાને અનેક પ્રયત્નો કર્યા હતા, કિન્તુ આપનો કશો પત્તો મળી શકયો ન હતો. એવામાં એકાએક રણછોડરાય પાસેથી આપના સમાચાર સાંભળીને આપને મળવા માટે હું આવ્યો છું. "

પોતાના પતિનું નામ સાંભળીને વિમળાનું હૃદય થડકવા લાગ્યું. તે નક્કી પોતાનો દિયર છે, એમ સમજીને બોલી: " તમારા મોટા ભાઈ કુશળ છેની ? "

" મારા મોટા ભાઇ ! " સુમતરાય ચમકી જઇને બોલી ઉઠયો: " મારા મોટા ભાઇ ! "

તુરત જ મનમાં સહેજ હસીને તે બોલ્યો: " હા, કુશળ છે, પરંતુ આપની શોધ નહિ લાગવાથી, તે બહુ ચિન્તાતુર રહેતા હતા. "

" એ સાંભળીને મારે પણ બહુ રાજી થવું જોઇએ કારણકે આજે વીસ વર્ષે તેમના મનમાં મારે વિષે ચિન્તા ઉત્પન્ન થઇ એ ખુશ થવા જેવું છે ! વારૂ, તમારી ભાભી કુશળ છે ? "

" હા કુશળ છે. "

" તમારા મોટા ભાઇ હાલમાં કયાં છે ? "

" અહીં પુરીમાં જ છે. "

" પુરીમાં જ છે ? "

" હા, પુરીમાં જ છે. "

વિમળાએ વિચાર કર્યો: " અહીં પુરીમાં જ છે અને મારા સમાચાર

તેમને મળ્યા છે, છતાં પોતે નહિ મળવા આવતાં ભાઇને મારી પાસે મોકલ્યા છે. "

એ સાંભળીને તેના મનમાં બહુ કષ્ટ ઉત્પન્ન થયું. તે મનમાં પુનઃ વિચાર કરવા લાગી: " તે પોતે મને મળવા આવ્યા નહિ, તો હું તો સ્ત્રીજાતિ કહેવાઉં, હું તેમને મળવા શી રીતે જઉં? ભલે જેવી તેમની ઇચ્છા. "

એમ વિચાર કરીને વિમળા લાંબો નિસાસો નાંખીને બોલી: " તમારા ભાઇએ શું તમને મારી શોધ કરવા મોકલ્યા છે? "

સુમંતરાય અત્યારસુધી બહુ કષ્ટે ધીરજ રાખી રહ્યો હતો, પરન્તુ હવે તેની ધીરજ રહી શકી નહિ. તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યો: " ના, વિમળા, હુ પોતે જ આવ્યો છુ. વિમળા, આ વીસ વર્ષની અંદર એક દિવસ પણ હું તને વિસરી શક્યો નથી. તારી મૂર્તિ મારા હૃદયમાં તે બાલ્યાવસ્થાથી જ અંકિત થએલી છે. આજે સમુદ્રતીરે તને જોતાં જ તું મારી વિમળા જ છે, એમ હું તને ઓળખી ગયો હતો. "

સુમંતરાયની એ વાત સાંભળીને વિમળા એકાએક શુદ્ધિ વિનાની બની ગઈ. તેની આંખો આગળ આખું જગત્ ફરવા લાગ્યું. તે વિહ્વળ કંઠે બોલી ઉઠી: " તમે કોણ છો? તમે મને શુ કહો છો? "

" હું તને કહું છું કે હું જ તારો કમનસીબ સ્વામી સુમંતરાય છું. " એ સાંભળીને વિમળાનું શરીર થરૂથર્ કંપવા લાગ્યું. તેની શુદ્ધિ લોપ થઈ ગઈ. તે એકદમ જમીનપર પડી જવાની તૈયારીમાં હતી, એટલામાં સુમંતરાયે તુરત જ તેને બે હાથે પકડી લઇને પોતાના ખોળામાં ઉંચકી લીધી. વિમળાનો શુદ્ધિ વિનાનો દેહ તેના ખોળામાં ઢળી પડ્યો. સુમંતરાય ક્ષીણ કંઠે " વિમળા–વિમળા " કહીને તેને વારવાર બોલાવવા લાગ્યો, પરંતુ કશો ઉત્તર મળ્યો નહિ. તેને ભય ઉત્પન્ન થયો કે આટલે દિવસે વિમળા પ્રાપ્ત થઇ છે અને હવે કદાચ મને છોડીને ચાલી તો નહિ જાય? તેની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. તેણે તેની નાસિકાને હાથ અડકાડી જોયો, પરંતુ તે કશું જાણી શક્યો નહિ. હૃદય ઉપર હાથ મૂકી જોયો તો તે ધીમે ધીમે ધડકતું જોવામાં આવ્યું. તેને વિશ્વાસ આવ્યો કે વિમળા જીવતી તો છે. તે ધીમે ધીમે પોતાના દુપટ્ટાવડે તેના મુખ ઉપર પવન નાંખવા લાગ્યો. તે પવનની અસરથી વિમળાના ચૈતન્યહીન દેહમાં ધીમે ધીમે

ચૈતન્યનો સંચાર થવા લાગ્યો. તેણે આંખો ઉઘાડીને જોયું કે પોતે પોતાના સ્વામીના ખોળામાં સૂતી છે. તે મનમાં અત્યંત સંતોષ માનવા લાગી. શુદ્ધિ આવવાથી તે મનમાં લજ્જા પામી જઇને ઉઠવાનો પ્રયત્ન કરવા લાગી, પરંતુ સુમંતરાયે તેને જોરથી પકડીને ખોળામાં સુવાડી રાખી અને પ્રથમની માફક વસ્ત્રના છેડાવડે પવન નાંખતો નાંખતો બોલ્યો: " વિમળા, હું તારો અપરાધી છું, મને ક્ષમા કર. હું વીસ વર્ષની અંદર એક દિવસ પણ તને ભૂલી શક્યો નથી, પરંતુ મારા પિતા જીવતા હોવાથી હું તારી શોધ કરી શક્યો નહતો, કારણકે મારા પિતાએ તેમ કરવાની ના કહી હતી. પિતાના મૃત્યુ પછી આ છેલ્લાં ત્રણ વરસમાં મેં તારી શોધ માટે અનેક પ્રયત્નો કર્યા હતા, કિન્તુ તારા કશા સમાચાર મને મળ્યા ન હતા. આજ સવારે સાગર-સ્નાન કરવા હું ગયો હતો, ત્યાં તને જોતાં વારજ હું તને ઓળખી ગયો હતો. પરંતુ એક ગૃહસ્થને પૂછતાં તેમણે કહ્યું કે તું શિશિરચંદ્રની પત્નીની બહેન છે, તોપણ મેં તેમનું કહેલું સાચું માન્યું નહિ. તારે વિષે નિર્ણય કરવા માટે હું બહુ વ્યાકુળ થઇ ગયો હતો. સદ્‌ભાગ્યે રણછોડરાયની સાથે મને મેળાપ થયો. તેમની પાસેથી તું મારી જ વિમળા છે એમ ખાત્રીપૂર્વક મારા જાણવામાં આવ્યું. "

વિમળા એક ચિત્તથી સ્વામીની વાત સાંભળતી હતી, તે હજી પતિના ખોળામાં જ સૂતેલી હતી. સુમંતરાયની વાત પૂરી થતાં જ તે પોતાના કમળના નાળ જેવા કોમળ બન્ને હાથવડે સ્વામીને મજબૂત પકડીને બોલી: " શું આ સ્વપ્ન છે, કે નક્કી તમે જ છો ? શું આ અભાગિનીને આટલે દિવસે તમે યાદ કરી ? ના, ના, આ સ્વપ્ન હોય એમ લાગે છે ! કદિ જો સ્વપ્ન હોય તો સ્વપ્નનો ભંગ જ ન થાય તો સારૂં. એ સ્વપ્ન જોતી જોતી જ હું મરૂં, તો સારૂં. મેં આખી જીંદગી તમારો વિરહ સહન કર્યો છે, પરંતુ આ સ્વપ્નમાં તમારૂં મિલન થએલું જોઇને તે બધું દુઃખ નાશ પામ્યું છે. આ સ્વપ્નનો જો કદિ ભંગ થાય, તો હું હવે એ દુઃખ સહન કરી શકીશ નહિ. બોલો-બોલો, આ શું સત્ય છે કે સ્વપ્ન છે ? "

" સત્ય-સત્ય, વિમળા ! આ સ્વપ્ન નથી પરંતુ સત્ય છે. " સ્વામીની વાત સાંભળીને વિમળાએ લાંબો નિસાસો નાંખીને પુનઃ બની

શકે તેટલી શક્તિથી સુમતરાયને જોરથી પકડી રાખ્યો, જાણે કે "આજ આટલા દિવસે તે મળ્યા છે, તે પાછા જતા રહેશે તો હું શું કરીશ?"

બહુ વાર સુધી કશું બોલ્યા વિના વિમળા તેના સ્વામીના મુખ સામે જોઈ રહી. પછી તે બોલીઃ "તમે કેટલા દિવસથી અહીં આવ્યા છો?"

"લગભગ પંદરેક દિવસ થવા આવ્યા છે." સુમતરાયે જવાબ આપ્યો.

"તમે અહીં એકલા આવ્યા છો?"

"ના."

વિમળાએ જાણ્યું કે તેની શૉક્ય પણ અહીં આવી છે. તેના મુખમાંથી એક લાંબો નિસાસો બહાર નીકળ્યો. તેણે વિચાર્યુંઃ "સ્વામી મારા એકલીના નથી, પરંતુ મારી શૉક્યના પણ સ્વામી છે."

તે ધીમે ધીમે સ્વામીના ખોળામાંથી નીચે ઉતરી. તેની શૉક્યના સમાચાર પૂછવાની તેને મરજી થઇ, પરંતુ કેવી રીતે પૂછવા, તે તેને સૂઝ્યું નહિ. તે કશું બોલ્યા વિના સ્વામીના મુખ સામે જોઇને બેસી રહી. સુમંતરાય તેના બન્ને હાથ પોતાના હાથમાં પકડીને બોલ્યોઃ "વિમળા, તારે એક શૉક્ય છે હોં?"

"હા, મારા સાંભળવામાં આવ્યું હતું કે આપના પિતાજીએ આપનુ બીજી વાર લગ્ન કર્યું છે."

"તે લગ્ન વખતે મારા પ્રથમના લગ્નની વાત કોઇને કહેવી નહિ, તથા તે વાત તદ્દન ભૂલી જ જવી એવી મારા પિતાએ મને આજ્ઞા કરી હતી. જ્યાંસુધી તે જીવતા હતા, ત્યાંસુધી મે તે વાત કોઈની પાસે પ્રકટ કરી ન હતી, કારણકે મારા પિતાએ મને સોગન આપ્યા હતા. તે વખતે મારી ઉંમર લગભગ પંદર વર્ષની હતી અને હું મેટ્રિકની પરીક્ષામાં પાસ થયો હતો. જોકે લગ્ન કરવાની મારી ઇચ્છા ન હતી, પરંતુ મારા પિતા નારાજ થાય એ બ્હીકથી લગ્ન કર્યું હતું, તોપણ જે દિવસથી વલસાડથી હું મારા પિતાની સાથે ભરૂચ આવ્યો ત્યારથી તે આજ-સુધીમાં એક દિવસને માટે પણ હું તને ભૂલી શક્યો ન હતો. વારંવાર તારૂં સ્મરણ કરીને હું બહુ દુઃખ અનુભવતો હતો. મારા પિતાના મૃત્યુ પછી તારી શોધ કરવા માટે મેં અનેક ઉપાયો કર્યા, પરંતુ તારો કશો પત્તો લાગ્યો નહિ. આજ ભગવાનની દયાથી તું મને મળી આવી."

સ્વામીની એ વાત સાંભળીને વિમળા સંતુષ્ટ થઇ. સ્વામીએ તેને એક દિવસ પણ વિસારી ન હતી તથા તેની શોધ કરવા માટે અનેક પ્રયત્નો કર્યા હતા, એ સાંભળીને તેના મનમાં બહુ જ આનંદ થયો. પરંતુ તુરત જ શૉક્યની વાત યાદ આવવાથી તેના મુખની પ્રફુલ્લતા નાશ પામી ગઇ. તે બોલી: "પતિના પ્રેમને હું સમજતાં શીખી, ત્યારથી કેટલે દિવસે તમે મને મળ્યા ? તમે આ જીંદગીમાં મને મળી શકશો, એવી મને આશા ન હતી; પરંતુ—"

"પરતુ શું વિમળા ?"

"તમે તો મારા—" વિમળાના મુખમાંથી વધારે શબ્દો બહાર નીકળી શકયા નહિ. તે બોલવા જતી હતી કે તમે તો મારા નથી, પરંતુ મારી શૉક્યના છો. એ શબ્દો તેના મુખમાંથી બહાર નીકળી શક્યા નહિ. તે ચૂપ બેસી રહી. સુમંતરાય તેની ચુપકીનું કારણ જાણી જઇને બોલ્યો: "વિમળા, હુ સદાને માટે તારો જ છું."

વિમળા માથુ હલાવી અસમતિ દર્શાવીને મનમાં બોલી: "મારી આજ પચીસ વર્ષની ઉમર થઈ, ત્યાંસુધી મારા ભાગ્યમાં મારા સ્વામીનો મેળાપ પણ મને થયો નહિ. તે મારી શૉકયના નસીબના છે. મારા નસીબના નથી. તે તેને ચાહે છે અને મારી શૉકય પણ તેમને ચાહે છે, હું તેના સુખના માર્ગમાં કંટકરૂપ કદિ પણ બનીશ નહિ. મને તો મારૂ દુ:ખ હવે સહ્ય થઇ ગયુ છે, તોપણ સ્ત્રીજાતિનું હૃદય બહુ દુર્બળ હોય છે."

વિમળાની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. અનેક કષ્ટે આત્મસંયમ કરીને તે બોલી: "હું ધારૂ છુ કે મારી વાત તમારા સિવાય બીજું કોઇ જાણતુ નહિ હોય."

સુમંતરાયે પ્રત્યુત્તર આપ્યો: "ના, બીજુ કોઇ જાણતું નથી—તારી શૉક્યને હજુસુધી મેં તારી વાત જણાવી નથી."

"તો હવે કોઇને જણાવવાની જરૂર નથી. તમે સગવડે કોઈ કોઇ વાર મને મળતા જજો, હું એટલાથી જ સંતોષ માનીશ. એથી વધારે હુ કશું માંગતી નથી." એટલું બોલતાં બોલતાંમાં તો વિમળાની આંખોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી.

સુમંતરાય સ્નેહપૂર્ણ હૃદયે પોતાના દુપટ્ટાવડે તેની આંખોમાંનાં આંસુડાં લૂછતો લૂછતો બોલ્યો: "ના, તેમ નહિ થાય, વિમળા. વીસ

વર્ષે આજ તું મને મળી છે; મારે તો આખું જગત્ એક તરફ અને એક તરફ તું એક જ છે; હું મારૂં સર્વસ્વ, જગત્ પણ ત્યાગ કરવાને તૈયાર છું, કિન્તુ હવે હું તને છોડવાનો નથી–છોડી શકું પણ નહિ.”

સુમંતરાયની આ વાત સાંભળીને વિમળાના મનમાં કેટલો બધો આનંદ થયો હશે, તે સ્વામિસોહાગિની વિના બીજી કોઇ પણ સ્ત્રી સમજી શકે નહિ. તોપણ વિમળા દૃઢ સ્વરે બોલીઃ “ના, તેમ કદિ બનશે નહિ. મારી નાની બહેનના મનમાં કષ્ટ ઉત્પન્ન થાય, એવું કદિ હું કરીશ નહિ. તે તદ્દન નિર્દોષ છે, તેથી તેના મનને કષ્ટ આપવાને હું ઇચ્છતી નથી. મારી વાત તેને જણાવશો નહિ, જણાવવાની જરૂર પણ નથી.”

સુમંતરાયે અનેક રીતે તેને સમજાવી જોઇ, પરંતુ વિમળાનો સંકલ્પ તે જરા પણ શિથિલ કરી શક્યો નહી. છેવટે વિમળાનુ કહેવું તેને માન્ય રાખવું પડ્યું. તે મનમાં મનમાં વિચાર કરવા લાગ્યોઃ “અહો! આ તે માનવી કે દેવી?! વિમળા માનવી નથી પરતુ દેવી જ છે.!”

---

## પ્રકરણ ૧૧ મું.

---

### જેવી જેની ભાવના, તેવું તેને મળી રહે છે.

રામનારાયણને આપણે પહેરાવાળાની સાથે પોલિસગેટ તરફ જતો જોયો હતો, ત્યારથી તે આજસુધી તેના કશા સમાચાર આપણે લીધા નથી, તેથી બધાને તેના વિષે કદાચ ચિન્તા ઉત્પન્ન થાય એ કારણથી આપણે હવે તેની વાત આગળ ચલાવીએ રામનારાયણને જ્યારે પહેરાવાળાએ જબરદસ્તીથી પોલિસગેટ ઉપર આણ્યો, ત્યારે ઇન્સ્પેકટર કે જમાદાર એ બેમાંથી કોઈ ત્યાં હાજર ન હતું, તેથી રામનારાયણને તેઓના આગમનની રાહ જોઇને ગેટ ઉપર બેસવું પડ્યું. બે વાગ્યાને સમયે જમાદાર જ્યારે ફરીને પાછો આવ્યો, ત્યારે રામનારાયણે તેને સલામ કરીને પહેરાવાળાએ જે પોતાને હેરાન કર્યો હતો, તે બધી વાત તેને નિવેદન કરી. જમાદાર તેની બધી વાત સાંભળીને બોલ્યોઃ “કોઇ પણ આસામીને છોડી મૂકવાનો અમારો અખત્યાર નથી. ઇન્સ્પેકટર સાહેબને આવવા દો, તે તમને છોડી મૂકશે.” નિરૂપાયથી

રામનારાયણને ઇન્સ્પેકટરની રાહ જોઈને ગેટ ઉપર વધારે વખત બેસવું પડયું. પાંચ વાગ્યાને સમયે ઇન્સ્પેકટર આવ્યો, તે રામનારાયણને ઓળખતો હતો, તેથી તેણે તેને છોડી મૂકયો.

બિલકુલ વિલંબ કર્યા વિના એક મજુરને બોલાવી લાવીને રામ-નારાયણ તેની ભાંગીતૂટી પેટી તેને માથે મૂકીને પોલિસ થાણામાંથી બહાર નીકળ્યો. આખો દિવસ તેણે ખાધું ન હતું, તેથી તો કાંઇ નુકસાન થયું ન હતું, પરતુ આખો દિવસ તેણે ગાંજાની ચલમ પીધી ને હતી, તેમ અફીણ પણ ખાધેલું નહિ હોવાથી શરીર તદ્દન અશક્ત બની ગયું હતું, તેથી થાણામાંથી બહાર નીકળીને થોડે દૂર જતા જ ફૂટ-પાથ ઉપર તે બેસી ગયો અને મજુરને તેણે થોડી વાર ઉભા રહેવાનું કહ્યું. મજુર પાછળ ફરીને તેને રસ્તા ઉપર બેસી ગએલો જોઇને પાસે આવીને બોલ્યોઃ " કેમ, શું થયું શેઠ ? "

રામનારાયણે ઉત્તર આપ્યોઃ " ચાલી શકાતું નથી. "

" ગાડી બોલાવી લાવું ? "

" ના, ના, હજી મારે કયાંક ઓરડી શોધવી છે. તું એક વાર પેટી નીચે ઉતાર અને આ ત્રણ આનાના પૈસા લઇને એકદમ દોડતો બજારે જા, બે આનાનું અફીણ અને ચાર પૈસાનો ગાંજો લઇ આવ—તુ ચલમ તો પીએ છે ને ? "

" હા, હા, શેઠ, જો મળે તો પીઉં છું. " એમ કહીને મજુર રામ-નારાયણની પાસે પેટી ઉતારી પૈસા લઇને દોડી ગયો અને બિલકુલ વિલંબ કર્યા વિના તે બન્ને ચીજો લઇને પાછો આવ્યો. રામનારાયણે અફીણ હાથમાં લઇને તુરત જ લગભગ અર્ધા ભાગને અંદાજે મોઢામાં મૂકી દીધું અને બાકીનું અર્ધું જમ્યા પછી ખાઇશ એમ કહીને ખિસામાં મૂકી દીધું. એટલી વારમાં મજુરે ગાંજાની કળી ખૂબ ઘોઇ—દબાવી તૈયાર કરીને રામનારાયણના હાથમાં આપી. રામનારાયણ ચલમ કાઢી તેમાં તે મૂકીને સળગાવીને મોટા દમ મારવા લાગ્યો. ચલમ ઉપર મોટા ભડકા થવા લાગ્યા. દમ ઉપર કેટલાક દમ મારીને તેણે ચલમ મજુરના હાથમાં આપી. મજુર પણ તે કામમાં કાંઈ કાચો ન હતો. તેના દમથી તો ચલમનો ભડકો તેના માથાના વાળ સુધી પહોંચી જતો હતો. મજુરે કેટલાક દમ માર્યા પછી તે ચલમ પાછી તેણે રામનારા-યણને આપી. રામનારાયણ પુનઃ દમ મારવા લાગ્યો. એ પ્રમાણે લગભગ

અર્ધો કલાક વ્યતીત કર્યા પછી અફીણ અને ગાંજાના જોરથી રામનારાયણ ઉઠી ઊભો થઇને બોલ્યોઃ "ચાલ હવે."

મજૂરે પૂછ્યુંઃ "ક્યાં જવું છે શેઠ?"

"એક ઓરડીની તપાસ કરવી છે."

"અમે રહીએ છીએ તે ભાગમાં એક ઓરડી ખાલી છે, પરંતુ તે કુંભારનું મકાન છે."

"કુંભારનું મકાન હોય તોપણ કશી હરકત નહિ, ચાલ બતાવ."

મજુર રામનારાયણને લઇને તેના મહેલ્લામાં આવ્યો અને મકાનવાળાને બોલાવીને તેનો મેળાપ કરાવી દીધો. રામનારાયણે મકાનવાળા સાથે વાતચીત કરીને તે ખાલી પડેલી ઓરડી અઢી રૂપીએ ભાડે રાખી લીધી.

રામનારાયણનો પિતા હરનારાયણ સુરતમાં વિનોદરાય શેઠને ત્યાં મહિને વીસ રૂપીઆના પગારથી બજાર કારકુનની નોકરી કરતો હતો. તે સુરતની આસપાસના કોઇ એક ગામડાનો રહીશ હતો. હરનારાયણે શેઠને કેટલીક આજીજી કરીને પોતાના પુત્રને ભણાવવાનું ખર્ચ શેઠની પાસેથી લેવાનું કબુલ કરાવીને પુત્રને સુરતમાં બોલાવીને અંગ્રેજી સ્કૂલમાં દાખલ કરી દીધો. તે વખતે રામનારાયણની ઉમર લગભગ અગીઆર વર્ષની હતી.

મનુષ્ય ધારે છે કાંઈ અને થાય છે કાંઇ! હરનારાયણે પોતાના પુત્રને ભણવા માટે સુરત બોલાવ્યો હતો, પરંતુ રામનારાયણ ખરાબ છોકરાની સગતમાં પડવાથી રખડુ બની ગયો. ભણવા તરફ તે બિલકુલ લક્ષ નહિ આપતાં નાટકો અને સીનેમેટોગ્રાફો જોવાનો શોખીન બની ગયો. મેટ્રિક સુધી તો સ્કુલના હેડમાસ્તરે હરનારાયણની આજીજીથી અને દયાથી રામનારાયણને ઉપલા વર્ગોમાં ચડાવ્યા કર્યો, પરન્તુ મેટ્રિકમાંથી ત્રણ વર્ષે પણ પાસ થયો નહિ, એટલે તેના પિતાએ કંટાળીને તેને સ્કુલમાંથી ઉઠાડી લીધો. રામનારાયણ શરીરે જબરો તથા બળવાન હોવાથી એક યુરોપિયનને ત્યાં બોડીગાર્ડ તરીકે નોકરીમાં રહ્યો. એકાદ વર્ષ ત્યાં નોકરી કર્યા પછી સાહેબનો તીક્ષ્ણ સ્વભાવ તેને અનુકૂળ નહિ આવવાથી, તેણે તે છોડી દીધી. હવે તે રાત્રિદિવસ જ્યાં ત્યાં રખડવા લાગ્યો.

એક દિવસ શિશિરચંદ્ર સંધ્યા સમય પછી સ્ટેશનથી ઘેર આવતો હતો, એવામાં કોઇ એક બદમાશે તેના ઉપર આક્રમણ કરીને તેની

પાસેથી ઘડીઆળ તથા સોનાનો છેડો ઝુટાવી લીધાં. એ બનાવ રામનારાયણના જોવામાં આવતાં તેણે એકદમ દોડી આવીને બદમાશને પકડીને એક પાદપ્રહારથી જમીનપર પાડી દીધો અને તેની પાસેથી ઘડીઆળ તથા ઘડીઆળનો છેડો લઇને શિશિરચંદ્રને પાછો સોંપી દીધો. શિશિરચંદ્ર તેનો આભાર માની એક કાર્ડ તેના હાથમાં આપીને બોલ્યો: "આપને એકલો ધન્યવાદ આપીને જ હું સંતોષ માનતો નથી, પરંતુ આ કાર્ડ આપીને કહું છું કે જો કદિ તમને જરૂર પડે અને મારા વડે તમારો કોઇ ઉપકાર થઇ શકે એમ હોય, તો આ કાર્ડ લખીને મારા પર મોકલી આપજો." એમ કહીને બન્ને જણ છુટા પડયા.

શિશિરચંદ્રને ઝાઝા દિવસ રાહ જોવી પડી નહિ. ત્રણ માસની અંદર એક દિવસ એક પહેરાવાળાએ આવીને રામનારાયણને આપેલું કાર્ડ તેના હાથમાં મૂકયું. કાર્ડમાં લખ્યું હતું કે. "હું બહુ વિપત્તિમાં આવી પડયો છું, મહેરબાની કરીને એકવાર મારી પાસે આવી જશો.

"લિ. સ્ટેશનના રસ્તા ઉપરનો આપનો અપરિચિત."

લુચ્ચાઇ અને વિશ્વાસઘાતનો આરોપ માથે આવવાથી રામનારાયણ પોલિસમાં પકડાઇ ગયો હતો અને જેલમાં જવાની તૈયારીમાં હતો. તેનો બાપ હરનારાયણ બહુ જ માંદો હોવાથી તે તેને કશી મદદ કરી શકે એમ નથી હોવાથી, રામનારાયણે શિશિરચંદ્રનો આશ્રય લીધો. શિશિરચંદ્રે પુષ્કળ પૈસા ખર્ચીને તેને જેલમાં જતો બચાવ્યો, પરન્તુ એક વેપારીનું પાંચસે રૂપીઆનું તેને માથે દેવું હતું, તે રૂપીઆ પણ શિશિરચંદ્રને ભરવા પડયા. એ પ્રમાણે શિશિરચંદ્રની મહેરબાનીથી રામનારાયણ જેલ-જાત્રા કરતો અટકી ગયો.

ઉપરનો બનાવ બન્યાને થોડા દિવસ થયા એટલામાં રામનારાયણનો બાપ હરનારાયણ જે ઘણા દિવસથી માંદગી ભોગવતો હતો, તે મરી ગયો. તેની પાછળ જ્ઞાતિ–રિવાજ મુજબ ખર્ચ કરવાને રામનારાયણ પાસે પૈસા નહિ હોવાથી તે શિશિરચંદ્રની પાસે આવીને રડી પડયો. દયા આવવાથી તેના પિતૃ–શ્રાદ્ધનું બધું ખર્ચ તથા જ્ઞાતિના રિવાજનું બધું ખર્ચ શિશિરચંદ્રે ઉપાડયું. શ્રાદ્ધની ક્રિયા પુરી થઈ રહી એટલે રામનારાયણે આવીને શિશિરચંદ્રને કહ્યું: "મારા પિતા મરી જવાથી મારી બહુ દુર્દશા થઇ છે, બધા પરિવારને હું ગામડામાં મૂકી આવ્યો છું; હાલમાં મને રહેવાને કશું સ્થાન નથી. આપ કૃપા કરીને થોડા

દિવસને માટે આપને ઘેર મને રહેવા દેશો, તો બહુ ઉપકાર થશે."

શિશિરચંદ્રે હા કહી તેથી રામનારાયણ તેને ઘેર રહેવા લાગ્યો. રામનારાયણે શિશિરચંદ્રને પોતાના જેવો રખડુ કરવાના અનેક પ્રયત્નો કર્યા, નાટકો તથા સીનેમેટોગ્રાફો જોવાનો શોખિન બનાવીને તેની પાસેથી પૈસા ધૂતવાના અનેક ઉપાયો કર્યા, પરંતુ રામનારાયણ તેમાં ફાવ્યો નહિ, કારણકે શિશિરચંદ્ર ઉચ્ચ કેળવણી પામેલો, ખાનદાન કુટુમ્બનો અને સુશીલ સ્વભાવનો હોવાથી, રામનારાયણની ટેવ તેને બિલકુલ ગમી જ નહિ. તે તેની સાથે બિલકુલ સમાગમ જ રાખતો નહિ. આમ છતાં રામનારાયણને ખાવાપીવાની વ્યવસ્થામાં તથા કોઇ કોઇ વાર વાપરવા માટે દસ-પંદર રૂપીઆ શિશિરચંદ્ર પાસેથી મેળવવામાં કશી હરકત પડતી નહિ. શિશિરચંદ્રના સસરા રામમોહનરાયે રામનારાયણને ઘરમાં રાખવાની શિશિરચંદ્રને ના કહી હતી, પરંતુ શિશિરચંદ્રે તે માન્યું નહિ. રામનારાયણ તેને ઘેર જ રહેતો હતો.

આપણી કથાનો આરંભ થયા પહેલાં થોડા દિવસે રામનારાયણ કાંઈ કામ માટે એક દિવસ શિશિરચંદ્રની સાથે તેના શયન-ભુવનમાં દાખલ થયો હતો. સવિતાસુંદરી તે વખતે તેને પિયર હતી. શયન-ભુવનમાં સવિતાસુંદરીનો ફોટો જોઇને રામનારાયણ મુગ્ધ બની ગયો. તે પાપીના લુબ્ધ મનમાં પાપી સંકલ્પનો ઉદય થયો. તે સવિતાસુંદરીને પ્રાપ્ત કરવા માટે મનમાં અનેક પ્રકારની કલ્પનાઓ કરવા લાગ્યો, પરંતુ તેની તે પાપી કલ્પના કોઇ પણ પ્રકારે સફળ નીવડી નહિ. તેની બધી કલ્પનાઓ નિષ્ફળ નીવડવાથી તેના મનમાં ધીમે ધીમે સવિતાસુંદરી પ્રત્યે ઇર્ષા અને ગુસ્સો ઉત્પન્ન થવા લાગ્યાં. તે મનમાં મનમાં સવિતા-સુંદરીનું સત્યાનાશ વાળવાનો યોગ શોધવા લાગ્યો. **यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ।** જેવી જેની ભાવના, તેવું તેને મળી રહે છે. એ સૂત્રને આધારે તેને તેમ કરવાનો સુયોગ પણ પ્રાપ્ત થયો. શિશિરચંદ્રનો નાનો ભાઇ વસંતકુમાર મુંબઇની કોઇ એક અંગ્રેજી સ્કૂલમાં એસિસ્ટંટ માસ્તરની નોકરી કરતો હતો, તેને સ્કૂલમાં ઉનાળાની દોઢ માસની રજા પડવાથી તે સુરત તેના ભાઇ શિશિરચંદ્રને ત્યાં રજા ગાળવા આવ્યો. સવિતાસુંદરી તેના દિયર વસંતકુમારની સાથે નિઃસંકોચે વાતચીત કરતી હતી. બન્ને જણાં હસતાં રમતાં અને આનંદ કરતાં હતાં એ રામનારાયણથી દેખી શકાયું નહિ. શિશિરચંદ્ર ઘણે ભાગે ઘેર રહેતો

નહિ. એ સુયોગનો લાભ લઇને રામનારાયણે સવિતાસુંદરીનું સત્યાનાશ વાળવાનો પ્રયત્ન કર્યો.

સવિતાસુંદરીએ જે દિવસે શિશિરચંદ્રના પત્ર ઉપરથી જાણ્યું કે તે સાવિત્રીવ્રતને દિવસે ઘેર આવશે–વ્રતની પહેલાં બે દિવસ અગાઉ આવી શકશે નહિ, એ સમાચાર રામનારાયણથી છાના રહ્યા નહિ. આ તકે યોગ્ય સમય પ્રાપ્ત થયો છે, એમ ધારીને તેજ દિવસે રામનારાયણે શિશિરચંદ્રને પત્ર લખી મોકલ્યો. પત્રની વાત તો વાચક જાણે છે.

રામનારાયણ કુંભારને ત્યાં આશ્રય લઇને વિચાર કરવા લાગ્યો કે: "શું કરવા જતાં શું થયું ? સવિતાસુંદરીનું સત્યાનાશ વાળવા જતાં મારૂં પોતાનુ જ સત્યાનાશ વળી ગયું. આશ્રય પણ ખોયો. મને આવી નઠારી બુદ્ધિ ક્યાંથી સૂઝી ? "

કિન્તુ શિશિરચંદ્રની આજ્ઞાથી તેને ઘરમાથી બહાર કાઢી મૂક્યો છે, કે કેમ ? તે વાતનો તે કોઇ પણ પ્રકારે નિશ્ચય કરી શક્યો નહિ.

## પ્રકરણ ૧૨ મું.

### સ્ટુઅર્ટચંદ્ર કંપનીનો એકલો માલીક મિ. ચંદ્ર.

વિશાળ મહાસાગરમાં આવેલા મોટા મોટા બેટોમાં સર્વ કરતાં એક મોટો બેટ છે કે જેમાં માત્ર શેરડીનો જ પાક થાય છે; તે બેટની અંદર જે દિશામાં દૃષ્ટિ કરો ત્યાં માત્ર શેરડી જ નજરે પડે છે. વચ્ચે વચ્ચે ધૂમકેતુની માફક આવી રહેલાં મજુરોનાં ગામડાંઓ જાણે કે ચારે દિશાઓમાં આકાશથી તે પાતાળ સુધી વિસ્તાર પામેલાં શેરડીનાં ખેતરોની નીરવતાનો ભગ કરી રહ્યાં હોય ની ! આ સમુદ્રના કિનારાથી તે બીજા સમુદ્રના કિનારા સુધી વિશાળ શેરડીનાં ખેતરો સિવાય બીજુ કશુ નજરે પડતું નથી. બેટનુ બંદર અથવા શહેર તેના પશ્ચિમ ભાગમાં એક કુદરતી બનેલા રેતીના ડક્કા ઉપર આવેલું છે. તે ડક્કામાં અનેક વહાણો સદા સર્વદા લંગર કરેલાં પડયાં હોય છે. હોડીઓનો તો કયાંય પાર જ નહિ. ડક્કાની ઉપર મોટાં મોટાં ગોડાઉનો આવી રહેલાં છે અને તે ગોડાઉનોની અંદર ખાંડના કોથળાના મોટા મોટા ગજ–ઢગલા પડયા હોય છે. અસંખ્ય મજુરો પ્રાતઃકાળથી તે સંધ્યાસમય સુધી તે ખાંડના

કોથળાઓ માથાપર ઉચકીને હોડીઓમાં નાંખે છે, હોડીઓ તે બધા કોથળા લઇને વહાણુની પાસે જાય છે અને હોડીઓમાંથી એક પ્રકારની સિસ્ટમથી તે બધા કોથળા વહાણુમાં ચડાવી દે છે. એ ગોડાઉન પસાર કરીને જરા આગળ જતાં મોટાં મોટાં એન્જીનો રાખવાના કુરજા આવે છે, તે ઠેકાણે રાત્રિ–દિવસ મોટાં મોટાં એન્જીનો ચાલ્યાં કરે છે. એન્જીનના કુરજાની પાછળ ખાંડ બનાવવાનાં મોટાં મોટાં કારખાનાં આવેલાં છે. તેની પાછળ શેરડી પીલવાના સાંચાઓ ગોઠવેલા હોય છે, તે સાંચાથી તે ખાંડ બનાવવાના કારખાના સુધી જસતનાં પતરાંના પાકા નળ ગોઠવેલા હોય છે તે નળવાટે શેરડીનો રસ વહીને ખાંડ બનાવવાના કારખાનામાં ગોઠવેલી મોટી મોટી કડાઇઓમાં પડે છે અને તે રસમાંથી ખાંડ તૈયાર થાય છે. આપણા દેશમાં શેરડીના રસમાંથી ખાંડ તૈયાર થતી નથી, પરંતુ રસમાંથી ખાંડ બનાવવામાં આવે તો ખર્ચ ઘણો ઓછો લાગે અને ખાંડનુ પ્રમાણુ વધારે આવે. એ ખાંડ બનાવવાનાં કારખાનાંની પાછળ મજુરોને રહેવાનાં ગામડાંઓ બાંધેલાં હોય છે. એ મજુરોનાં ગામડાં છોડીને અર્ધોક કોસ આગળ જઇએ એટલે બેટનું શહેર આવે છે. એ શહેરમાં બિલકુલ બજાર હોતું નથી. માત્ર શેરડીના વહેપારીઓના રહેવાના બંગલાઓ હોય છે. શહેર પૂર્વ–પશ્ચિમ લાંબુ એક હારમાં એક મોટા રાજમાર્ગની એક બાજુએ આવેલું છે. ચારે બાજુએ બગીચાઓ અને લીલોતરી–શાકની વાડીઓથી વીંટાએલા મોટા મોટા બંગલાઓ આવેલા છે. એ બંગલાઓ એ જ ત્યાંનું શહેર. ત્યાં શેરડીના વહેપારીઓ રહે છે. માત્ર એક બંગલો ડક્કાના ઉત્તર ભાગમાં તદ્દન સમુદ્રના કિનારા ઉપર આવેલો છે. શહેરને છોડીને થોડે દૂર જતાં બેટનું બજાર આવે છે. ત્યાં બેટના વ્યવસ્થાપકો રહે છે. તેની પાછળ રેલ્વે સ્ટેશન, પોલિસથાણું, હોસ્પિટલ અને જેલખાનું વગેરે સરકારી મકાનો આવેલાં છે.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે શહેર એક હારમાં પાલ્વડીપને પૂર્વ–પશ્ચિમ વિસ્તાર પામેલું છે. તે શહેરની ઉત્તર–દક્ષિણ બન્ને દિશાએ થઇને બે રેલ્વે લાઇનો ઠેઠ શેરડી પીલવાના કંપાઉન્ડ સુધી આવી રહેલી છે. સ્ટેશનથી પણ રેલ્વે સડકો તે મોટા ટાપુને ચાર ભાગમાં વહેંચી નાંખીને સીધી ચાલી ગઈ છે. તે ત્રણે રેલ્વે રસ્તા ઉપર રેલ્વે ગાડીઓ રાત્રિ–દિવસ આવજા કરે છે. પરંતુ ગાડીમાં બેસનાર શેરડીના

બારા, મજુરોના રસાલા અને મજુરો સિવાય અન્ય કાંઇ નજરે પડતું નથી. એ ત્રણ રેલ્વે સડકોમાંથી બીજી અસંખ્ય નાની નાની હાથ-રેલ્વેની સડકો લોઢાના પાટા નાંખીને ચારે દિશાએ ફેલાએલી નજરે પડે છે. એ રીતે આખો દ્વીપ લોઢાના પાટાથી જકડી લીધેલો છે. અસખ્ય મજુરો ખેતરોમાંથી હાથ-ગાડીમાં શેરડી ભરીને હાથે ગાડી ઠેલીને રેલ્વે સ્ટેશન ઉપર તે શેરડી લાવે છે. ત્યાંથી તે શેરડી રેલ્વે ગાડીમાં ભરીને શેરડી પીલવાનાં કારખાનાંમાં લઇ જવામાં આવે છે. કેટલીક હાથ ગાડીઓ રેલ્વે ગાડીમાંથી રસાલો ભરીને મજુરોને રહેવા માટે બનાવેલાં ગામડાંમાં તથા ગોડાઉનોમાં લઇ જઇને માલ ઉતારે છે. એ ગોડાઉનોમાંથી મજુરો પોતાને માટે જે જે ખાવા-પીવાની ચીજો જોઇએ, તે ખરીદી લઈ જાય છે. હજારો એકર જમીનમાં શેરડી આબાદ રીતે પાકે છે અને હજારો મજુરો તે સ્થળે કામ કરે છે, પરન્તુ આશ્ચર્યની વાત એ છે કે તે બધા મજુરો હિંદુસ્તાનમાંથી જ લાવેલા હોય છે. તેમાં ઘણે ભાગે નાગપુર, છોટા નાગપુર અને મધ્ય હિંદુસ્તાનના રહીશો વધારે જોવામાં આવે છે, તોપણ કેટલીક હલકી જાતિના હિંદુઓની વસતી પણ જોવામાં આવે છે ખરી. મુસલમાનોની સંખ્યા બહુ ઓછી જોવામાં આવે છે. બધા મજુરો પાંચ વરસનું એગ્રીમેન્ટ-કરારપત્ર કરીને અહીં આવેલા હોય છે. તેઓને પાંચ વરસ સુધી શેરડીના વહેપારીઓના તાબામાં રહીને સખત મજુરી કરવી પડે છે. રાજાની આંખોમાં ધૂળ નાંખીને શેરડીના વહેપારીઓ એ મજુરોને હિંદુસ્તાનમાંથી લઇ જાય છે. એ બિચારા મજુરો પાસે હદ ઉપરાંત મજુરી કરાવીને મજુરીના પૈસા બહુ ઓછા આપે છે. તે મજુરીમાંથી તેઓને પુરાં અન્ન-વસ્ત્ર પણ મળી શકતાં નથી. ઉપરી લોકો તે બિચારાં મજુરોને ચાબુકવડે, પાદપ્રહાર વડે અને લાકડીવડે ઢોરની માફક માર મારે છે! વળી મજુરોને ખાવા પીવાની વગેરે જે કાંઇ ચીજો ખરીદ કરવી હોય, તે બધી વસ્તુઓ શેરડીના વહેપારીઓ પાસેથી જ ખરીદ કરવી પડે છે. તેથી વહેપારીઓ તે બિચારા મજુરો પાસેથી તે વસ્તુઓનાં બમણાં-ત્રમણાં નાણાં લઇને તે આપે છે. ટુંકામાં કહેવાનું કે એ શેરડીના વહેપારીઓ બિચારાં મજુરોનાં લોહી ચુસી ચુસીને જાડા થએલા હોય છે। તે મજુરો જોકે આખી જીંદગીનું વેચાણ કરીને આવતા નથી, પરંતુ પાંચ વરસનું એગ્રીમેન્ટ

કરીને આવે છે, તોપણ પાંચ વરસની મજુરીમાંથી દેશમાં પાછા ફરવાને ભાગ્યે જ જીવતા રહે છે—અર્થાત પાંચ વરસમાં જ સખ્ત મજુરી કરવાથી તેઓનો અંત આવી જાય છે. કોઇ નસીબદાર જીવતા રહે છે, તેઓ જ્યારે પાંચ વરસની બંધીમાંથી છુટા થાય છે ત્યારે તેઓની પાસે નથી હોતાં વસ્ત્ર, નથી હોતું અન્ન કે નથી હોતા પૈસા! આવી સ્થિતિમાં તેઓ છુટા થઇને પણ કરે શું ? પૈસા વિના જાય ક્યાં ? તેઓના પેટમાં ભૂખ હોય, તેની શાન્તિ કેવી રીતે કરે ? દેશમાં પણ કેવી રીતે પાછા જઇ શકે ? નિરૂપાયથી તેઓ બિચારા પાંચ વરસની બંધણીમાં જે કામ કરતા આવ્યા હોય છે તે જ કામ અને તે જ મજુરી છુટા થયા પછી પણ તેઓને કરવી પડે છે! તેઓને માટે બીજો કશો ઉપાય જ નહિ–ઉપાય હોઇ શકે જ નહિ. પાંચ વરસને માટે જે કામ કરવા આવ્યા હોય છે, તેઓને આખી જીંદગી તે કામ કરવું પડે છે! અર્થાત્ આખી જીંદગી તેમાં ગુમાવવી પડે છે!'

વીલબરફોર્સ વગેરે કેટલાક દયાળુ અગ્રેજોના આન્તરિક પ્રયત્નોથી જોકે હાલમાં કરારપત્ર કરીને મજુરોને લઇ જવાનો રિવાજ બંધ કરવામાં આવ્યો છે, પરંતુ વહેપારીઓ કુડકપટથી છાનામાના એ ધંધો હજી કર્યા કરે છે. આફ્રિકામાંથી સીદી મજુરોને લઇ જવાનો રિવાજ તદન નાબુદ થઇ ગયો છે, પરંતુ આપણી સરકારની આંખોમાં ધૂળ નાંખીને શેરડીના વહેપારીઓ દર વર્ષે હજારો મજુરોને હિંદુસ્તાનમાંથી લઇ જાય છે. આ જુલમની ખબર આપણી સરકારને પડવાથી એ સઘળાં સ્થળોએ કમિશન બેસારી દીધું છે. એના પરિણામે હવે વહેપારીઓનો જુલમ ઘણો ઓછો થઇ ગયો છે.

ડક્કાની ઉત્તર બાજુમાં સમુદ્રના કિનારા ઉપર આવેલા જે બંગલાની વાત આપણે પ્રથમ કહી ગયા છીએ તે બંગલામાં અત્યારે સ્ટુઅર્ટચંદ્ર કંપનીનો માલીક મિ. ચંદ્ર રહે છે. તેની પહેલાં એ સ્થળે સ્ટુઅર્ટ સાહેબ રહેતા હતા, પરંતુ હાલમાં તે તેના કારભારનો સઘળો હિસ્સો મિ. ચંદ્રને વેચાતો આપીને પોતે દેશમાં ગયા છે. આખા દ્વીપની અંદર એ સ્ટુઅર્ટચંદ્રની કંપની બધા વહેપારીઓ કરતાં મોટો વહેપાર ચલાવે છે. દર માસે એમના તરફથી લાખો મણ ખાંડ દેશ–પરદેશમાં રવાના થાય છે. આખા બેટના લગભગ અર્ધા ભાગના તો તે પોતે એક જ માલીક છે. ઓછામાં ઓછા દસ હજાર મજુરો તેના કામમાં

રોકાએલાં રહે છે. એ બધા મજુરોની સ્થિતિ પૈસે–ટકે તથા બીજી દરેક રીતે સૌના કરતાં સારી છે. વળી ખુશી થવા જેવી વાત એ છે કે એ કંપનીના કોઇ પણ મજુરને માથે બંધણી કે કોઇ જાતનો ત્રાસ નથી. ઇચ્છા હોય તે રહે અને ઇચ્છા ન હોય તે જાય.

સાત વર્ષ પહેલાં એક દિવસ પ્રાતઃકાળમાં મેઇલ સ્ટીમરમાંથી એક અંગ્રેજ અને એક ગુજરાતી ગૃહસ્થ એ શેરડીના બેટમાં ઉતર્યા. એ બે જણ એ જ સ્ટુઅર્ટચંદ્રની કંપની. તે વખતે ત્યાં રેલ્વે ન હતી. તે વખતે તે બેટમાં માત્ર સાત–આઠ વહેપારીઓ જ શેરડીની ખેતી કરતા હતા. તેઓ પણ બંદરથી વધારે દૂરની જમીનમાં શેરડીનું વાવેતર કરવાની હિંમત કરી શકતા નહિ. એ કારણને લીધે બેટના મધ્ય ભાગથી તે પૂર્વ કિનારા સુધીની બધી જમીન વાવેતર કર્યા વિનાની પડતર રહેલી હતી. પશ્ચિમ ભાગમાં આવેલી બધી જમીન ઉપર જણાવેલા આઠ વહેપારીઓના તાબામાં હતી, કિન્તુ તેઓના તાબાની જમીનના અર્ધા ભાગની જમીન પણ તેઓ આબાદ કરી શકયા ન હતા. દર વર્ષે થોડી થોડી કરીને રસ્તા બંધાવીને તેઓ આબાદ જમીનનો વધારો કરતા જતા હતા. એ પ્રમાણે કેટલેક વર્ષે તેઓના અધિકારની જમીનના અર્ધા ભાગની જમીન તેઓ વાવેતર કરવા જેવી આબાદ કરી શકયા હતા. પરન્તુ સ્ટુઅર્ટચંદ્રે આવીને થોડા વખતની અંદર જ બેટના પૂર્વ ભાગની બધી જમીન આબાદ કરી લીધી. બેટમાં રહેતા વહેપારીઓ તેઓને ઉન્મત્ત બની ગએલા કહેતા હતા, પરંતુ થોડા જ દિવસની અંદર તેઓનો ભય ભાગી ગયો હતો. તેઓના જાણવામાં આવી ગયું કે આપણી બુદ્ધિના દોષે આપણે આખા બેટનો અધિકાર ગ્રહણ કરી શકયા નહિ. સ્ટુઅર્ટચંદ્રની કંપનીએ શેરડીના વાવેતરની સાથે સાથે તે આબાદ બનેલા ખેતરોથી તે બંદર સુધી લાઇટ રેલ્વે બાંધવાની શરૂઆત કરી. વાવેતર કરેલી શેરડી પાકવાને તૈયાર થઈ એટલામાં તો રેલ્વેનું કામ પુરૂં થઈ ગયું. તેઓ રેલ્વેવડે બધી શેરડી પીલવાનાં કારખાનાંમાં લાવવા લાગ્યા. ત્રણ વર્ષની અંદર તો આખા બેટમાં સઘળે સ્થળે તેઓએ રેલ્વે ચાલુ કરી દીધી. સ્ટુઅર્ટચંદ્રની કંપનીનું આવું આબાદ કામ જોઇને પ્રથમના વહેપારીઓ પણ તેઓના અધિકારની પડતર રહેલી જમીન આબાદ કરવા લાગી ગયા. સ્ટુઅર્ટચંદ્રની કંપનીનાં શેરડીનાં ખેતરોની આબાદીની સાથે રેલ્વે તૈયાર થઇ જવાથી પૈસાની ઘણી આવક થવા લાગી.

એ વર્ષ પછી જ્હોનસન નામના શેરડીના એક અગ્રેજ વહેપારીને અચાનક–એકાએક તાર મળ્યો, તેમાં લખ્યું હતું કે: “તમારા દૂરના સગા ઇંગ્લાંડના સુપ્રસિદ્ધ ઉચ્ચ કુળમાં જન્મેલા, ડયુક ઓફ્ વિન્ચેસ્ટર મૃત્યુ પામ્યા છે, તેમના ઉત્તરાધિકારી તરીકે તમને નીમવામાં આવ્યા છે, માટે જલ્દી આવીને તમારી ડયુકની પદવી સભાળી લ્યો.”

એ પ્રમાણે તાર આવવાથી મી. જ્હોનસન(–હવે થવાના ડયુક ઓફ્ વિન્ચેસ્ટર–) તેમનાં શેરડીનાં ખેતરો, ખાંડ બનાવવાનું કારખાનું અને બંગલો વગેરે સઘળી સ્થાવર–જગમ મિલ્કત વેચી નાંખીને ઇંગ્લાંડ રવાના થઇ ગયા. સ્ટુઅર્ટચદ્રની કપનીએ મી. જ્હોનસનની સઘળી સંપત્તિ વેચાતી રાખી લીધી. એ સમયથી મી. સ્ટુઅર્ટ મી. જ્હોનસનના બંગલામાં રહેવા લાગ્યા. બીજા બે વર્ષો પછી મી. સ્ટુઅર્ટનો પુત્ર ઇંગ્લાંડમાં કોઇ યુદ્ધમાં મરણ પામવાથી તેમણે સ્વદેશમાં જવાનો વિચાર કર્યો. છેલ્લાં સાત વર્ષોમાં તેમણે ઘણો પૈસો એકત્ર કર્યો હતો. હાલમાં તેમનો માત્ર એકનો એક પુત્ર મરી જવાથી તેમને બહુ દુ:ખ ઉત્પન્ન થયું. સ્ટુઅર્ટચંદ્રની કપનીમાં જે તેમનો અર્ધો ભાગ હતો, તે તેમણે મિ. ચંદ્રને વેચાતો આપી દીધો. બેટમાં રહેનારા બીજા વહેપારીઓ પણ સ્ટુઅર્ટચદ્રની કપનીનો એ અર્ધો ભાગ વેચાતો લેવાને તૈયાર થઈ રહ્યા હતા, પરતુ મી. સ્ટુઅર્ટે તેમના ભાગીદાર મિ. ચંદ્રને જ તેમનો અર્ધો ભાગ વેચાતો આપ્યો. મી. ચંદ્રે પણ તેમની સપત્તિની વાજબી રીતે જે કિમત થાય, તે ઉપરાંત ત્રણ લાખ રૂપીઆ વધારે આપ્યા.

મી. સ્ટુઅર્ટ ઇંગ્લાંડ રવાના થયા પછી મિ. ચંદ્ર તેમના બગલામાં રહેવા લાગ્યો. બગલો અત્યત સુદર, ઇંટોનો બનાવેલો અને બે માળનો હતો. તેને ફરતો ચારે તરફ કોટ બાંધેલો હતો. તે લગભગ દસ એકર જમીનના મધ્ય ભાગમાં આવેલો હતો. બંગલાને ફરતાં અનેક વૃક્ષો આવેલાં હતાં. એ વૃક્ષાવલિ એટલી બધી ગીચ હતી કે દૂરથી જોનારને બંગલાના બીજા માળ સિવાય બીજું કશું નજરે પડતું નહિ. બંગલાના કિલ્લાથી તે સમુદ્રના કિનારાસુધી લગભગ બે હજાર ફીટ જમીનમાં ઘાટી વૃક્ષાવલિ આવી રહેલી હતી.

દસ એકર ઘેરાવાવાળી જમીનના મધ્ય ભાગમાં તે બંગલો આવેલો છે અને બંગલાની પાછળ રસોડાં તથા નોકર ચાકરોને રહેવાની ઓરડીઓ આવેલી છે. એક બાજુએ પશુશાળા પણ છે તેમાં ગાયો,

ભેંસો, બકરાં વગેરે પશુઓ રાખવામાં આવે છે. હંસ, પારેવાં, મોર વગેરે આંખોને આનંદ આપનારાં પક્ષીઓ પણ બગીચાની અંદર રાખવામાં આવ્યાં છે. બગીચાની અંદર ફળ આપનારાં અનેક ઝાડો સદંતર ફળના ભારથી લચી રહેલાં નજરે પડે છે. મી. જોહોન્સને હિંદુસ્તાન, સિંહલદ્વીપ, સિંગાપુર, જાવા, બ્રહ્મદેશ વગેરે દેશોમાંથી ઉત્તમ ઉત્તમ સ્વાદિષ્ઠ ફળનાં ઝાડો મંગાવીને પોતાના બગીચામાં રોપાવ્યાં હતાં. કિલ્લાની પાસે ચારે તરફ નાળિયેરનાં, તાલપત્રનાં અને સોપારીનાં ઝાડો આવી રહેલાં છે, તે બધાં ફુલના ભારથી લચી રહેલાં છે. બંગલાની સન્મુખ દરવાજા સુધી રસ્તાની બન્ને બાજુએ નાના પ્રકારનાં સુગંધીદાર ફુલઝાડો આવી રહેલાં છે, તે નિરંતર ખુશબો આપી નાસિકા તથા નયનને તૃપ્તિ આપે છે. બગીચાની પાછળ બન્ને દિશાએ લીલોતરી તથા શાકની વાડીઓ આવેલી છે, ત્યાં બારે માસ સમય પ્રમાણે અનેક પ્રકારનાં લીલાં શાક ઉત્પન્ન થાય છે. એકંદર રીતે આખા બેટમાં એ બંગલો એટલો બધો પ્રસિદ્ધ હતો કે જે કોઇ મુસાફર એ ટાપુ જોવા આવતો, તે એ બંગલો જોયા વિના કદિ પાછો ફરતો નહિ.

ઉપર જણાવેલા બંગલાને બીજે માળે છજામાં એક કૉચ ઉપર અર્ધશાયિત અવસ્થામાં સ્ટુઅર્ટચંદ્રની કંપનીનો માલીક મિ. ચંદ્ર સમુદ્ર તરફ જોઇ રહ્યો છે. આખો દિવસ સતત પરિશ્રમ કર્યા પછી સૂર્યદેવ ધીમે ધીમે વિશ્રાન્તિ લેવાને સમુદ્રમાં ઉતરવાની તૈયારી કરતા હોય ની, તેમ દૃષ્ટિમર્યાદામાં સૂર્ય તદ્દન સમુદ્રના જળ ઉપર ક્રીડા કરતો નજરે પડે છે. નાના પ્રકારનાં અનેક પક્ષીઓ સાંજ પડવાથી સમુદ્રના કિનારાપરથી બેટ તરફ કલ્લોલ કરતાં દોડી આવે છે. સંધ્યાસમયનો આ બધો રમણીય દેખાવ મિ. ચંદ્ર જોતો નથી. સંધ્યાસુંદરીની મનોહર શોભા તેની દૃષ્ટિનું આકર્ષણ કરી શકતી નથી. તેની દૃષ્ટિ અત્યારે દૃષ્ટિ-મર્યાદાના બંધનને તોડીને બહુ દૂર દોડી ગઇ છે. અનન્ત સમુદ્રને ઓળંગીને અને અનેક દેશો પસાર કરીને તેની દૃષ્ટિ કોણ જાણે કોની શોધમાં વિજળીને વેગે કયાંક દોડી જાય છે ? હજારો યોજનને છેટે આવેલું એક મુખ તેની દૃષ્ટિને આકર્ષણ કરી રહ્યું છે ! અને તેટલા માટે જ તેની દૃષ્ટિ તે તરફ વિજળીને વેગે દોડી રહી છે. માત્ર આજે જ આમ બને છે એમ કાંઇ નહિ, પરંતુ છેલ્લાં સાત વર્ષથી તે દૂર રહેલું મુખ મિ. ચંદ્રના મનને આ પ્રમાણે આકર્ષી રહ્યું છે. તેની

આકર્ષણશક્તિને મિ. ચંદ્ર રોકી સકતો નથી. તે મુખ વિસરી જવાને માટે તેણે જન્મભૂમિનો પણ ત્યાગ કર્યો છે, પોતાના નામનો પણ અર્ધો ભાગ છોડી દીધો છે—અનન્ત સમુદ્ર ઓળંગીને તે બહુ દૂર આવ્યો છે, તોપણ તે મુખ તે વિસરી શક્યો નથી ! તે મુખ તેને પ્રાણ કરતાં પણ અધિક વહાલું હતું—હતું કેમ, હજી પણ છે ! પરન્તુ તે સુંદર મુખના અંદરના ભાગમાં ખરાબ શું છે ? ખરાબ કશું પણ નથી. તો પછી તેના જીવનના સુખ-સ્વપ્નનો ભંગ કેમ થયો ? ભંગ થયો તોપણ તે સુખની વાત તે આ જીવનમાં કદિ ભૂલી શક્યો નથી અને શકવાનો પણ નથી. એક વાર જે પ્રેમપાત્ર બન્યુ, તે ફરીથી કદિ પણ વિસરી શકાતું નથી. પ્રિય વાચક ! સ્ટુઅર્ટચંદ્રની કંપનીના માલીક મિ. ચંદ્રને તેં ઓળખ્યો કે ? એ જ આપણો દેશત્યાગી **શિશિરચંદ્ર** !

રાત્રિના અંધકારથી આખુ જગત્ ધીમે ધીમે ઢંકાવા લાગ્યું. આકાશમાં એક પછી એક એમ અસંખ્ય તારાઓ ઉગી નીકળવા લાગ્યા. શાન્ત રાત્રિમાં થતો સમુદ્રનો કલ્લોલ **શિશિરચંદ્રના** કાનમાં જાણે કોઇ અબળાના રડવાનો અવાજ આવતો હોય, એવો ભાસ ઉપજાવવા લાગ્યો. તે લાંબો નિસાસો નાખીને બોલ્યો. "સુખ, સંપત્તિ, સન્માન, ખ્યાતિ એ બધુ નકામુ છે, કારણકે જીવન દુઃખમય છે. હું મારૂં જીવન સુખમાં ગાળતો નથી. દુઃખમાં જીવન ગાળવાનુ પ્રયોજન શું ? આટલા દિવસો થયા અને આટલે દૂર આવ્યો તોપણ સવિતાસુંદરીને હું વિસારી શક્યો નહિ. હજી પણ તેની છબી મારા અન્તરમાં અંકિત થએલી છે !"

**શિશિરચંદ્ર** પોતાની આટલી બધી નિર્બળતા જોઇને લજ્જા પામી ગયો. તે પાછો વિચાર કરવા લાગ્યો. "અહો ! આ બેટમાં વસતા કરારપત્રવાળા મજુરો પણ મારા કરતાં સુખી છે, મારા કરતાં ભાગ્યવાન છે. જોકે તેઓનુ જીવન દુઃખી છે પરંતુ તેઓ સ્ત્રી-પુત્ર વગેરેની સાથે રહે છે. તેઓ શારીરિક સુખ બરાબર ભોગવી શકતા નથી, પરંતુ તેઓનાં હૃદય મારી માફક મુઝાતાં નથી. માત્ર પૈસા ટકામાં જ સુખ છે, એમ નથી. જે જડબુદ્ધિવાળું મનુષ્ય હોય તે જ પૈસામાં સુખ માને છે. જે મનુષ્યનો સંસાર સુખી તે જ મનુષ્ય ખરો સુખી છે."

**શિશિરચંદ્રે** પી. ઓ. કંપનીની ડબ્લિન નામની સ્ટીમરમાં "એસ. ચંદ્ર" ને નામે કેબિન રિઝર્વ્ડ કરાવી હતી અને તેથી જ રામમોહનરાયે કોલંબો બંદર તાર કરેલો, તોપણ કશા સમાચાર મળી શક્યા ન હતા.

તે પ્રથમ આસ્ટ્રેલિયા, આસ્ટ્રેલિયાથી કાલિફોર્નિયા અને ત્યાંથી કૅનેડામાં ગયો હતો. ત્યાં મી. સ્ટુઅર્ટ નામના અંગ્રેજની સાથે તેને પરિચય થયો. મી. સ્ટુઅર્ટે વાતવાતમાં શેરડીનાં ખેતરોનો ઉલ્લેખ કરીને શિશિરચંદ્રને જણાવ્યું કે : "આ વિશાળ મહાસાગરમાં અનેક બેટો આવેલા છે, તેમાં સૌથી એક મોટો બેટ છે, ત્યાં શેરડીનો પાક બહુ સારો થાય છે. કેટલાક વહેપારીઓએ જમીન રાખી લીધી છે, પરંતુ તેઓ સમુદ્રથી પશ્ચિમ ભાગમાં જ થોડે દૂર સુધી જ જઈ શક્યા છે. બાકીના પૂર્વ ભાગની જમીન બધી પડતર છે. તે જમીનમાં જો શેરડીનું વાવેતર કરવામાં આવે તો પાક બહુ જ સારો થાય. મેં બધા બેટોમાં ફરીને અનુભવ લીધો છે કે આ બેટના જેવી શેરડી બીજા કોઇ પણ બેટમાં પાકી શકતી નથી. પરન્તુ ત્યાં શેરડીનાં ખેતરો સુધી રેલ્વે બંધાવવામાં ન આવે તો કશું પરિણામ આવી શકે નહિ. શેરડીના વાવેતરની સાથે રેલ્વેનું કામ પણ ઉપાડવું જોઇએ; પરંતુ એ બને કામ માટે જોઇએ તેટલો પૈસો મારી પાસે નથી. તેટલા માટે હું કોઇ એક ભાગીદારની શોધમાં ફરૂં છું. અનેક ધનવાનોને મેં આ વાત કરી પણ કોઇની હિંમત ચાલી શકતી નથી અને એમાં એ લોકોનો દોષ નથી, કારણકે એ કામ કાંઇ સહેલું નથી. પ્રથમ તો પુષ્કળ પૈસો એ કામમાં નાંખવો જોઇએ. એટલો બધો પૈસો રોકવાની કોઈ હિંમત કરી શકતું નથી. જોકે મને તો સંપૂર્ણ ખાતરી છે કે એ કામમાં નાખેલો પૈસો કદિ બરબાદ જાય તેમ નથી, તોપણ કોઇ ધનવાન એ કામમાં મારી સાથે ભાગ રાખવાની હિંમત કરી શકતો નથી."

મી. સ્ટુઅર્ટ પાસેથી આ બધી વાત સાંભળીને શિશિરચંદ્રે પૂછ્યું: "એ બન્ને કામને માટે કુલ કેટલી મુડીની જરૂર જરૂર પડે?"

મી. સ્ટુઅર્ટે ઉત્તર આપ્યો: "પચાસ હજાર પાઉન્ડ અથવા સાડાસાત લાખ રૂપીઆ જો હોય તો બને કામો સારી રીતે થઈ શકે. શેરડીના વાવેતરને માટે ત્રીસ હજાર પાઉન્ડ અને રેલ્વેના કામ માટે વીસ હજાર પાઉન્ડ મળીને કુલ પચાસ હજાર પાઉન્ડ રોકવા જોઇએ. પરંતુ મારી પાસે ત્રીસ હજાર પાઉન્ડથી વધારે મુડી નથી."

શિશિરચંદ્રે વિચાર્યું કે : "દેશવિદેશમાં ભ્રમણ કરવાથી મારૂં અસ્થિર મન શાન્ત થશે નહિ. તેથી વિશાળ મહાસાગરમાં આવેલા આ મોટા બેટના કામમાં રોકાઇ રહેવાથી મારા મનની ચિન્તા નાશ

પામશે. કદાચ મારા મનનું બધું દુ:ખ નાશ નહિ પામે તોપણ કામમાં રોકાઈ રહેવાથી કેટલોક સમય તો જરૂર સુખમાં વ્યતીત થશે. કદાપિ નાણાં વ્યર્થ જશે તો ? તોપણ શી હરકત છે ? એટલી સાધારણ રકમનો વ્યય થવાથી શુ થવાનું હતું ?"

એમ વિચાર કરીને મી. સ્ટુઅર્ટ પ્રત્યે તે બોલ્યો: " હુ ત્રીસ હજાર પાઉન્ડ આપીને આપની સાથે એ કામ કરવા તૈયાર છું."

"શુ આપ ખરૂં કહો છો ?"

"હા, ખરૂં કહુ છું, જુઠું બોલવાનું કાંઇ પ્રયોજન નથી."

"અહો ! ધન્ય છે પ્રભુ ! કે તેં મને ભાગીદાર શોધી આપ્યો ! મિ. ચંદ્ર, અમે–માત્ર અમે જ કેમ ? પૃથ્વી ઉપરની બધી જાતિઓમાં ગુજરાતી જાતિ બીજી બધી જાતિઓ કરતાં બુદ્ધિમાં ચડીઆતી છે; પરંતુ ગુજરાતીઓ હિંમત કરીને કોઇ કામમા આગળ પગલુ ભરતા નથી અને તે કારણથી જ તે જાતિની ઉન્નતિ થઇ સકતી નથી. નહિ તો આપના જેવા બુદ્ધિશાળી પુરૂષો જો કર્મક્ષેત્રમા ઉતરી પડે તો સહજમાં એકબીજાની હરિફાઇના ક્ષેત્રમાં જય પ્રાપ્ત કરે."

શિશિરચંદ્ર જરા હાસ્ય કરીને બોલ્યો: " આપનુ કહેવું સત્ય છે."

કેનેડાની સ્ટુઅર્ટચંદ્રની કંપનીને નામે તેઓની કંપની ઉભી થઇ. શિશિરચંદ્રે જ્યારે સવિતાસુંદરીને નામે પોતાનો બેન્કમાનો હિસાબ ટ્રાન્સફર કરવાનો હુકમ કર્યો, ત્યારે તે જ વખતે એસ. ચંદ્રને નામે બોમ્બે નેશનલ બેન્કમાં તેણે દસ લાખ રૂપીઆ જમ કરાવ્યા હતા. તેણે કેનેડાથી બોમ્બે નેશનલ બેન્કના મેનેજર ઉપર તાર કરીને જણાવ્યુ હતું કે " એસ. ચંદ્રને નામે ઉધારીને ત્રીસ હજાર પાઉન્ડ અથવા સાડાચાર લાખ રૂપીઆ સ્ટુઅર્ટચંદ્રની કંપનીને નામે કેનેડાની ઓસ્ટ્રેલિયન બેન્કમાં જમા કરો."

કેટલાક દિવસની અંદર તેના હુકમ પ્રમાણે સઘળા કામનો બંદોબસ્ત થઇ ગયો, એટલે તેઓ શેરડીના બેટ તરફ રવાના થયા. ત્યાં જઇને તેઓએ પ્રથમ તો બેટની પડતર રહેલી સઘળી જમીન વેચાતી રાખી લીધી. પછી મી. સ્ટુઅર્ટ શેરડીના વાવતરના કામમાં અને શિશિરચંદ્ર રેલ્વે બંધાવવાના કામમાં પ્રવૃત્ત થયા. મી. સ્ટુઅર્ટનું કહેવું ખરૂં પડયુ–આજે શિશિરચંદ્ર સ્ટુઅર્ટચંદ્ર કંપનીનો ફકત એક પોતે જ માલીક અને શેરડીના બેટના બધા વહેપારીઓમાં સૌથી મોટો વહેપારી થઇ પડયો છે !

બેટના બીજા વહેપારીઓ જે પાંચ વરસની ગેરંટીથી મજુરોને લાવેલા હોય, તે મજુરો તેમની મુદ્દત પુરી થતાં સ્ટુઅર્ટચંદ્રની કંપનીમાં રહેવા લાગ્યા. આ કંપની તેમને વગર બંધણીથી નોકરીમાં રાખતી અને મજુરી પણ બીજા વહેપારીઓ કરતાં લગભગ દોઢી-બમણી આપતી. વળી મજુરોને ખાવા પીવાની તથા પહેરવા-ઓઢવાની જે જે વસ્તુઓ જોઇએ, તે બધી વસ્તુઓ સસ્તે ભાવે કંપની તેમને પુરી પાડવા લાગી. આ પ્રમાણે મજુરો સ્ટુઅર્ટચંદ્રની કંપનીમાં સુખી થતા હોવાથી ઘણા ખરા એ કંપનીની જ નોકરી કરવા લાગ્યા.

## પ્રકરણ ૧૩ મું.

### સુરતરામ.

રામનારાયણ અઢી રૂપીઆના ભાડાથી ઓરડી ભાડે લઇને મજુરોને રહેવાના અડ્ડામાં રહેવા લાગ્યો. શિશિરચંદ્રને ઘેર રહીને તેણે થોડાઘણા પૈસા એકઠા કર્યા હતા તે ત્રણચાર મહિનામાં તે ખાઇ ગયો. એ પૈસા ખૂટ્યા પછી તેને ખાવાનું સાધન કાંઇ રહ્યું નહિ. છેલ્લા બે મહિનાનું ઓરડીનું ભાડું પણ તે આપી શક્યો નહિ, તેથી મકાનવાળો સખ્ત ઉઘરાણી કરવા લાગ્યો. રામનારાયણ હવે મુઝાયો, શું કરવું તે તેને સૂઝ્યું નહિ. એવામાં પ્રપંચરાય કરીને એક દલાલ ત્યાં મજુરોના અડ્ડામાં સઘળા મજુરોને એકઠા કરીને કહેવા લાગ્યો: "ભાઇઓ, તમે અહીં સખ્ત મજુરી કરીને દુ:ખી થાઓ છો છતાં ખાવા પુરૂં અન્ન અને પહેરવા પુરાં વસ્ત્ર મળતાં નથી, તો પછી આ સ્થળે પડી રહેવાનું શું પ્રયોજન છે ? જો તમારો વિચાર હોય તો હું તમને એવે સ્થળે મોકલી આપું કે જ્યાં જઇને પાંચ વરસ કામ કરી આવો તો તમારી આખી જીંદગીનું દારિદ્ર અને દુ:ખ નાશ પામી જાય. જાઓ ને બધા મોટા પૈસાદાર થઇને પાછા આવો."

એ સાંભળીને બિચારા ભોળા મજુરો પ્રપંચરાયનું કહેવું સત્ય ગાનીને તેના ઉપર વિશ્વાસ રાખીને તેની વાત સાંભળવા લાગ્યા. પ્રપંચરાય આગળ બોલવા લાગ્યો: "હું જે દેશમાં તમને મોકલવાની વાત કરૂં છું તે દેશમાં ખાવા-પીવાની અને પહેરવા ઓઢવાની બધી વસ્તુઓ તદ્દન

સસ્તી મળે છે. વળી જો તમે ત્યાં જવાને તૈયાર હો તો તમને એવો બંદોબસ્ત કરી આપું કે તમારૂં ખાવા–પીવાનું અને પહેરવા ઓઢવાનું સઘળું ખર્ચ શેઠને માથે અને તે ઉપરાંત તમને દર અઠવાડીએ સાત રૂપીઆ રોકડા મજુરીના મળે."

કમનસીબ મજુરો પ્રપંચરાયના આ બધા ગપાટા સાંભળીને "હું જવા તૈયાર છું, હું જવા તૈયાર છું." એમ મોટેથી બૂમ પાડી ઉઠયા.

મજુરોની બરાબર ઇચ્છા જાણીને પ્રપંચરાય બોલ્યો: "હુ તમને બધાને ત્યાં લઇ જઇ શકું ખરો, પણ ત્યાં જવામાં બહુ ખરચ લાગે છે. લગભગ બસો–ત્રણસો રૂપીઆ એક જણનુ ખર્ચ લાગે છે.".

પ્રપંચરાયનું એ બોલવું સાંભળીને બધા મજુરો નિરાશ થઇને નિસાસા નાંખવા લાગ્યા. તેઓના ચહેરા એકદમ શુષ્ક અને ફિક્કા બની ગયા. પ્રપચરાય તેઓનુ દુ:ખ જોઇને જાણે પોતે પણ બહુ દુ:ખી થતો હોય તેવો ડોળ કરીને બોલ્યો "હુ ઘણે ભાગે તમોને ત્યાં જવાના ખર્ચની જોગવાઇ કરી આપીશ, પરંતુ તમારે ત્યાં જઇને પાંચ વરસ સુધી કામ કરવુ પડશે અને એ પ્રમાણે પાંચ વરસનો કરારપત્ર લખી પાંચ વરસ સુધી તે સ્થળે રહીને તમારે કામ કરવુ પડશે. જો એ પ્રમાણે કરારપત્ર લખી આપવાની તમારી ઇચ્છા હોય તો દરેકને પચાસ રૂપીઆ રોકડા અને પહેરવાનાં કપડાં તથા એક કામળો એટલી ચીજો તમને અહીંથી મફત મળશે. જો તમારી ઇચ્છા હોય તો લો આ બબ્બે રૂપીઆ બાનાના આપું છું."

લાલચથી બધાએ ત્યાં જવાની હા કહી. પ્રપચરાયે તે દરેકને બબ્બે રૂપીઆ બાનાના આપીને તેઓનાં નામ એક કાગળ ઉપર લખી લીધાં. બાકીના રૂપીઆ બીજે દિવસે કરારપત્ર લખી દીધા પછી આપવાનુ કહીને બધા મજુરોને વિદાય કર્યા.

બાનાના પૈસા આવ્યા તેમાંથી ખાવાનું લાવીને બધાએ ઉદર પૂર્ણ કર્યું. પરંતુ ખાઈ રહ્યા પછી પરદેશમાં જવાની વાત સાંભરી આવવાથી બધા ધ્રૂજી ઉઠયા. વળી ત્યાં જવાથી અન્ન-વસ્ત્રનુ દુ:ખ નાશ પામશે એમ વિચારીને તેઓએ મન વાળ્યું. એ પ્રમાણે પ્રપચરાયની જાળમાં અનેક મજુરો સપડાઇ ગયા.

પ્રપંચરાયને આ ધધામાં જોકે પહેલાં તો કમાણી સારી થવા લાગી, પરંતુ પાછળથી તેના કહેવા મુજબ કોઈ મજુરો પૈસાદાર થઇને

દેશમાં પાછા આવ્યા નહિ, તેથી તેનો ધંધો ભાંગી પડ્યો. દરેક મજુર દીઠ તેને પાંચ રૂપીઆ કમિશન મળતું હતું અને તે કમિશનના લોભથી આવું પૈશાચિક કાર્ય તે કરતો હતો. આ રાક્ષસી કાર્યમાં તેણે જોકે ઘણો પૈસો મેળવ્યો હતો, પરંતુ તેની પાસે કશુ રહેવા પામ્યું ન હતું. જે પૈસા આવતા તે બધા ખર્ચાઇ જતા હતા.

જે વખતે પ્રપંચરાય બધા મજુરોની સાથે ઉપર જણાવેલી વાત કરતો હતો, તે વખતે આપણો રામનારાયણ પણ તેની ઓરડીના બારણામાં બેસીને તે બધી વાત સાંભળતો હતો. તેના મનમાં પણ ખાંડના કારખાનામાં કામ કરવા માટે પરદેશ જવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. પરંતુ કાયિક પરિશ્રમ એટલે મજુરી કરવાના ભયથી તે કશું બોલી શક્યો નહિ. છેવટે બધા મજુરો જતા રહ્યા પછી તે પ્રપંચરાયની પાસે આવીને બોલ્યો: " તે દેશમાં મારા જેવાને કાંઇ કામકાજ મળી શકે ખરૂં ?"

પ્રપંચરાયે ઉત્તર આપ્યો. " હા, કેમ ન મળે ? સાહસ કરવાથી બધું મળી શકે છે. તમે જો સાહસ કરો, તો પાંચ વરસની અંદર મોટા પૈસાદાર થઇને પાછા આવો. "

" પરંતુ અમારા જેવા માણસોથી તો મજુરીનું કામ થઇ શકે નહિ !"

" મજુરીનુ કામ ન થઇ શકે તો બીજા કામનો ત્યાં ક્યાં તોટો છે ? અનેક પ્રકારનાં ત્યાં કામ હોય છે. મજુરો ઉપર દેખરેખ રાખવાનુ કામ તો થઇ શકેની ?"

" હા, મજુરો ઉપર દેખરેખ રાખવાનુ કામ તો થઇ શકે, એમાં કાંઇ મહેનતનું કામ નથી. "

" બસ, ત્યારે એ કામ કરશો તોપણ તમને સારો પગાર મળશે. "

" બહુ સારૂં, ત્યારે હું હવે વિચાર કરીશ. "

" હા, વિચાર કરી જુઓ. જો કદિ આપને જવાની ઇચ્છા થાય તો મને કહેશો એટલે હું તમને સઘળો બંદોબસ્ત કરી આપીશ. "

રામનારાયણે વિચાર કર્યો કે: " મારે ત્યાં જવું એ જ ઉત્તમ છે. અહીં રહેવામાં કશો સાર નથી. પરંતુ ત્યાં ગયા પછી મજુરો ઉપર દેખરેખ રાખવાનું કામ ન મળે અને કદાચ મજુરી કરવી પડે તો શું કરૂં ? "

રામનારાયણની પાસે હવે ઉદરનિર્વાહને માટે કશું રહ્યું નહોતું.

ગઈ કાલે તે એક વીશીમાં જમી આવ્યો હતો, પરંતુ તેના પૈસા આજે ચુકવવાનું કહીને તે છૂટી આવ્યો હતો. આજે પૈસા વિના ત્યાં જમવા જઇ શકે તેમ ન હતું. પેટમાં ક્ષુધા અસંત લાગવાથી તે બહુ વ્યાકુળ બની ગયો. નિરૂપાયથી છેવટે તેણે પ્રપંચરાયનું શરણ લીધું.

પ્રપચરાય પાસે આવીને તે બોલ્યો: "હું ત્યાં જવાને તૈયાર છું. મને બાનાના રૂપીયા આપો."

પ્રપચરાય મનમાં આનંદ પામી બે રૂપીયા બાનાના આપીને બોલ્યો: "તમે જવાને તૈયાર થયા એ બહુ સારૂં કર્યું. ત્યાં તમારે શારીરિક મહેનત બીલકુલ નહિ કરવી પડે. સાહેબને કહીને તમારે માટે હું બધી ગોઠવણ કરી આપીશ."

ગઇ કાલના ઠરાવ પ્રમાણે જે મજુરોએ બાનાના રૂપીયા લીધા હતા તે બધા મજુરોને એકત્ર કરી રામનારાયણની સાથે પ્રપચરાય માજીસ્ટ્રેટની કોર્ટમાં ગયો. ત્યાં જઇને દરેક મજુરને પાંચ વરસની ગેરંટીના કરારનામા રજીસ્ટર કરાવવાની વ્યવસ્થા તે કરવા લાગ્યો.

એક પછી એક એમ દરેક મજુરને માજીસ્ટ્રેટની સમક્ષ ઊભો કરવામાં આવ્યો અને દરેક મજુરને માજીસ્ટ્રેટે પૂછી જોયુ કે તમે પાંચ વરસની ગેરંટીથી પરદેશમાં તમારી રાજીખુશીથી જાઓ છો કે આ માણસ તમને જોર જુલમથી લઇ જાય છે ?

રાજીખુશીથી જતા નથી એમ જો મજુરો જવાબ આપે તો બાનાના લીધેલા રૂપીઆ પ્રપચરાયને પાછા આપવા જોઇએ, તે તેમની પાસે ન હોય, માટે નિરૂપાયથી "અમે અમારી રાજીખુશીથી જઇએ છીએ" એવો જવાબ બધા મજુરોએ આપ્યો.

પ્રપંચરાયે રામનારાયણને તેનું નામ તથા જાતિ બદલવાની સલાહ આપી. રામનારાયણે પણ જાણ્યું કે જો હું મારા ખરા નામથી માજીસ્ટ્રેટની સમક્ષ ઊભો રહીશ, તો તે વહેમ લાવશે અને તેમના આડા અવળા પ્રશ્નોના જવાબમાં મારી કેટલીક ગુપ્ત હકીકત ખુલી થઈ જશે. એમ ધારીને તેણે પોતાનું નામ સુરતરામ રાખ્યું. માજીસ્ટ્રેટની સમક્ષ "હું રાજી ખુશીથી પરદેશમાં જાઉં છું" એમ કહીને તેણે કરારપત્રમાં સહી કરી આપી.

---

# પ્રકરણ ૧૪ મું.

## શોક્ય હોવાની કલ્પના.

સુમંતરાયને વિદાય કર્યા બાદ વિમળાની ધીરજ એકાએક નાશ પામી ગઇ. તે હવે એકલી રહી શકી નહિ. તે એકદમ ઉતાવળે પગલે સવિતાસુંદરી પાસે દોડી ગઇ. સવિતાસુંદરી આ વખતે તેના સુવાના ઓરડામાં શય્યા ઉપર સુતી સુતી ઘરની ભીંત તરફ જોઇ રહી હતી. વિમળાના પગના અવાજથી તેણે પાછળ ફરીને બારણા તરફ નજર કરી તો વિમળાનું મુખ હર્ષથી પ્રફુલ્લિત થએલું હતું. પરંતુ આંખો આંસુથી ભરેલી હતી. વિમળા એકદમ આવીને સવિતાસુંદરીના હૃદયમાં પોતાનું મુખ ઢાંકી દઇને નીરવતાથી ખૂબ રડી. પછી આંખોમાં આંસુવાળું મુખ ઉચું કરીને સવિતાસુંદરી તરફ જોઇને તે બોલી: " બહેન ! દર્શન તો થયાં પરંતુ—"

વધારે તે કશું બોલી શકી નહિ. તેનો કંઠ રૂંધાઇ ગયો. હૃદયનો ઉભરો આંખો વાટે બહાર નીકળવા લાગ્યો. સવિતાસુંદરીએ જાણ્યું કે બહેનને તેના સ્વામીની સાથે મેળાપ થયો છે. વિમળાની આંખોમાં આંસુ જોઇને તેની આંખોમાં પણ પાણી આવી ગયું. આંખો લૂછીને મધુર સ્વરે તે બોલી: " ત્યારે રડો છો કેમ બહેન ? "

વિમળા રડતી રડતી બોલી: " હું કેમ રડું છું બહેન ! રડવાને માટે જ આ મારો જન્મ છે. સમજણ આવી ત્યારે હવે હું પતિને માટે મારા અંતરમાં રડું છું. આજસુધી કદિ પણ મારી આંખોમાં આંસુ આવ્યાં ન હતાં. તમારી માફક મારી આંખોમાં પણ પાણી હતું નહિ. પરંતુ બહેન ! આજે મારા શુષ્ક હૃદયમાં ઝરણ છુટયુ છે. એ ઝરણમાંથી અશ્રુરૂપે વહેતો જળપ્રવાહ રોકી શકવાની મારામાં શક્તિ નથી. હું સ્વામીને ચાહું છું. દરેક હિંદુ સ્ત્રી તેના સ્વામીને ચાહે છે. દંપતી લગ્ન થયા પછી બન્નેની હયાતી સુધી પરસ્પર ચાહે છે, તેમ હું પણ મારા સ્વામીને ચાહું છું, પરંતુ મેં કદી મારા સ્વામીનું સુખ મેળવ્યું નથી. તોપણ હવે મારા જાણવામાં આવ્યું કે મારા આ જીવનનું દુ:ખ તમારા દુ:ખની સરખામણીમાં તુચ્છ માત્ર છે ! મેં જે દુ:ખ ભોગવ્યું છે, તે કેટલેક અંશે સહન કરી શકાય તેવું છે. મને અત્યારસુધી કશું સુખ

મળ્યું જ નથી અને તમને મળેલું સુખ ગુમ થઇ ગયું છે, તેથી તમારૂં દુઃખ મારા કરતાં ઘણું ચડીયાતું ગણાય. હું પ્રથમ તમારા અને મારા દુઃખ વિષે શો તફાવત છે, તે જાણી શકી ન હતી, પરંતુ હવે મારા જાણવામાં આવ્યું કે મારા દુઃખની સાથે તમારૂં દુઃખ સરખાવતાં આકાશ-પાતાળ જેટલો તફાવત છે ! કિન્તુ બહેન, મને હવે મળ્યા છતાં મેં તે મેળવ્યું નથી. " એમ કહીને વિમળાએ તેનું આંસુભરેલું મુખ સવિતાસુંદરીના વક્ષઃસ્થળમાં સંતાડી દીધું.

સવિતાસુંદરી વિમળાના કહેવાનો અર્થ નહિ સમજી શકવાથી બોલી: " કેમ બહેન, તે તમને ગ્રહણ કરવાને ના કહે છે ? "

વિમળાએ માથુ ધુણાવીને અસમતિ પ્રકટ કરી. સવિતાસુંદરીએ વિસ્મય પામીને પ્રશ્ન કર્યો: " તો પછી ? "

" તેમના ઘરમાં મારી શૉક્ય છે, તે મારી વાત જાણતી નથી; તેથી હું તેમને મારી વાત જણાવીને કષ્ટ દેવાને ઇચ્છતી નથી. તે સુખી છે, તેને હું દુઃખી કરવાને ઇચ્છતી નથી. "

" તમારે શૉક્ય છે, એ વાત તમે પ્રથમ જાણતાં હતાં ? "

" હા, જાણતી હતી. મારા સસરાના કહેવાથી મારા પતિએ બીજું લગ્ન કર્યું, પણ મારી શૉક્ય મારા લગ્નની વાત જાણતી જ નથી. તે પતિને ચાહે છે અને પતિ તેને ચાહે છે. એ સુખી જોડાને મારે હવે દુઃખી શામાટે કરવું જોઇએ ? મારી શૉક્યના જાણવામાં આવે અને જો તે મને ખાસ બોલાવવા આવે તો જ હું ત્યાં જઇશ. તે સિવાય કોઈ પણ કાળે, હું ત્યાં જવાની નથી. પૂર્વ જન્મના પાપનું ફળ હું ભોગવું છું, તેમાં મારી શૉક્યને શામાટે મારે દુઃખી કરવી જોઇએ ? "

" પરંતુ તેના સ્વામી છે, તે તારા પણ સ્વામી છે ! તેની સાથે રહેવામાં તારી શૉક્યને શું દુઃખ થવાનું હતું ? "

" માને તો દુઃખ અને ન માને તો કશું દુઃખ નથી, પરંતુ તેનું હૃદય જાણ્યા વિના હું તેને ઘેર જઇશ નહિ. તેના પતિ તે મારા પતિ ખરા, કિન્તુ તેમનો તો હવે બિલકુલ દોષ જ ન રહ્યો, કારણકે તે તો મને બોલાવવાને આવ્યા હતા પરંતુ હું તેમની સાથે—"

" બહેન, તમે તમારા પતિની સાથે જવાની ના કહી, તે તમે અભિમાનનું કામ કર્યું છે હોં. "

" અભિમાનનું કામ કર્યું નથી બહેન ! સારૂં કામ જ કર્યું છે.

સ્ત્રીજાતિનું હૃદય પુરૂષોના જેવું વિશાળ અને ઉદાર હોતું નથી—બહુ સાંકડું અને સ્વાર્થપરાયણ હોય છે. તેથી તેના સુખમાં ભાગ પડાવવા જેટલી નીચ વૃત્તિ કદિ હું આચરીશ નહિ. "

" અહો ! ત્યારે તો તમે પાષાણી છો કે શું બહેન ? "

" મારા હૃદયની વ્યથા તમે જાણી શકો નહિ. જોકે મારા કરતાં તમારૂ દુઃખ મોટું છે, તોપણ તમારા મનમાં એક પ્રકારની શાન્તિ છે. તમારા સ્વામી તમને પ્રાણ કરતાં પણ અધિક ચાહતા હતા અને હજી પણ ચાહે છે, તોપણ પ્રથમ તમારા પર એક વાર તેમને સંદેહ આવ્યો હતો અને તેમાં અગ્નિમાં ઘીની આહુતિની માફક આ બીજો સંદેહ આવવાથી તે તમારો ત્યાગ કરી ગયા છે. તે તમારા પ્રત્યે ગુસ્સે નહિ થતાં, તે પોતે તમારા સુખના માર્ગમાં કંટકરૂપ છે એમ માનતા હોવાથી તે તમારો તથા દેશનો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે. તે કદિ સંન્યાસી થયા હોય, તોપણ ભગવાનની ચિન્તા કરતાં પહેલાં તમારી ચિન્તા તેના મનમાં પ્રથમ ઉત્પન્ન થશે, કારણકે તમારા મનમાં બિલકુલ પાપ નથી. તમે સ્વામીની પૂજા કરો છો. તમારા પ્રત્યે તમારા સ્વામીને સંદેહ ઉત્પન્ન કરવાનો તમે જે સુયોગ આપ્યો છે, તે પાપનું તમે કઠોર પ્રાયશ્ચિત્ત કરો છો—પરંતુ મારા સ્વામી તો મારા નથી—કિન્તુ મારી શૉકયના છે. "

સવિતાસુંદરી મનમાં મનમાં પોતાની શૉક્યની કલ્પના કરીને વિચાર કરવા લાગીઃ " મારા સ્વામી જો કદી શૉકયને લઇને પાછા આવે, તો મને આનંદ થાય, પરતુ તે આનંદ કેવા થાય અને કેવો ન થાય ? ના, ના, તે મારાથી સહન થઇ શકે નહિ. સ્વામી પાછા આવે અને શૉક્યની સાથે સુખેથી રહે, તો હું તેમને સુખી જોઇને સુખી થઇ શકું ખરી, પરંતુ શૉકયની સાથે ભેગી રહી શકું નહિ. "

એ પ્રમાણે વિચાર કરીને વિમળા પ્રત્યે તે બોલીઃ " હા, બહેન, તમારૂં કહેવું ખરૂં છે; શૉક્યની સાથે ભેગાં કદિ રહી શકાય નહિ. પરંતુ ઘણી સ્ત્રીઓ તો શૉકયની સાથે ભેગી રહીને ગૃહ—સંસાર ચલાવે છે, તે કેવી રીતે રહી શકતી હશે ? "

" ભગવાન જાણે બહેન ! "

બન્ને જણીઓ આંખોમાં આંસુ લાવીને નીરવતાથી સઈ રહી. વિમળા વિચાર કરવા લાગીઃ " અહો ! સ્વામીના દેહનો સ્પર્શ, સ્વામીના

હૃદયની હુંફ, અને સ્વામીનું ચુંબન એમાં કેટલું બધું સુખ રહેલું છે! એ સુખ તો મેં કદિ અનુભવ્યું જ નહિ! ભાગ્યવતી રમણીઓ જ એ સુખ ભોગવી શકે છે, હું તો તદ્દન દુર્ભાગ્યવતી જ છું. હું આજસુધી મારા આ જીવનમાં એ સુખથી તદ્દન વંચિત જ હતી અને હવે આટલા દિવસ પછી સ્વામીનો મેળાપ થયો, તોપણ હું તો એ સુખથી તદ્દન વંચિત જ છું!"

સ્વામીના સુખની વાતનું સ્મરણ કરીને **વિમળા** જાણે પુનઃ કલ્પનામાં સુખનો અનુભવ કરતી હોય, તેમ તે ચિત્રામણમાં આળેખેલી પૂતળીની માફક શાન્ત સ્તબ્ધ રહી! **સવિતાસુંદરી** આ વખતે તેનાં માનસ-ચક્ષુઓ વડે તેના સ્વામીના દર્શન કરતી હતી. તેના પતિએ તેની સાથે કયે દિવસે કેવા પ્રકારની વાત કરી હતી, કયે દિવસે તેણે પતિની પાસેથી કેવા પ્રકારનું માન મેળવ્યું હતું અને કયે દિવસે સ્વામીએ તેનો તિરસ્કાર કર્યો હતો એ બધી તેના લગ્ન પછીથી-સ્વામીની સાથે પ્રથમ મેળાપ થયો ત્યારથી તે **શિશિરચંદ્ર** તેનો ત્યાગ કરીને ચાલ્યો ગયો ત્યાંસુધીની દરેક વાત છાયા-ચિત્રની માફક **સવિતાસુંદરી**ના મનમાં એક પછી એક ઉત્પન્ન થવા લાગી. કેટલીક વાર પછી **સવિતાસુંદરી** લાંબો નિસાસો નાંખીને બોલીઃ "બહેન, તમે માનવી નથી, કિન્તુ દેવી છો!"

મારા સ્વામીએ પણ મને એમ જ કહ્યું હતું એમ મનમાં વિચાર કરીને મંદ હાસ્ય કરતી **વિમળા** બોલીઃ "તમે બધાં મળીને જો મને દેવીપણું આપતાં હો તો ભલે, પરતુ હું તો જાણુ છું કે હું તદ્દન સ્વાર્થપરાયણ, બિલકુલ ઉદારતા વિનાની એક સામાન્ય રમણી છું. મારા હૃદયમાં આત્મત્યાગ અથવા ઉદારતાનુ ચિન્હ માત્ર નથી, કેવળ સંકુચિતા અને સ્વાર્થપરાયણ છું. સ્વાર્થની હાનિ સહન કરવાને હું અસમર્થ હોવાથી મેં મારા શોકયવાળા પતિને છોડી દીધા છે, પરતુ તે મારા હૃદયના મહત્ત્વને માટે નહિ, કિન્તુ માત્ર દ્વેષ અને સ્વાર્થપરાયણતાને માટે જ છોડી દીધા છે."

"નહિ બહેન, નાહ, તમારા હૃદયમાં દ્વેષ અને સ્વાર્થપરાયણતા બિલકુલ છે જ નહિ. જેના હૃદયમાં એ દુર્ગુણો હોય, તે કદિ પણ મોઢેથી પ્રકટ કરે નહિ, કિન્તુ ગુપ્ત રાખી મૂકે. હૃદયનું પડ ઉઘાડીને કોઇને પોતાનું અંતર તે દેખાડે નહિ, એટલો મનુષ્યમાં અને દેવતામાં ફેર છે; અને એ કારણથી જ હું તમને કહું છું કે તમે યથાર્થ દેવી જ છો!"

એ સાંભળીને વિમળા સવિતાસુંદરી પ્રત્યે બોલી: " બહેન, તમે જે અત્યારે બોલો છો, તેવી જ રીતે જો તમે શિશિરચંદ્રની પાસે વર્ત્યા હોત, તો આ દુ:ખ તમારે માથે કદિ પડત નહિ. "

" અરે બહેન ! તે વખતે મને તે યાદ જ ન આવ્યું. તેમને હું ગુમાવી બેસીશ એવો સ્વપ્ને પણ મને ખ્યાલ આવ્યો ન હતો. તેમને ગુમાવ્યા પછી હું કદિ જીવી શકું જ નહિ, એમ ધારતી હતી, પરંતુ મનુષ્ય જાતિનો જીવ ઘણો કઠણ હોય છે. મનુષ્ય સર્વદા દુ:ખમાં રીબાયા કરે છે, પરંતુ મનુષ્ય મરવાને ચાહતું નથી. હજારો પ્રકારનાં દુ:ખ ભોગવ્યા છતાં તે જીવવાનાં પ્રલોભનોનો ત્યાગ કરી શકતું નથી. "

" સંધ્યા સમય થયો છે, ચાલો હવે બહાર જઇએ. " એમ કહીને વિમળા સવિતાસુંદરીને ખેંચીને બહાર લઇ ગઇ.

## પ્રકરણ ૧૫ મું.

### " તમે આખો દિવસ શા વિચાર કર્યા કરો છો ? "

સુમંતરાય કેટલાક દિવસથી કોઇ પણ વિચારમાં લીન થઈ રહ્યો હોય એમ જણાય છે. તે સર્વદા શો વિચાર કરે છે તે કાંઇ જણાતું નથી ! વારંવાર બોલાવીએ, તોપણ જવાબ આપવાની તેનામાં શુદ્ધિ હોતી નથી ! આનું કારણ શું હશે ? એક દિવસ હેમાંગિનીએ ગુસ્સે થઇને ઉચ્ચ સ્વરથી તેને બોલાવ્યો. તે સાંભળીને જાણે ગાઢ નિદ્રામાંથી જાગૃત થઇને બોલે તેમ એકાએક ચમકી જઇને તે બોલ્યો: " શું તું મને કાંઇ કહે છે ? "

હેમાંગિનીએ કહ્યું: " તમે આખો દિવસ શા વિચાર કર્યા કરો છો ? "

સુમંતરાયે પ્રત્યુત્તર આપ્યો: " કશો વિચાર કરતો નથી. "

એમ કહીને તે પુન: વિચાર–સાગરમાં ડુબકાં ખાવા લાગ્યો ! તે નિત્ય સવારમાં વહેલો ઉઠીને ધોતીયું તથા ટુવાલ ખભે નાખીને સમુદ્ર તીરે સાગર–સ્નાન કરવા જતો ત્યાંથી દસ વાગ્યાને સમયે તે પાછો આવતો; તોપણ આટલા દિવસની અંદર તે કદિ પ્રથમની માફક સ્નાન કર્યા વિના પાછો આવ્યો ન હતો. તે નિત્ય માધ્યાન્હિક ક્રિયા સમાપ્ત કરી જમી રહ્યા પછી થોડી વાર નિદ્રા લઇને બહાર ચાલ્યો જતો અને

સંધ્યાસમય પછી પાછો આવતો. રાત્રે તે ઘેર જ રહેતો હતો, પરંતુ સર્વદા વિચારમાં અને વિચારમાં જોવામાં આવતો. કોઈ પણ દિશાએ તેનું ધ્યાન ન હતું, તેમ કોઇ સાથે કશી વાત-ચીત પણ કરતો નહિ; તે એટલેસુધી કે તેની નકશાની પેટી કે જેને હેમાંગિની પોતાની શોક્યની ઉપમા આપતી હતી, તેની ઉપર પણ કેટલાક દિવસથી લગભગ અર્ધો ઇંચ ધૂળ ચડી ગઇ હતી! સુમંતરાયની આવી પ્રકૃતિ જોઇને હેમાંગિની તેની સાથે બહુ વાતચીત કરતી નહિ. આવી રીતે કેટલાક દિવસ ચાલ્યા ગયા, તોપણ તેની પ્રકૃતિમાં કશો સુધારો થએલો જોવામાં આવ્યો નહિ, તેથી તે મનમાં ભય પામવા લાગી કે કોણ જાણે આ કોઇ પ્રકારનો રોગ હોય એમ લાગે છે. આજે તેમને પૂછીને નક્કી કરૂં. સંધ્યાસમય પછી સુમંતરાય ફરીને ઘેર આવ્યો એટલે હેમાંગિની જળનો લોટો ભરીને તેની પાસે જઇને બોલી: " જળ પીઓ. "

સુમંતરાય કશું બોલ્યો નહિ. હેમાંગિનીના બોલેલા શબ્દો તેનાં કાનમાં પ્રવેશ કરી શક્યા નહિ. હેમાંગિની પ્રથમના કરતાં જરા વધારે ઉંચા સ્વરથી બોલી: " પાણી પીઓ. "

તે શબ્દો પણ તેના કાનમાં પ્રવેશ કરી શક્યા નહિ. હેમાંગિની ગુસ્સે થઇને તેના શરીરને જરા ધક્કો મારીને રૂક્ષ સ્વરે બોલી: " શું થયું છે તમને? કેમ બોલતા નથી?—"

એકાએક ચમકી જઇને સુમંતરાયે જોયું કે હેમાંગિની જળનો લોટો હાથમાં લઇને ગુસ્સાવાળા મુખે તેની સામે જોઇને ઊભી છે. તેણે લજ્જા પામી જઇને " લાવો પાણી " એમ કહીને જળનો લોટો લેવા માટે હાથ લાંબો કર્યો. હેમાંગિની જળનો લોટો એક બાજુ દૂર ખસેડીને બોલી: " તમને શું થયું છે, તે પ્રથમ કહો; પછી પાણી પીજો. "

" શું થાય? " એમ કહીને સુમંતરાય શૂન્ય દૃષ્ટિવડે પત્ની સામે જોઈ રહ્યો.

હેમાંગિની બોલી: " તમને શું થયું છે, એ અમે કેવી રીતે જાણી શકીએ? તમને જે કાંઇ થતું હોય, તે તમે જાણો. "

" શું થાય? મને તો કશું થયું નથી! "

" તમને તમારા શરીરમાં કાંઈ અસુખ જણાય છે? "

" ના, કશું અસુખ જણાતું નથી; કેમ શામાટે પૂછે છે? "

" તમે નિરંતર શો વિચાર કર્યા કરો છો? હું બોલાવું છું તે

તમે જવાબ પણ આપતા નથી; કશી વાત–ચીત પણ કરતા નથી, મને માથાકુટ કરાવો છો, તો સત્ય કહો કે તમને શું થયું છે ? તમારે શરીરે કેમ રહે છે ? "

એમ કહીને હેમાંગિનીએ જળનો લોટો તેના મુખ પાસે ધર્યો. સુમંતરાય પાણી પીને મનમાં વિચાર કરવા લાગ્યો: " હેમાંગિની મને બહુ ચાહે છે. હું કેટલાક દિવસથી કોઇ પ્રકારના વિચાર કર્યા કરૂં છું, તે તેના જાણવામાં આવી ગયું છે ! હેમાંગિનીનો કશો દોષ નથી. વિમળાએ કહ્યું છે કે મારી વાત હેમાંગિનીને જણાવશો નહિ, કારણકે તેમ કરવાથી તેના મનમાં દુઃખ ઉત્પન્ન થશે. તે જોકે એક શૌક્ય છે, તોપણ તે હેમાંગિનીનું દુઃખ જાણે છે. શૌક્યને દુઃખ થાય એટલા માટે તે પોતાના સુખનું બલિદાન દેવાને તૈયાર છે અને હું તેનો સ્વામી હોવા છતાં હેમાંગિનીનું દુઃખ જાણી શકતો નથી ! અહો ! હું કેટલો બધો અધમ છું ? આજ કેટલાક દિવસથી તેની સાથે સારી રીતે વાતચિત પણ કરતો નથી. અહો ! મારા જેવો પાપી આ દુનિયામાં કોઇ નહિ હોય. "

એમ વિચાર કરતાં કરતાં પાણી પી રહ્યા પછી સુમંતરાયે હેમાંગિની પાસે પાન માગ્યું. હેમાંગિની તેના પતિના ખોળામાં માથું નાંખી સૂઇ બન્ને હાથે તેને બાઝી પડીને બોલી: " આ મારા ચીરને છેડે કાગળના પડીકામાં બે પાન તૈયાર કરેલાં બાંધ્યાં છે, તે છોડીને તેમાંથી એક ખાઓ; હું તમારા ખોળામાં જરા વિશ્રાન્તિ લઉં છું. "

સુમંતરાયે પત્નીના ચીરને છેડેથી પાન છોડી લઇને એક પાન હેમાંગિનીના મુખમાં મૂકીને બીજું પાન પોતે ખાધું. પરંતુ તુરત જ હેમાંગિની સાથે કશી વાતચીત નહિ કરતાં સુમંતરાય વિચારને ચગડોળે ચડયો. આથી હેમાંગિનીને ઘણું ખોટું લાગ્યું. તે મનમાં ગુસ્સો લાવીને સ્વામીના ખોળામાંથી ઉઠી ગઇ: સુમંતરાયે હેમાંગિનીને પોતાના ખોળામાં બેસાડી રાખવાનું વહાલ દર્શાવ્યું નહિ તથા તેની સાથે કશી વાતચીત કરી નહિ, તેથી હેમાંગિની પથારીમાં જઇને સૂતી અને ઓસીકા ઉપર મુખ રાખીને કેટલીક વાર સુધી રડી. ત્યારપછી પથારીમાંથી ઉઠીને મુરારિને બોલાવીને હેમાંગિનીએ કહ્યું: " ભાઈ મુરારિ ! એક કામ તું કરી શકીશ ? "

" કયું કામ બહેન ? "

" પ્રાતઃકાળે વહેલા ઉઠીને તે ક્યાં જાય છે, તેની તું તપાસ રાખીશ ? આજે સવારે ઉઠીને તે બહાર જાય, ત્યારે હું તને બોલાવીશ, એટલે તું તેમની પાછળ પાછળ જજે. પણ તે જાણી ન શકે એમ તું જઇ શકીશ ? "

" હા, જઈ શકીશ. "

" બહુ સારૂં, ત્યારે આ વાત કોઇને કહીશ નહિ. "

સુમંતરાય સર્વદા વિચારમાં નિમગ્ન રહે છે અને નિત્ય પ્રાતઃકાળમાં ક્યાંક ફરવા જાય છે, એ વિષે હવે હેમાંગિનીને સંદેહ ઉત્પન્ન થવા લાગ્યો. છેલ્લી રાત્રે સુમંતરાય પ્રાતઃકાળે પથારીમાંથી ઉઠીને આંખો મો ધોઇને બહાર ફરવા ગયો કે તુરત જ હેમાંગિનીએ તેના ભાઇને જગાડીને તેની પાછળ મોકલ્યો. મુરારિ ગુપ્ત રીતે તેની પાછળ પાછળ ગયો. દસ વાગ્યાને સમયે મુરારિ સુમંતરાયની સાથે સાગર–સ્નાન કરીને ઘેર પાછો આવ્યો અને તેની બહેન પ્રત્યે બોલ્યોઃ " બહેન, સુમંતરાય સવારમાં વહેલા ઉઠીને દસ વાગ્યા સુધી સમુદ્રને કિનારે શાન્ત બેસી રહ્યા હતા, પછી સમુદ્રમાં સ્નાન કરીને ઘેર આવ્યા છે. હુ પણ સમુદ્રમાં સ્નાન કરતો આવ્યો છું. "

બપોરે જમ્યા પછી પણ હેમાંગિનીએ તેના ભાઇને પુનઃ સ્વામીની પાછળ મોકલ્યો. આ વખતે મુરારિ એક કલાકની અંદર ઘેર પાછો આવીને બોલ્યોઃ " બહેન, સુમંતરાયને સ્વર્ગને દરવાજે એક મોટી ભવ્ય અટ્ટાલિકાની અંદર પ્રવેશ કરતા જોઇને હુ પાછો આવ્યો છું. "

એ સાંભળીને હેમાંગિની બોલીઃ " તું ત્યાં બહાર ચુપચુપ ઉભો જોયા કરજે કે ત્યાંથી કોઇ બીજે સ્થળે તે જાય છે ? "

મુરારિ બોલ્યોઃ " ફરીથી પાછો જાઉ ? "

" ના, હવે આજ નહિ. આજ તે ત્યાં ન હોય, તો પત્તો લાગે નહિ; માટે હવે કાલે જજે. "

તે દિવસથી રોજ મુરારિ છાયાની માફક સુમંતરાયનું અનુસરણ કરવા લાગ્યો. પ્રાતઃકાળે સમુદ્રકિનારે, બપોર પછી સ્વર્ગને દરવાજે આવેલી તે ભવ્ય અટ્ટાલિકામાં અને સંધ્યાસમયે તે અટ્ટાલિકામાંથી બહાર નીકળીને ઘેર આવવા સિવાય સુમંતરાયને બીજે કોઇ પણ સ્થળે જતાં મુરારિએ જોયો નહિ. હેમાંગિની હવે સ્વર્ગને દરવાજે આવેલી તે ભવ્ય અટ્ટાલિકાના સમાચાર જાણવાને અત્યંત ઉત્સુક થઈ. તે મુરારિ

પ્રત્યે બોલી: " ભાઇ, હવે તે અટ્ટાલિકાના સમાચાર મેળવવાની જરૂર છે. તે અટ્ટાલિકા કોની છે, તેમાં કોણ રહે છે, તે રોજ શા માટે ત્યાં જાય છે–એ બધા સમાચાર જાણવાની જરૂર છે. "

બીજે દિવસે મુરારિ સવારમાં ઉઠીને સુમંતરાયની પાછળ નહિ જતાં સ્વર્ગને દરવાજે તે અટ્ટાલિકા તરફ ગયો. ત્યાં તપાસ કરતાં માત્ર એટલું જ તેના જાણવામાં આવ્યુ કે તે અટ્ટાલિકામાં સવિતાસુંદરી નામે કોઇ એક ધનાઢ્ય સ્ત્રી રહે છે. સમુદ્રકિનારે જે ભવ્ય મંદિર અને આશ્રમ તૈયાર થાય છે, તે તે સ્ત્રી બંધાવે છે. એથી વધારે કશા સમાચાર તેને મળી શકયા નહિ. પછી તેણે હિંમત કરીને તે અટ્ટાલિકાના કાંઇ વધારે સમાચાર મેળવવાનો નિશ્ચય કર્યો. અટ્ટાલિકાની સન્મુખ ગુપ્ત રીતે કેટલાક દિવસ ઊભા રહીને તેણે જોયું કે તે અટ્ટાલિકામાંથી કોઇ બે અસાધારણ સુંદરીઓ બહાર નીકળીને બે ઘોડા જોડેલી ગાડીમાં બેઠી. તુર્ત જ ગાડી ચાલી ગઇ. એ ગાડી તેણે સમુદ્રને કિનારે સ્નાન કરવાના ઘાટ ઉપર કેટલાક દિવસસુધી જોઈ હતી. તેના મનમાં એકાએક યાદ આવ્યુ કે આ ગાડી દરરોજ સમુદ્રકિનારેથી ચાલી ગયા પછી સુમંતરાય સ્નાન કરવા માટે સમુદ્રમાં ઉતરે છે. આનો નિશ્ચય કરવા માટે મુરારિ એકદમ દોડતો ટૂંકે રસ્તેથી સ્નાન કરવાના ઘાટ ઉપર આવી પહોંચ્યો. ગાડી હજુ આવી પહોંચી ન હતી, કિન્તુ સુમંતરાય બરાબર તેને હમેશને ઠેકાણે બેઠો હતો. એક ક્ષણવારની અંદર ગાડી ઘાટ ઉપર આવીને ઊભી રહી. ગાડીમાંથી તે બન્ને સ્ત્રીઓ ઉતરીને સ્નાન કરવા માટે સમુદ્રમાં ઉતરી. તેઓની પાછળ એક ભીમસેનના જેવો મોટા શરીરવાળો સારા માણસના જેવો પોષાક ધારણ કરેલો હિંદુસ્તાની ભૈયો પણ ગાડીમાંથી ઉતરીને તેઓની સાથે સ્નાન કરવાને સમુદ્રમાં ઉતર્યો. સુમંતરાય હજી તે જ ઠેકાણે શાન્ત બેઠો છે. સ્નાન કરી રહ્યા પછી તે બન્ને સ્ત્રીઓ તથા હિંદુસ્તાની ભૈયો ગાડીમાં બેસીને ચાલ્યાં ગયાં. સુમંતરાય ત્યારપછી સ્નાન કરવા માટે સમુદ્રમાં ઉતર્યો. મુરારિએ ઘેર આવીને હેમાંગિનીને બધી વાત કહી સંભળાવી. પછી હેમાંગિનીએ મુરારિને પ્રશ્ન કર્યો: " તે બન્ને સ્ત્રીઓ દેખાવમાં કેવી છે ? "

" તે બન્ને સ્ત્રીઓ દેખાવમાં તમારા કરતાં બહુ સુંદર છે બહેન ! "

પ્રિય વાંચક ! હેમાંગિની પણ કાંઇ ઓછી સુંદર નથી, તે પણ બહુ જ સુંદર છે.

હેમાંગિનીએ પુનઃ પ્રશ્ન કર્યોઃ " તે બન્ને મારા જેટલી ઉંમરની છે કે મારા કરતાં નાની ઉંમરની ? "

" બન્ને સ્ત્રીઓ ઉંમરમાં તમારા કરતાં મોટી છે. " મુરારિએ જવાબ આપ્યો.

" તેમાંની એક જણ તો નક્કી સવિતાસુંદરી જ હોવી જોઈએ, પરંતુ બીજી કોણ છે ? "

" તે હુ જાણતો નથી, પરંતુ સાંભળવામાં આવ્યુ છે કે તે બને જણીઓ બહેનો છે. "

ફ્રાન્સની છુપી પોલિસનો મુખ્ય અમલદાર ફુસી નામે હતો, તે જ્યારે કોઈ ગુન્હાની વાત સાંભળતો ત્યારે કહેતો કે. " આના મૂળમાં જે સ્ત્રી સંડોવાએલી છે, તેની તપાસ સૌથી પહેલાં કરો, એટલે ગુન્હાનો અંત આવશે અને ગુન્હેગાર પકડાઇ જશે. "

તેવી જ રીતે ફુસીની માફક હેમાંગિનીના મનમાં પણ ધારણા ઉત્પન્ન થઇ કે સ્વામી સર્વદા વિચારનિમગ્ન રહે છે અને સવારે, બપોરે ને સાંજે બહાર ફરવા જાય છે તો આના મૂળ કારણમા કોઇ સ્ત્રીપાત્ર હોવું જોઇએ તે કોણ છે ? તેની તપાસ કરવાથી બધી હકીકત જાણવામાં આવશે. એટલા માટે તેના સત્યનો નિર્ણય કરવા સારૂ તેના ભાઈ મુરારિને તે રોજ તેની પાછળ પાછળ મોકલતી હતી. છેવટે તેનો સંદેહ ખરો પડયો. સુમંતરાય સ્વર્ગને દરવાજે આવેલી જે અટ્ટાલિકામાં રોજ અર્ધો દિવસ ગાળી આવતો હતો તે અટ્ટાલિકામાં એક નહિ પણ બે અસાધારણ સુંદરીઓ રહે છે. તેમાની એક તો નક્કી સવિતાસુંદરી છે, પરંતુ બીજી કોણ છે ? સુમંતરાય રોજ તેને મકાને શામાટે જાય છે ? તેઓ શુ કાંઇ તેની સગીઓ છે ? ના, જો સગીઓ હોય તો તેનો પરિચય હેમાંગિનીને નક્કી કરાવી દીધો હોય. તો પછી તે શા માટે તે સ્ત્રીઓના મકાને જાઆવ કરે છે ? તેમની સાથે તેનો શો સંબંધ છે કે રોજ નિયમ પ્રમાણે અર્ધો દિવસ ત્યાં ગાળી આવે છે ? તેનો પત્તો મેળવવો જોઇએ પરંતુ કેવી રીતે તે પત્તો મેળવવો ? મુરારિથી તે કામ થઇ શકે એમ નથી. તો પછી કયા મનુષ્ય વડે તેની તપાસ કરવી ? એટલામાં શાન્તિદેવી નામની વૃદ્ધા દાસી કે જે ઘરમાં કર્તાહર્તા છે અને જેના હાથમાં હેમાંગિની તથા મુરારિ મોટાં થયાં છે, તે આવીને બોલીઃ " અરે ! હેમા ! જમાઈરાજ જમવા આવ્યા છે; જા, તેમને ખાવા દે ! "

**શાન્તિદેવી**ને જોઇને એકાએક **હેમાંગિની**ના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે **શાન્તિદેવી** આનો પત્તો મેળવી શકશે. આ વૃદ્ધા દાસી ઘણા જુના વખતથી તેને ઘેર રહે છે. બધાં છોકરાંને તેણે મોટાં કર્યા છે; તે બાળકો ઉપર સગી માતાના જેટલો પ્રેમ રાખે છે. **સુમન્તરાય**ના સસરાને ઘેર **શાન્તિદેવી** કરે એટલું જ થાય. ઘરનો માલીક પણ **શાન્તિદેવી**થી ડરે. તેનામાં પણ જો કોઇ વાર વાંક જોવામાં આવે તો દશ શબ્દો સંભળાવી દે. **હેમાંગિની** તથા **મુરારિ** તેને **શાન્તિમા** કહીને બોલાવતાં હતાં. હેમાંગિનીને શાન્ત બેઠેલી જોઇને **શાન્તિદેવી** પુનઃ બોલી: " અરે હેમા, તારી અક્કલ ક્યાં ગઈ છે ? જમાઇરાજ જમવા આવ્યા છે, અને તું અહીં બેસી રહી છે, જા તેમને ખાવા આપ. "

પુનઃ તે **મુરારિ** પ્રત્યે બોલી: " અરે ! **મુરારિ** ! જા, તું સમુદ્રતીરે સ્નાન કરી આવ. "

... **શાન્તિદેવી**ના ભયથી **મુરારિ** સ્નાન કરવા ચાલ્યો ગયો.

**હેમાંગિની** **શાન્તિદેવી** પ્રત્યે બોલી: " **શાન્તિમા** ! તમારે એક કામ કરવું પડશે. "

" અત્યારે આ બપોરને વખતે હું કશું કામકાજ કરી શકવાની નથી. બાપુ, ગઈ કાલે એકાદશી ગઇ છે, ને હજી મોઢામાં પાણી પણ નાખ્યું નથી. "

" અત્યારે નહિ, સાંજે. "

એમ કહીને હેમાંગિની સ્વામીને જમવાનું પીરસવા રસોડામાં ચાલી ગઇ.

ઘરનું બધુ કામકાજ પૂરૂં થઇ રહ્યા પછી જમીને **શાન્તિદેવી** સહેજ આરામ લેવા માટે સૂતી. ચાર વાગ્યાને સમયે નિદ્રામાંથી જાગ્રત થઇને તેણે મનમાં વિચાર કર્યો કે " હેમા મને શું કામ કરવાનું કહેતી હતી ? "

તે તુરત જ ઉઠીને બહાર આવી અને આંખો મોં ધોઇને હેમાંગિની પાસે જઇને બોલી: " હેમા, તું મને કયું કામ કરવાનું કહેતી હતી ? "

હેમાંગિનીએ તેને અથથી તે ઇતિ સુધી બધી વાત કહીને છેવટે કહ્યું: " **શાન્તિમા**, તે સ્ત્રીઓ કોણ છે, તેનો પત્તો તમારે મેળવવો જોઇએ અને તે રોજ તે સ્થળે શામાટે જાય છે, તેની પણ તપાસ કરવી. **મુરારિ** તેમનું ઘર તમને બતાવશે. તમારા જમાઇરાજ અત્યારે ત્યાં જ બેઠા હશે. "

શાન્તિદેવીએ હેમાંગિનીને હાથે કરીને મોટી કરી છે. આ બધી વાત હેમાંગિનીને મુખેથી સાંભળીને તેને અત્યત ગુસ્સો ઉત્પન્ન થયો. તેણે મુરારિને બોલાવીને કહ્યું: " ચાલ, ભાઈ, મને તે ડાકણનું ઘર બતાવ. "

મુરારિએ શાન્તિદેવીને સાથે લઇ જઇને સવિતાસુંદરીનું મકાન દેખાડી આપ્યું. શાન્તિદેવી મુરારિને પાછો ઘેર જવાનું કહીને બોલી: " હેમાને કહેજે કે ઘેર આવતાં આવતાં મને લગભગ રાત્રિ પડી જશે, તેથી મારી કશી ફીકર કરે નહિ. "

સંધ્યાસમયે સુમંતરાય સવિતાસુંદરીના મકાનમાંથી બહાર નીકળ્યો. શાન્તિદેવીએ ચુપચુપ એક બાજુએ ઉભાં રહીને તે જોયું. તે મનમાં બોલવા લાગી કે: " આ બન્ને રાક્ષસણીઓએ મારા જમાઇને વશ કરી લીધો છે, એમાં તો કશો સંદેહ નથી. "

તેઓની ઉપર શાન્તિદેવીને અત્યંત ક્રોધ ચડયો, પરંતુ કયા ઉપાયવડે તે રાક્ષસણીઓને કબ્જે કરવી, તેનો તે નિશ્ચય કરી શકી નહિ. તેઓના મકાનમાં પ્રવેશ કરવાનો સુયોગ પણ તે દિવસે શાન્તિદેવીને પ્રાપ્ત થયો નહિ અને રાત્રિ પડી ગઇ, તેથી તે દિવસે તે પાછી ઘેર ગઇ. બીજે દિવસે શાન્તિદેવી વહેલી ઉઠી, ઘરનું કામકાજ આટોપીને પ્રાતઃકાળમાં તે સ્થળે ગઈ. આજે તેનો ઉદ્દેશ કેટલેક અંશે સફળ થયો. સવિતાસુંદરીની દાસી સાથે શાન્તિદેવીને ઓળખાણ થઇ. દાસીએ તેને જગન્નાથજીનું મંદિર બતાવવા સંધ્યાસમયે આવવાનું કહ્યું. શાન્તિદેવીનો પ્રયાસ આજે સફળ થયો, આજે તે ડાકિણીના મકાનમાં પ્રવેશ કરશે.

સંધ્યાસમય પહેલાં આવીને શાન્તિદેવીએ વાત–વાતમાં દાસીની પાસેથી સવિતાસુંદરી તથા વિમળાની બધી વાત જાણી લીધી. સુમંતરાયની સાથે વિમળાના સંબંધની વાત સાંભળતાં શાન્તિદેવીના માથા ઉપર આકાશ તૂટી પડયું ! અરે ! હેમાને તો શૉકય છે ! ઓઇ મા, હેમાનું લગ્ન શૉકયવાળા ઘેર કર્યું છે ! અરે ! પણ આ વાત તો અમે બિલકુલ જાણતાં જ નથી ! આ વિષેની કશી વાત કદિ અમારા સાંભળવામાં પણ આવી નથી ! આ વાત સાંભળીને હેમા કશું કરી બેસે તો ? ના, હેમાને આ વાત જાણવા દેવી નહિ. મુરારિને કહીને તેનાં માબાપને અહીં બોલાવવાં, તેઓ આવીને જેમ તેમને યોગ્ય લાગે તેમ કરે. પછી હું મારી ફરજમાંથી છૂટું. જગન્નાથજીના મંદિરમાં

જગદીશનાં દર્શન કરી, આરતિ જોઇને શાન્તિદેવી દાસીની પાસેથી વિદ્યાગિરિ લઇને ઘેર પાછી આવી. હેમાંગિનીએ તેને પ્રશ્ન કર્યો: "કશા સમાચાર મળ્યા કે નહિ ?"

શાન્તિદેવીએ ઉત્તર આપ્યો: "આટલી બધી ઉતાવળ કરે શું થાય બહેન? તેના ઘરની દાસીની સાથે વાતચીત કરી આવી છુ, બે-ચાર દિવસની અંદર સઘળું જાણવામાં આવશે."

તે દિવસે રાત્રે હેમાંગિની સૂઇ ગયા પછી શાન્તિદેવીએ મુરારિ પાસે પ્રતાપરાયને પત્ર લખાવ્યો. પત્રમાં મુરારિએ લખ્યું કે: "હેમા બહેનને એક શૉકય છે, માટે તમે મારી બાને સાથે લઇને ઝટ અહીં આવો."

હેમાંગિનીને શૉકય છે, તે વાત હમણાં કોઇને જણાવવી નહિ, એમ શાન્તિદેવીએ મુરારિને કહી દીધું.

## પ્રકરણ ૧૬ મું.

### મજુર-ડીપો.

રામનારાયણ તથા બીજા કેટલાક મજુરો મળી કુલ વીસ જણાએ મેજીસ્ટ્રેટની પાસે "અમે રાજીખુશીથી શેરડીના બેટમાં જવા તૈયાર છીએ" એમ કહીને કરારપત્રમાં સહીઓ કરી આપી. એ પ્રમાણે મજુરના કાયદાના નિયમ મુજબ પાંચ વરસને માટે શેરડીના વહેપારીઓનું કામ કરવાને તેઓ બંધાઇ ચૂકયા.

મેજીસ્ટ્રેટની કોર્ટમાંથી બહાર નીકળ્યા એટલે મજુરના દલાલ પ્રપંચરાયે તે વીસે મજુર શેરડીના બેટના એજન્ટ એક યૂરોપિયનને સોંપી દઇને તેના કમિશનના રૂપીઆ એકસો તેની પાસેથી ગણી લીધા અને વીસે મજુરના કરારપત્ર પણ તે ગોરા સાહેબને સુપ્રત કરવામાં આવ્યા. મજુરના એજન્ટે પોતાના ચાર મુકાદમને તે વીસે મજુરો સોંપીને તેમને કાવીબંદર લઇ જવાનો હુકમ કર્યો. તે ઠેકાણે કંપનીના ઇમિગ્રેશન મજુરોનો મુખ્ય અડ્ડો હતો. અનેક સ્થળોની મજુર-ડેપોમાંથી મજુરોને એકઠા કરીને એ સ્થળે મોકલવામાં આવતા હતા અને એ જ સ્થળેથી તેઓને વહાણમાં ચડાવીને શેરડીના બેટમાં મોકલવામાં આવતા હતા. એજન્ટના ચારે મુકાદમોએ તે વીસે મજુરને કાવીબંદર લઇ

જવા માટે સુરતના સ્ટેશને પોતાની સાથે આવવાનો હુકમ કર્યો. તે સાંભળીને રામનારાયણ બોલ્યોઃ " ગાડી ક્યાં છે ? "

ગાડીની વાત સાંભળીને ચારે મુકાદમ " હોહો કરીને હસી પડ્યા અને તેમાંનો એક જણ બોલ્યોઃ આ ગૃહસ્થને માટે ઘોડા ગાડી મગાવી આપો. તે ગૃહસ્થ શેરડીના બેટમાં મજુરી કરવા જાય છે, તેથી પગે ચાલીને જાય, તે સારૂં દેખાય નહિ ! "

બીજો એક જણ બોલ્યોઃ " અત્યારે રમત કરવાનો વખત નથી કારણકે ગાડી આવવાનો વખત થઇ ગયો છે, માટે જલ્દી ચાલો. અહીંથી સ્ટેશન હજુ લગભગ એક માઇલ દૂર છે. અર્ધો કલાક તો સ્ટેશને પહોંચતાં થશે, માટે વિલંબ નહિ કરતાં જલદી ઉતાવળે ચાલો. "

રામનારાયણ તેની પેટી માથે ઉચકીને સ્ટેશને જવાનુ સાંભળીને બોલ્યો " હું તો માથે ભાર લઇને ચાલવાનો નથી. "

" સાળા ! તું ભાર નહિ ઉચકે તો કોણ તારો બાપ ઉંચકશે ! " એમ કહીને એક બીજા મુકાદમે સટાક દઇને રામનારાયણની પીઠ ઉપર એક ચાબુક ચોડી દીધો.

રામનારાયણ આજસુધી ફાંકડો થઇને ફર્યો હતો, તે માર ખાઇને ચૂપ બેસી રહે તેવો ન હતો. તેણે એકદમ ગુસ્સે થઇને એક પાદપ્રહાર વડે તે મુકાદમને જમીન ઉપર પાડી દીધો. એ જોઇને બીજા ત્રણ મુકાદમોએ ત્રણ દિશાએથી દોડી આવીને લાતો અને દંડાઓ મારીને રામનારાયણને પણ જમીન ઉપર પાડી દીધો. આ તોફાન જોઇને લોકો એકઠા થઇ ગયા. પહેરાવાળો, જમાદાર અને સાર્જન્ટ પણ ત્યાં આવી પહોંચ્યા. એટલામાં અંગ્રેજ એજન્ટ ત્યાં આવી પહોંચ્યો. તેણે મુકાદમને આ ગરબડનું કારણ પૂછ્યું. મુકાદમે જવાબ આપ્યોઃ " સાહેબ, આ સાલો મજુર સ્ટેશને આવવાની ના કહે છે અને અમારી સાથે ઝઘડો કરે છે. "

" એમ ! " એટલું બોલીને સાહેબે રામનારાયણને એક જોરથી પાદપ્રહાર કરીને કહ્યું: " ઉઠ, સુઅર ! માથે પેટી મૂક. "

પગમાં પહેરેલા બૂટવડે રામનારાયણની પીઠ ઉપર પાદપ્રહાર થવાથી, તે ઉઠીને ઊભો થયો. બીજો મુકાદમ બોલ્યોઃ " ચાલ, પેટી માથે મૂક ! "

સાર્જન્ટ તથા જમાદારે ગોરા એજન્ટને જોઇને માણસોની ભીડ ઓછી કરવાનો પહેરાવાળાને હુકમ કર્યો. રામનારાયણને પેટી માથે

ચડાવવાને અસમર્થ જોઇને બે મુકાદમોએ મળીને તે પેટી તેને માથે મૂકી. પછી બધા સ્ટેશન તરફ ચાલવા લાગ્યા.

શિશિરચંદ્રને ઘેરથી જ્યારે રામનારાયણને કાઢી મૂકવામાં આવ્યો હતો, ત્યારે પણ તેને આ પ્રમાણે પેટી માથે ઉંચકીને ઘરની બહાર નીકળવાની જરૂર પડી હતી, તેવી જ રીતે પાંચ વરસના કરારપત્રમાં સહી કરીને પરતંત્રતાનો સ્વીકાર કરવાથી આજે ફરીથી તે પેટી માથે ઉચકીને રાજમાર્ગમાં ચાલવાની તેને જરૂર પડી. માત્ર ફેર એટલો જ કે તે પેટી પ્રથમના કરતાં આજે કાંઇક વધારે ભારે હતી. કોર્ટમાંથી બહાર નીકળીને થોડેક દૂર ગયા પછી રામનારાયણે રસ્તામાં બેસી જઇને પેટી જેમ તેમ કરીને માથેથી નીચે ઉતારીને કહ્યુ: " હું આ પેટી માથે ઉંચકીને સ્ટેશનસુધી ચાલી શકુ તેમ નથી. "

તેને રસ્તામાં બેસી જતો જોઇને એક મુકાદમ તેની પાસે આવ્યો. તે રામનારાયણના શબ્દો સાંભળીને બોલ્યો: " તારા બાપાને બોલાવ. "

રામનારાયણ દીન વાણીથી બોલ્યો: " મુકાદમ સાહેબ ! એક મજુરને બોલાવીને આ પેટી તેને માથે મૂકાવવાનો હુકમ કરો, હુ તે ઉંચકી શકતો નથી. "

મુકાદમે એ પ્રમાણે રામનારાયણના અશક્તિસૂચક શબ્દો સાંભળીને કહ્યું: " મજુરને પૈસા કોણ આપશે ? "

" પૈસા હું આપીશ. " રામનારાયણે ઉત્તર આપ્યો.

મુકાદમે એક મજુરને બોલાવીને તે પેટી સ્ટેશને પહોંચાડવાની મજુરી પૂછી. મજુરે ચાર આના કહ્યા. રામનારાયણે તેટલી મજુરી આપવાની હા કહીને એક પાવલી તે મુકાદમના હાથમાં આપી. મુકાદમે પાવલી હાથમાં લઇને મજુરને કહ્યું: " ફક્ત બે આના મળશે, ચાલ, આવવું છે ? "

મજુર " ના " કહીને ચાલતો થયો. મુકાદમે પછી બીજા ઓગણીસ મજુરોમાંના એક મજુરનો ઓછો ભાર હતો, તે રામનારાયણને આપીને રામનારાયણની પેટી તેને માથે મૂકી. મજુર "ના" કહેવાની હિંમત કરી શક્યો નહિ. થોડી વારમાં બધા સ્ટેશને પહોંચી ગયા. ગાડી પણ પ્લેટફોર્મ ઉપર આવી ગઇ હતી. કાવીબંદરની ચોવીસ ટીકીટો લઈને એજન્ટ સ્ટેશનના બારણામાં જ ઊભો હતો. તેણે વીસ મજુરો

અને ચાર મુકાદમો મળીને કુલ ચોવીસ જણાને એક ઇલાયદા ડબ્બામાં બેસવાની જોગવાઇ સ્ટેશન માસ્તરને મળીને કરી આપી.

તેઓ બધા કાવીબંદરની મજુર–ડેપોમાં જઇ પહોંચ્યા. તે સ્થળે બીજા પણ દોઢસો મજુરો હતા. રામનારાયણ વગેરે વીસ મજુરો ડેપોમાં જઇ પહોંચ્યા એટલે થોડી વારમાં જ ખાવાનો ઘંટ વાગ્યો. ડિપોમાંના દોઢસો મજુરો જેલખાનાના કેદીઓની માફક જાતિ–ધર્મના કશા ભેદ વિના બ્રાહ્મણ, વાણિયા, ક્ષત્રિય અને મુસલમાન એ બધા એક સાથે અને એક જ પંક્તિમાં એકેકી ટીનની થાળી અને એકેકી માટીની લોટી લેઇને જમવા બેઠા. રામનારાયણ અને તેની સાથેના બીજા ઓગણીસ મજુરોને પણ એકેકી ટીનની થાળી અને એકેકી માટીની લોટી આપવામાં આવી. એ થાળીમાં ખાવાનુ અને એ માટીની લોટી વડે પાણી પીવાનુ તથા શૌચ–આચમનાદિ ક્રિયા કરવાનુ હતુ ! આ વીસ મજુરો મજુર–ડિપોમાં નવા આવેલા હોવાથી એમના હૃદયમાં હજીસુધી બધી જાતિઓ વિષે એક સામ્યભાવ ઉત્પન્ન થયો ન હતો, તેથી એક પંક્તિમાં ભોજન લેવાની તેઓએ ના કહી. બધા મજુરોને પીરસનારો નફટલાલ નામનો માણસ એ સાંભળીને રામનારાયણ પ્રત્યે વિસ્મય પામીને બોલ્યોઃ “ આપ કઇ જ્ઞાતિના છો ? ”

રામનારાયણે પ્રત્યુત્તર આપ્યોઃ “ બ્રાહ્મણ. ”

નફટલાલ હાસ્ય કરીને બોલ્યો : “ જ્ઞાતે બ્રાહ્મણ છો અને શેરડીના ખેટમાં મજુરી કરવા જાઓ છો, તો હવે પાંચ વરસને માટે તમારૂં એ બ્રાહ્મણપણું અહીં કોઇને ત્યાં ગીરો મૂકતા જાઓ. ત્યાંથી પાછા આવીને છોડાવી લેજો. અહીં તમારૂ બ્રાહ્મણપણું ચાલશે નહિ. સૌની સાથે બેસીને ખાવું હોય તો ખાઓ, નહિતો ભૂખ્યા સહી રહો. ”

જે દોઢસો મજુરો ખાવા બેઠા હતા તેમાંનો એક બ્રાહ્મણ બોલ્યોઃ “ ભાઇ, જ્યારે તમે મેજીસ્ટ્રેટની સમક્ષ પાંચ વરસના કરારપત્રમાં સહી કરીને જણાવ્યું કે અમે રાજીખુશીથી શેરડીના ખેટમાં મજુરી કરવા જઇએ છીએ ત્યારે તમે તમારા બ્રાહ્મણપણાનો જરાએ વિચાર ન કર્યો ? જ્યારે તમે પાંચ વરસના કરારપત્રમાં સહી કરીને પરતંત્રતા સ્વીકારી છે ત્યારે તેની સાથે જ તમારી જાતિ, તમારો ધર્મ, તમારી ઇજ્જત અને તમારો દેશ એ બધાંને તમે તિલાંજલિ આપી દીધી છે. હવે અત્યારે તમારી જાતિ અને તમારા ધર્મને તમે સંભારો એ આગ લાગ્યા પછી

કુવો ખોદાવવા જેવું છે. મે પણ પ્રથમ તમારી માફક એક પંક્તિમાં ભોજન લેવાની ના કહી હતી. આ લોકોએ મને ઘણો સમજાવ્યો, પરંતુ કોઈ પ્રકારે હું સમત થયો નહિ, ત્યારે એક અંધારી કોટડીમાં પૂરીને આ દુષ્ટ લોકોએ મને એટલો બધો માર માર્યો કે તેનાં ચિન્હ હજી પણ મારા મોં ઉપર, હાથ ઉપર અને પીઠ ઉપર દેખાય છે; તે તમે જોઈ લ્યો."

એમ કહીને તે બ્રાહ્મણ રામનારાયણને તેના શરીર ઉપરનાં ચિન્હો દેખાડવા લાગ્યો. રામનારાયણની સાથેના ઓગણીશ મજુરો તો એ જોઇને બ્હી ગયા અને એક પંક્તિમાં જમવા બેસવાને સંમત થયા, પરંતુ રામનારાયણે થોડા પૈસા છાની રીતે મજુર ડિપોના ઉપરીને ચાંપી દીધા, એટલે તે નવા આવેલા વીસ મજુરોને જુદી પંક્તિમાં બેસારીને જમાડવાનો હુકમ ફરમાવવામાં આવ્યો. એ રીતે તે રાત્રિને માટે તો રામનારાયણ તથા તેના સાથીઓના જાતિ-ધર્મની રક્ષા થઈ.

## પ્રકરણ ૧૭ મું.

### નિર્વિકારચંદ્ર.

સાત વાગ્યાને સમયે ડિપોના મજુરોને તેઓનો સર-સામાન લઇને વહાણ ઉપર જવાનો હુકમ કરવામાં આવ્યો. મજુરોના રક્ષક સાહેબે આવીને તેઓની ગણત્રી કરીને તેઓને રવાના કરવા માટે વહાણપર મોકલ્યા. આઠ વાગે બધા બંદર ઉપર આવી પહોંચીને વહાણમાં ચડયા. બરાબર રાત્રિના દસ વાગ્યાને સમયે વહાણ શેરડીના બેટ તરફ ચાલતું થયું. બીજી ડિપોમાંથી પણ અનેક મજુરોને એ વહાણમાં ચડાવવામાં આવ્યા હતા. બધી મળીને તેની કુલ સંખ્યા લગભગ છસો જેટલી હતી. દરેક ડિપોનો એકેક મુખ્ય સરદાર તેઓના ઉપરી તરીકે નીમવામાં આવ્યો હતો અને પ્રત્યેક ટુકડીનો એકેક ખાસ જુદો રસોઇઓ હતો. આપણા રામનારાયણને જે ટુકડીમાં રાખવામાં આવ્યો હતો, તે ટુકડીના ઉપરી સરદારનું નામ તાહેરખાં હતું. એ તાહેરખાંના તાબામાં બાર મુકાદમ અને તે દરેક મુકાદમના હાથ નીચે બાર મજુરોને સોંપવામાં આવ્યા હતા. જો બાર ઘોડાને વહાણમાં ચડાવવામાં આવ્યા હોય, તો તેઓને સાચવવા માટે બાર મનુષ્યોને રોકવાં જોઇએ. બાર બળદ હોય તો છ મનુષ્યને રોકવા જોઇએ, અને બાર ગધેડાં હોય, તો ત્રણ મનુષ્યને તેને સાચવવા માટે રોકવા જોઇએ,

બાર બકરાં હોય, તો પણ ઓછામાં ઓછા બે મનુષ્ય તેને સાચવવા માટે રોકવા જોઇએ. એથી ઓછા રાખી શકાય નહિ. કિન્તુ આ બાર મજુરોને એક રક્ષકના હાથમાં સોંપવામાં આવ્યા. આ બાર મજુરવડે શેરડીના વહેપારીને બાર ઘોડાના જેટલું અથવા ચોવીસ બળદના જેટલું અથવા એકસો ગધેડાંના જેટલું કામ લેવાનું છે—છતાં એઓને માટે એક સોમા ભાગનું પણ ખર્ચ કરવાનું હોતું નથી ! તેથી ખેતીના કામમાં જો ઘોડા, બળદ અને ગધેડાને બદલે માણસો નીમવામાં આવે, તો ખેતીની પેદાશ લગભગ એકસોગણી વધારે થાય. પરતુ એ પ્રમાણે માણસો રાખવાનું કામ ઘણું કઠિન થઇ પડયું છે, કારણકે દાસત્વ-નિષેધકનો કાયદો થયો છે. કેટલાક દયાળુ પ્રાતઃસ્મરણીય મહાન પુરૂષોએ પાળેલાં પશુઓના કરતાં પણ વેચાતા રાખેલાં દાસ અથવા ગુલામોની વધારે દુર્દશા થતી જોઇને મહાન પ્રયત્ન કરીને દાસત્વ-નિષેધનો કાયદો પસાર કરાવ્યો છે. તોપણ શેરડીના વહેપારીઓ સરકારની આખોમાં ધૂળ નાંખીને બિચારા મજુરોને હિંદુસ્તાનમાંથી પરદેશમાં લઇ જાય છે અને ત્યાં તેમની પાસે ઢોરની માફક વૈતરૂં કરાવે છે ! કાયદો મોટા માણસને માટે છે-ગરીબને માટે નથી.

કાવીબંદરની મજુર-ડિપોમાં જે બ્રાહ્મણે રામનારાયણને ઉપદેશ આપ્યો હતો, તે બ્રાહ્મણ રામનારાયણની ટુકડીમાં હતો અને તે સિવાય રામનારાયણની સાથે આવેલા ઓગણીસ મજુરોમાંથી સાત મજુરો તેની ટુકડીમાં હતા. કાવીબંદરની મજુર-ડિપોમાં આપણો પૂર્વ-પરિચિત નફટલાલ અને તેના બીજા બે સાથીઓ કે જેમાંના એકનું નામ વિશ્વનાથ અને બીજાનું નામ માણેકચંદ્ર હતું, તે ત્રણ વ્યક્તિઓ પણ રામનારાયણની ટુકડીમાં હતી. એ પ્રમાણે ઉપર જણાવેલા બાર માણસોની ટુકડી બનાવવામાં આવી હતી. આ બાર માણસની ટુકડી જે મુકાદમને આગલા પ્રકરણમાં આપણા રામનારાયણે પાદપ્રહારથી જમીન ઉપર પાડી દીધો હતો, તેના કબજામાં સોંપવામાં આવી. નફટલાલ આ ટુકડીને માટે રાંધવાનું કામ કરતો હતો અને તેના બે સાથીઓ વિશ્વનાથ અને માણેકચંદ્ર એ કામમાં તેને મદદ કરતા હતા. આ ટુકડીને હવેથી આપણે રામનારાયણની ટુકડી કહીને બોલાવીશું. જે બ્રાહ્મણે રામનારાયણને કાવીબંદરની ડીપોમાં ઉપદેશ આપ્યો હતો, તેનું નામ નિર્વિકારચંદ્ર હતું; તે બી. એ. સુધી ભણેલો હતો, પરંતુ

દુર્ભાગ્યને લીધે બી. એ. ની પરીક્ષા પાસ કરી શક્યો ન હતો. નિર્વિકારચંદ્ર નોકરી શોધતો હતો, પરંતુ ક્યાંયથી માંગણી આવતી ન હતી. કેટલીક અંગ્રેજી સ્કૂલોમાં અરજીઓ કરેલી પરંતુ જગ્યા ખાલી નહિ હોવાથી અરજીઓ ફાઇલ કરવામાં આવી હતી. એવામાં કપટશંકર નામે મજુરોનો એક દલાલ તેને મળ્યો, તેણે તેને શેરડીના બેટમાં સારા પગારની સ્કૂલમાસ્તરની નોકરી અપાવવાનું કહ્યું. સારા પગારની વાત સાંભળીને નિર્વિકારચંદ્રનું મન લલચાયું. તેણે શેરડીના બેટમાં જવાની હા કહી. મેજીસ્ટ્રેટની કોર્ટમાં કરારપત્રમાં સહી કરવા માટે તેને બોલાવ્યો, જે વખતે દલાલ કપટશંકર હાંફતો હાંફતો એકદમ દોડી આવીને બોલ્યો: " નિર્વિકારચંદ્ર, તમારા પિતા આવ્યા છે, તે તમને શોધે છે. "

નિર્વિકારચંદ્ર બોલ્યો: " હવે શો ઉપાય ? મારા પિતા મને શેરડીના બેટમાં જવાની રજા આપશે નહિ. "

તેને આશ્વાસન આપીને કપટશંકર બોલ્યો: " કશી હરકત નહિ, તમે ગભરાશો નહિ. આ કરારપત્રમાં ' શેરડીના બેટમાં હું રાજીખુશીથી જવા તૈયાર છું ' એમ લખી આપીને તમારી સહી કરી આપો. અમારા એજન્ટ સાહેબ આવ્યા છે, તેથી તમારે હવે કોર્ટમાં આવવાની જરૂર નથી."

દલાલના કહેવાથી નિર્વિકારચંદ્રે કરારપત્રમાં સહી કરી આપી. કોર્ટમાં યોગ્ય સમયે મજુરોને માજીસ્ટ્રેટની સમક્ષ હાજર થવાની બૂમ પડી. એજન્ટ માજીસ્ટ્રેટની બાજુમાં એક ખુરશી ઉપર બેઠો હતો. એક પછી એક એમ પાંત્રીસ મજુરોની સહી કરારપત્રમાં થઇ રહ્યા પછી એજન્ટ પોતાને હાથે નિર્વિકારચંદ્રનો કરારપત્ર માજીસ્ટ્રેટના હાથમાં આપીને બોલ્યો: " આ માણસ તેના કાંઇ અગત્યના કામને માટે બહારગામ ગયો છે, તેથી તે આપની સમક્ષ હાજર થઇ શક્યો નથી. "

માજીસ્ટ્રેટે કશો સંદેહ નહિ લાવતાં નિર્વિકારચંદ્રના કરારપત્રમાં સહી કરી આપી. તે જ દિવસે નિર્વિકારચંદ્રને ત્યાંથી બે ગાઉ દૂર મજુર–ડીપોમાં મોકલી આપ્યો. તે ડીપોમાં પ્રવેશ કરતાં જ નિર્વિકારચંદ્રના જાણવામાં આવ્યું કે તેણે સત્યાનાશનું કામ કર્યું છે. હવે જાતિ–ધર્મનું રક્ષણ થવું મુશ્કેલ છે. ત્રણ દિવસ સુધી સખ્ત માર માર્યા છતાં પણ જ્યારે નિર્વિકારચંદ્રે તે સ્થળે પાણી પણ પીવાની ના કહી, ત્યારે ઉપરી સરદારે મોટી ડીપોમાં એજન્ટને તે સમાચાર જણાવ્યા. તેણે ખાજખાં નામના એક ક્રૂર અને ભયંકર મુસલમાનને મોકલ્યો. તેણે આવીને

ખાવાના પદાર્થો જ્યારે તૈયાર થયા ત્યારે નિર્વિકારચંદ્રના હાથ, પગ અને મોઢું બાંધીને તેના હાથે અન્નના ગ્રાસ તેના મોઢામાં ઘોચી ઘાલીને તેનાં જાતિ-ધર્મનો નાશ કરી પ્રફુલ્લ મને તે તેના સ્થાને ચાલ્યો ગયો. નિર્વિકારચંદ્રે મજુર-ડીપોમાં પ્રવેશ કરીને કાયા, મન અને વાણીવડે હરિભજન મધુસૂદન ભગવાનની અનેક સ્તુતિ કરી, તોપણ તે તેના જાતિ-ધર્મની રક્ષા કરવાને સમર્થ થયો નહિ, પરંતુ શ્રી મધુસૂદન ભગવાનની સ્તુતિ નકામી જાય નહિ. તેણે નિર્વિકારચંદ્રના જાતિ-ધર્મની રક્ષા કરી નહી તોપણ તેની કૃપાના બળવડે નિર્વિકારચંદ્ર તદ્દન નિર્વિકાર જ બની ગયો. તેના હૃદયમાંથી અહંકાર એકદમ નાશ પામી ગયો અને એકાએક બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું. તે જનોઇ તથા જાતિની પદવીનો ત્યાગ કરીને નામમાં તથા ક્રિયામાં તદ્દન નિર્વિકાર જ બની ગયો !

બીજે દિવસે નવ વાગ્યાને સમયે મજુરોને ખાવાનો ઘંટ વાગ્યો રામનારાયણની ટુકડીમાંથી રામનારાયણે તથા બીજી કેટલીક ટુકડીઓમાંના કેટલાક બ્રાહ્મણોએ ખાવાની ના કહી. આજે તેઓના ઉપર કશો જુલમ ગુજારવામાં આવ્યો નહિ. કેટલાક ખટપટી દલાલોએ કમિશનના લોભને લીધે બિચારા કેટલાક બ્રાહ્મણોને એવું સમજાવ્યું હતું કે તમે શેરડીના બેટમાં જઈને મજુરોને ઘેર કથા-વાર્તા તથા યજન-યાજનાદિ કાર્ય કરશો તોપણ તમને સારી પેદાશ થશે. એવો જુઠો લોભ દેખાડીને બ્રાહ્મણોને કરારપત્રમાં સહીઓ કરાવીને શેરડીના બેટમાં રવાના કર્યા હતા. તે બિચારા બ્રાહ્મણોએ નિર્વિકારચંદ્ર પાસેથી તેને માથે ગુજરેલી વાત સાંભળીને તેઓ તેમની સાથે લાવેલા શાસ્ત્ર-ગ્રંથો તથા જનોઇઓ વગેરેને સમુદ્રમાં ફેંકી દીધાં. કેટલાક બ્રાહ્મણો તો પોતપોતાનાં શાસ્ત્ર-પુરાણો લઇને તુતક ઉપરથી સમુદ્રમાં કુદી પડ્યા. તેમાંના બે-ત્રણ જણને બચાવી શકાયા, પરંતુ તેઓએ થોડી વારની અંદર દેહત્યાગ કરીને સમુદ્રમાં જળસમાધિ લીધી. આ સંબંધે હવે વધારે વાત કહીને વાચક જનોના હૃદયમાં મજુરોનાં જીવન-ચારિત્રો અંકિત કરવાની કશી જરૂર નથી. વળી હું કાંઇ મજુરોની કથા લખવા બેઠો નથી. મારી આ નવલકથાના સંબંધમાં જે જે વ્યક્તિઓની વાત જણાવવાની હતી, તેમનો પરિચય મેં કરાવી દીધો છે.

મજુરોને સાત ભાગ પાણીની સાથે એક ભાગ ચોખા મેળવીને તેમાં મીઠું નાંખીને ચોખાની રાબ અથવા જેને ઘેસ કહે છે, તે રાંધીને

ખવરાવવામાં આવતી હતી. સાથે સાથે દાળ નામે એક પ્રકારનું રાંધેલું હળદરના રંગનું જળ પણ એક વાટકી ભરીને આપવામાં આવતું. બાજરીના રોટલાનો એક કકડો પણ સાથે પીરસવામાં આવતો હતો. દિવસમાં બે વાર આવા પ્રકારનું ભોજન મજુરોને ખાવા આપવામાં આવતું હતું. શેરડીના વહેપારીઓ જોકે ઉપર જણાવેલો ખોરાક આપવામાં કજુસાઇ કરતા નહિ, પરંતુ મજુર ઉપર દેખરેખ રાખનારાઓ એ બધુ ખાઈ જતા હતા, તેથી મજુરને પુરતો ખોરાક મળી શકતો નહિ. શેરડીના વહેપારીઓ કાંઇ ચોખાની અંદર સાત ભાગનું પાણી મેળવીને ઘેશ રાંધીને મજુરને ખવરાવવાનું કહેતા નહીં પરંતુ ઉપરી લોકો આ પ્રમાણે જુલમ કરતા હતા. શેરડીના વહેપારીઓ તો મજુરોને જોઇએ તેટલો ખોરાક આપવાનું કબુલ કરતા હતા, પરંતુ વહાણમાંના વ્યવસ્થાપકો એટલો બધો જુલમ કરતા હતા કે ખોરાક પણ અમુક પ્રમાણમાં જ ખાવા આપતા હતા. સાત ભાગ પાણીની સાથે એક ભાગ ચોખા મેળવીને રાંધેલી ઘેસ અર્ધા શેરને આશરે આપવામાં આવતી અને હરિદ્રવાર્ણ દાળનું પાણી લગભગ પા શેરને આશરે પીરસવામાં આવતું. બાજરીના રોટલાના ચાર ભાગ કરીને તેમાંનો એક ભાગ આપવામાં આવતો. આટલી ચીજો એક સાથે જ પીરસવામાં આવતી. ત્યારપછી કોને શું જોઇએ છે, તેનો કોઈ ભાવ પૂછતું નહિ. કોઈ મજુર તેને જોઇતી ચીજ માગવાને બુમો પાડતો, તો કોઇ તેને જવાબ પણ આપતું નહિ. પીરસેલી ચીજો ખાઇ રહેતા એટલે બિચારા મજુરો હાથ મ્હો ધોઇને ઉભા થઇ જતા હતા.

આપણો રામનારાયણ વગેરે કેટલીક વ્યક્તિઓએ પ્રથમ કેટલાક દિવસ સુધી એક પંક્તિમાં બેસીને ખાવાની ના કહી, પરંતુ જઠર દેવતાની શિક્ષાઓ તેઓ સહન કરી શકયા નહિ, એટલે છેવટે ડાહ્યાં ડમરાં બાળકોની માફક હઠ છોડી દઇને જ્યાં બેસારે ત્યાં બેસીને ખાવા લાગ્યા. એ પ્રમાણે એક માસ સુધી વહાણમાં મુસાફરી કરીને છેવટે તેઓ શેરડીના બેટમાં જઇ પહોંચ્યા.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### "હું હેમા, તમારી નાની બહેન."

મુસરિનો પત્ર વાંચીને પ્રતાપરાયને બહુ ચિન્તા ઉત્પન્ન થઈ. તે ગૃહિણીને સાથે લઇને તે જ દિવસે જગન્નાથપુરી આવવાને ભારચથી.

રવાના થયો. રાત્રિ દિવસ ટ્રેનમાં મુસાફરી કરીને બરાબર છત્રીસ કલાકે તેઓ પુરી આવી પહોંચ્યાં. માતા-પિતાને આ પ્રમાણે અકસ્માત પુરીમાં આવેલાં જોઇને હેમાંગિનીના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. તેણે વિચાર્યું કે: “ શાન્તિદેવીએ પત્ર લખાવીને માતા તથા પિતાને અહીં બોલાવ્યા છે, પરંતુ શામાટે બોલાવ્યાં છે ? ચાર-છ દિવસ પહેલાં પિતાનો પત્ર આવ્યો હતો, તેમાં કાંઇ આવવાનું તો લખ્યું ન હતું, અને આ એકાએક આવવાનું કારણ શું ? કાંતો સ્વર્ગને દરવાજે આવેલી તે અટ્ટાલિકામાં જે બે સ્ત્રીઓ રહે છે, તેઓની સાથે શાન્તિદેવીને મેળાપ થએલો અને તેના જાણવામાં કાંઇક આવેલું તેથી તેણે કાગળ લખાવીને માતા-પિતાને અહીં બોલાવ્યાં હોય, એમ જણાય છે. ”

શાન્તિદેવી માતા-પિતાની સાથે શી શી વાતો કરે છે, તે ગુપ્ત રીતે સાંભળી લેવાનું હેમાંગિનીએ તેના નોકર રાઘવને અગાઉથી કહી રાખ્યું. શાન્તિદેવી સુયોગ મળવાની રાહ જોતી હતી, કારણકે હેમાંગિનીને એ વાત જણાવવી ન હતી. અત્યારે હેમાંગિનીને તેના ઓરડામાં બેસીને મોજા ગુંથતી જોઇને શાન્તિદેવી પ્રતાપરાયને તથા તેની ગૃહિણીને ઇશારત કરીને નીચે લઇ ગઇ. પ્રથમ ગૃહિણી અને તેની પાછળ પાછળ પ્રતાપરાય શાન્તિદેવીની પાસે ગયાં. રાઘવે આવીને હેમાંગિનીને જણાવ્યું કે. “ તેઓ બધાં દાદરવાળા ઓરડાની જોડેના ઓરડામાં બેસીને કાંઇક વાતચીત કરે છે. ”

હેમાંગિની રાઘવને વિદાય કરીને બિલકુલ અવાજ કર્યા વિના આવીને દાદરની પાસેની બારીમાં બેઠી. તે સ્થળેથી તેઓની બધી વાત સ્પષ્ટ રીતે સાંભળી શકાતી હતી. હેમાંગિની આવીને બેઠી કે તુરત જ તેની માતાનો કંઠસ્વર તેના સાંભળવામાં આવ્યો. તેની માતા બોલી: “ અહો શાન્તિદેવી ! શા સમાચાર છે ? તેં એવી અસંભવિત વાત સાંભળી કયાંથી ? ”

“ અસંભવિત નથી, મા, ખરી વાત છે. જોકે ઉંમરમાં તે હેમા કરતાં કાંઇક મોટી છે, પરંતુ દેખાવમાં બહુ સુંદર છે ! સાક્ષાત્ જગદંબાનો અવતાર ! જમાઈ જ્યારે તદ્દન નાના હતા, ત્યારે તેમના પિતાએ વલસાડમાં એ કન્યાની સાથે તેનું લગ્ન કરેલું, પરંતુ પાછળથી કાંઇ કારણને લીધે એક બીજાને ઝગડો થવાથી જમાઇના પિતા સુરતમાં રહેવા આવ્યા અને આગલા લગ્નની વાત આપણને કોઇએ જણાવેલી નહિ, તેથી આપણે આજસુધી તદ્દન અજાણ્યાં જ રહ્યાં. અહો ! પણ

શું તેનું સ્વરૂપ! હું તો તેને જોઇને ભાન જ ભૂલી ગઇ! એવી સુંદર સ્ત્રી હોવા છતાં જમાઇ તેને અહીં ઘરમાં લાવ્યા નથી, એ હેમાંગિનાનું સદ્‌ભાગ્ય. એવી સ્ત્રીને કોઈ છોડી દે? પરંતુ બાઈ બહુ ભલી છે. જમાઇએ તેને અહીં ઘેર લાવવાની ઇચ્છા કરી હતી, કિન્તુ તેણે કહ્યું કે હેમાંગિનીને કષ્ટ આપવાને હું ઇચ્છતી નથી. હું હેમાનો શૉકય છું એ વાત હેમા જાણતી નથી, માટે તેને તે વાત જણાવવી નહિ. તેણે જમાઇને એ વાત હેમાને નહિ જણાવવાનો આગ્રહ કર્યો છે. તેણે કહ્યું કે મારૂં જે થવાનું હતું, તે થઇ ચૂક્યુ, પરતુ તેના મનને નકામું શામાટે કષ્ટ આપવું જોઇએ?"

હેમાંગિનીની મા બોલી. "તેનુ નામ શું?"

શાન્તિદેવીએ જવાબ આપ્યોઃ "તેનું નામ વિમળા."

હેમાંગિની પ્રથમ તો આ બધી વાત સમજી શકી નહિ, પરતુ પછી "હેમાની શૉકય" એ શબ્દો તેને કાને પડ્યા, એટલે તે બધું સમજી ગઇ. હવે તેને કશી વાત સાંભળવાની બાકી રહી નહિ. તે જાણી ગઇ કે તે બે સ્ત્રીઓમાંની એક તેની શૉકય થાય અને તેનું નામ વિમળા છે. તેના માટે જ તે નિત્ય પ્રાતઃકાળે વહેલા ઉઠીને સમુદ્ર કિનારે જઇને બેસે છે અને બપોરે જમીને થોડી વાર આરામ લઇને તેની પાસે ચાલ્યા જાય છે. તેને બે સ્ત્રીઓ છે, એ વાત કોઇ જાણતું નથી, ફક્ત તે પોતે એક જ જાણે છે. પોતાને આ વાત આજસુધી નહિ જણાવેલી હોવાથી હેમાંગિનીને અત્યત ક્રોધ ઉત્પન્ન થયો. પરંતુ શૉકયને એક વાર જોવાની તેના મનમાં પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ. તેણે નીચે આવીને રાઘવને એક ગાડી બોલાવી લાવવાનુ કહ્યું. પરતુ તે ગાડી ઘેર નહિ લાવતાં સમુદ્રના ઘાટ ઉપર લાવવાનું કહીને મુરારિની સાથે તે સાગર-સ્નાન કરવા સમુદ્રકિનારે ચાલી ગઇ. પ્રતાપરાયે ગૃહિણીની સાથે વાત–ચીત કરીને સંધ્યાસમય પછી વિમળાને મળવા જવાનું નક્કી કર્યું. તેની ખરી હકીકત જાણ્યા પછી હેમાંગિનીને શૉકયની વાત કરવી, એવો તેણે નિશ્ચય કર્યો.

મુરારિની સાથે હેમાંગિની સમુદ્રને ઘાટે પહોંચી–ન પહોંચી એટલામાં તો રાઘવ ગાડી લઇને આવી પહોંચ્યો. હેમાંગિની ગાડીમાં બેસીને બોલીઃ "આવ, મુરારિ, મને તેનું મકાન બતાવી આપ."

વિસ્મય પામીને મુરારિ બોલ્યોઃ "કોનું મકાન બહેન?"

" સવિતાસુંદરીનું મકાન. "

" તે મકાન જોઇને તમારે શું કામ છે ? "

" મારે કામ છે, મારે તે સ્થળે જવું છે. "

" કેમ, તમારે તે સ્થળે શું કામ જવું છે ? તમે તેને ઓળખતાં નથી, તેમ તમે તેને કદિ જોયાં પણ નથી ! "

" તે સલાહ જ્યારે હું તારી પાસે માંગુ ત્યારે તું મને આપજે. અત્યારે તો તું મારી સાથે આવે છે કે નહિ, બોલ ? નહિ તો સુલ્લવને લઇને તે સ્થળે જાઉં. "

મુરારિ ઇચ્છા નહિ છતાં તેની સાથે ગાડીમાં બેઠો. ગાડી સવિતાસુંદરીના મકાન પાસે આવીને ઊભી રહી કે તુરત જ આપણો પૂર્વ-પરિચિત જમાદાર ભૂપાલસિંહ એકદમ ઊભો થઇ ગયો. હેમાંગિનીએ ગાડીમાંથી નીચે ઉતરી મુરારિને બહાર થોડી વાર ઊભા રહેવાનું કહીને મકાનમાં પ્રવેશ કર્યો. જરા પણ મનમાં સંકોચ રાખ્યા વિના તે આંગણું પસાર કરીને ઓરડામાં દાખલ થઇ. જમાદારે મુરારિને પ્રશ્ન કર્યો: " ક્યાંથી આવ્યા છો શેઠ ? "

મુરારિએ જવાબ આપ્યો. " અહીં શહેરમાંથી જ આવ્યા છીએ. "

જમાદારે મુરારિને અંદર જઇને બેઠકખાનામાં બેસવાનું કહ્યું, પરન્તુ મુરારિ અંદર જવાની ના કહીને બહાર જ બેઠો.

હેમાંગિની મકાનની અંદર દાખલ થઇ કે તુરત જ સવિતાસુંદરીની દાસીએ એક અજાણી સારા કુટુમ્બની સ્ત્રીને મકાનની અંદર દાખલ થતી જોઇને વિસ્મય પામીને પ્રશ્ન કર્યો. " આપ ક્યાંથી આવો છો ? "

હેમાંગિનીએ ઉત્તર આપ્યો: " હું અહીં શહેરમાંથી જ આવું છું. મારી બહેન ક્યાં છે, તે તમે કહી શકશો ? "

" આપની બહેન કોણ ? "

" વિમળા બહેન. "

" અહો ! માસીબાનાં તમે બહેન છો ! આવો-આવો અંદર આવો. " એમ કહીને દાસી હેમાંગિનીને સાથે લઇને ઓરડાની અંદર જઇને ઉંચા સ્વરથી બૂમ પાડીને બોલી: " માસીબા ! તમારી બહેન તમને મળવા આવ્યાં છે, જલદી નીચે આવો. "

વિમળા આ વખતે બીજા માળની અગાશીમાં તેના ભીંજાએલા ચોટલાના વાળ છૂટા મૂકીને સૂકવતી હતી, તે દાસીનું આ બોલવું સાંભળીને

એકદમ ચમકી ઉઠી. તે મનમાં વિચાર કરવા લાગી: "મારી બહેન મને મળવા આવી છે! પરંતુ મારે તો બહેન છે નહિ! ત્યારે શું મારા મામાની દીકરી સુશીલા અહીં જગન્નાથપુરીમાં આવી છે? હા. તેમ જ હશે."

તે એકદમ ઉતાવળે પગલે ઉપરથી નીચે આવી, પરંતુ સુશીલાને નહિ દેખવાથી વિસ્મય પામીને બોલી: "શું છે, મારી બહેન ક્યાં છે?"

દાસી હસીને બોલી: "કેમ, દેખતાં નથી? આ ઉભાં છે તે!" એમ કહીને હેમાંગિની તરફ તેણે આંગળી કરી.

વિમળા આથી વધારે વિસ્મય પામી. હેમાંગિની પણ કશું બોલ્યા વિના તેની સામે જોઇ રહી. તે ક્ષણભર મનમાં વિચાર કરવા લાગી કે: "શાન્તિદેવી કહેતી હતી કે તે સાક્ષાત્ જગદંબાનો અવતાર હોય, સર્વસ્વરૂપવતી છે, એ વાત ખોટી નહિ."

તે તેની શૉક્યની સાથે ઝગડો કરવાના ઇરાદાથી અહીં આવી હતી; પરંતુ વિમળાને જોઇને તેનો ક્રોધ એકાએક નાશ પામી ગયો. વિમળાની ગંભીર મૂર્તિ જોઇને તેની આંખોમાં આંસુ આવી ગયાં. તે બોલી: "તમે મારી બહેન છો."

"બહેન, તમે કોણ છો? હું તો તમને ઓળખતી નથી!"

"હું હેમા, તમારી નાની બહેન."

હેમાંગિનીના મોઢેથી હેમા નામ સાંભળીને વિમળા એકાએક ચમકી ગઈ. તેણે તેના સ્વામીના મોઢેથી હેમાંગિનીનું નામ સાંભળ્યું હતું. અત્યારે "હું હેમા" એ શબ્દ સાંભળીને તે સમજી ગઇ કે તેની શૉક્ય તેને મળવા આવી છે. તેની પાસે જઇને હેમાંગિનીનો હાથ પકડીને "આવો બહેન, આવો" એમ કહીને આગ્રહપૂર્વક તે તેને પોતાની સાથે ઉપર લઇ ગઈ અને હેમાંગિનીને પોતાની પથારીમાં બેસાડીને તે તેની પાસે બેસીને બોલી: "તમે કેવી રીતે મારી વાત જાણી બહેન? મેં તો તમને મારી વાત નહિ જણાવવાનું તેમને કહ્યું હતું ને!"

"તેમણે મને કહ્યું નથી, કિન્તુ બીજી રીતે હું જાણી શકી છું. તમને મળવાને માટે અને તમને મારી સાથે ઘેર લઈ જવાને માટે હું અહીં આવી છું."

"મને તમારી સાથે ઘેર લઇ જવા માટે તમે અહીં આવ્યાં છો?"

"હા, બ્હેન, હું પ્રથમ જાણતી ન હતી કે મારે એક બ્હેન છે, પરંતુ જ્યારે હું જાણી શકી છું, ત્યારે હવે હું એકલી શામાટે રહું? માટે તમને લેવા આવી છું."

"તમે તમારી પોતાની ઇચ્છાથી મને ઘેર લઇ જવાને આવ્યાં છો કે?!"

"હા, બ્હેન, હું મારી પોતાની જ ઇચ્છાથી તમને લેવા આવી છું. કેમ, હું શૅાક્ય થાઉં છું, એટલે તમને નવાઇ લાગે છે બ્હેન?"

વિમળા શરમાઇ જઇને બોલી: "ના, ના, એમ નહિ."

"ત્યારે શું હું શૅાક્ય થાઉં છું, તેથી મારી વાતપર તમને વિશ્વાસ આવતો નથી? મારે એક શૅાક્ય છે, એ વાત જો મારા જાણવામાં આવે તો મને દુઃખ થાય, એટલા માટે તમારી વાત મને નહિ જણાવવાનું તમે સ્વામીને કહ્યું હતું, તે શું આશ્ચર્યની વાત નહિ? તે શું તમને છાજે તેવું કામ તમે કર્યું હતું? તેથી જ હું તમને લેવા આવી છુ. બોલો, તેમાં તમને આશ્ચર્ય શું લાગે છે?"

"ના, ના, એમ નહિ, હું કાઇ આશ્ચર્ય પામતી નથી, કિન્તુ હું તો—"

"ના બ્હેન, એ કશુ હું સાંભળવાની નથી. બહાર ગાડી ઉભી છે, તેથી અત્યારે જ મારી સાથે ઘેર ચાલો."

વિમળા કોઇ પણ રીતે સંમત થઈ નહિ. હેમાંગિનીએ હઠ લીધી કે. "જ્યાંસુધી તમે મારી સાથે આવશો નહિ, ત્યાંસુધી હું ઘેર જ જવાની નથી."

વિમળાએ કહ્યું: "હું વિચાર કરી રાખીશ, પછી તમને જેવો હશે તેવો જવાબ આપીશ."

પરંતુ હેમાંગિની કોઇ પણ રીતે વિમળાને સાથે લઇ ગયા વિના ઘેર જવાને સંમત થઈ નહિ. છેવટે "કાલે હું આવીશ" એમ કહીને મહા મુસીબતે વિમળાએ હેમાંગિનીને વિદાય કરી.

# પ્રકરણ ૧૯ મું.

## વિચિત્ર ન્યાય.

શેરડીના દ્વીપને બંદરે વહાણ પહોચ્યું કે તુરત જ તે સ્થળના એજન્ટે આવીને લીસ્ટ પ્રમાણે મજુરોને ગણી લઇને શેરડીના વેપારીઓને તે સોંપી દીધા. તેઓને જુદા જુદા વિભાગોમાં મોકલવામાં આવ્યા. પ્રત્યેક વિભાગમાં મજુરોને રહેવાનું એકેક ગામડું અથવા અડ્ડો હોય છે. તે ગામડામાં મજુરોને રહેવા માટે પચાસ ફીટ લાંબું અને વીસ ફીટ પહોળું એવું એકેકું ઈંટો અને માટીથી બાંધેલું સાધારણ ઉંચાઇનું છાપરૂં હોય છે. એમાં સો સો છાપરાં એકેકી હારમાં બાંધેલાં હોય છે. એવી અનેક હારો એકેકા ગામડામાં અડ્ડામાં જોવામાં આવે છે. પ્રત્યેક છાપરાના દસ દસ ખંડ પાડેલા હોય છે અને તે દરેક ખંડની અંદર જાતિ-ધર્મને અનુસરીને ત્રણ ત્રણ મજુરોને રહેવાનો નિયમ હોય છે. માત્ર જેઓ સ્ત્રીઓને સાથે લઇને તે બેટમાં ગયા છે, તેઓને જ ફક્ત સ્ત્રી-પુરૂષ વચ્ચે એકેકો સ્વતંત્ર ખંડ આપવામાં આવે છે. એકેક ખંડને એકેક બારણા સિવાય બારી કે એવું બીજું કશું હવા ઉજાસ આવવાનુ સાધન હોતું નથી. છાપરા ઉપર એક જાતનું ઘાસ અથવા પરાળ છાએલું હોય છે. વરસાદના દિવસોમાં એ પરાળની અંદરથી ઘરમાં પાણી પડે છે, એથી કરીને વર્ષાઋતુમાં મજુરોને બહુ કષ્ટ અને અડચણ ભોગવવાં પડે છે. રાત્રિના ચોથા પ્રહરમાં ત્રણ વાગ્યાને સમયે પથારીમાંથી ઉઠીને રાંધી, જમીને બરાબર પાંચ વાગ્યે શેરડીનાં ખેતરો તરફ રવાના થવું જોઇએ. તે સ્થળે વરસાદના દિવસોમાં આખો દિવસ વરસાદમાં પલળતાં પલળતાં કામ કરવું પડે છે. સંધ્યા સમય પછી છુટી થતાં તેઓ પાછાં ઘેર આવે એટલામાં તો રાત્રિના નવ વાગી જાય છે. તે વખતે આવીને તેઓ રાંધવાની શરૂઆત કરે છે. એવામાં જો વરસાદ આવવા લાગે તો આખા ઘરમાં પાણી પાણી થઇ રહે છે. રાંધવાનો દેવતા હોલવાઇ જાય છે અને પથારીઓ બધી ભીંજાઇ જાય છે. આથી તે બિચારાંને આખી રાત્રિ ખાધા-પીધા વિના અને પથારીમાં સૂતા વિના-બિલકુલ નિદ્રા લીધા વિના વરસાદમાં પલળતાં પલળતાં કાઢવી પડે છે. બીજે દિવસે સવારે પાંચ વાગ્યે ફરીથી પાછાં ખેતરમાં જઇને પશુની માફક કામ કરવું પડે છે! એ પ્રમાણે નાના પ્રકારનાં શારીરિક અને માનસિક કષ્ટથી થોડા

દિવસની અંદર જ તેઓની અનુભવ-શક્તિ, ચિન્તાશક્તિ, અને વિચારશક્તિ વગેરે ધીમે ધીમે ઓછી થઇને છેવટે તદ્દન નાશ પામે છે. તેઓ મનુષ્યાકારમાં અદ્ભુત પશુની સ્થિતિમાં ફેરવાઈ જાય છે!

રામનારાયણ વગેરે ૧૮૦ મજુરો અને ૧૫ મુકાદમોને લઇને ઉપરી સરદાર તાહેરખાં મી. હૉગના વિભાગમાં ગયો. શેરડીના બેટમાં પહોંચ્યા પછીથી છ માસ સુધી મજુરોને શેરડીના વહેપારીઓના ભંડારમાંથી ખાવા-પીવાની તથા પહેરવા ઓઢવાની સઘળી વસ્તુઓ લેવી પડે છે, પરંતુ તેઓને એક અઠવાડીઆનો જે સામાન આપ્યો હોય, તે તેઓને પાંચ દિવસથી વધારે ભાગ્યે જ ચાલે, એટલો તેઓ પ્રમાણમાં ઓછો આપે. આઠ દિવસની ખોરાકી પાંચ દિવસમાં ખલાસ થઇ જવાથી છઠ્ઠે દિવસે તેઓ જ્યારે સીધું-સામાન લેવા ભંડારમાં જાય, ત્યારે મુકાદમો તેમને ચાબુકના માર મારીને દૂર કાઢી મૂકે. એ રીતે આખો દિવસ ખાધા-પીધા વિના ખેતરની અંદર કામ કરીને સંધ્યાસમય પછી પાછાં ઘેર આવે, કિન્તુ ઘરમાં ખાવાનું તો કશું હોય નહિ! તેથી મજુરો બિચારાં ભૂખ્યાં સુઇ રહે છે. બીજે દિવસ પણ એ રીતે જ ગુજારવો પડે છે. એ પ્રમાણે ઉપરા ઉપરી બે દિવસ સુધી ખાધા-પીધા વિના મજુરી કરવાથી ત્રીજે દિવસે ઘણાખરા મજુરો પથારીને શરણ થાય છે એટલે માંદાં પડે છે. તે દિવસે રવિવાર હોવાથી કામ બંધ હોય છે. તે દિવસે બધાં મજુરોને પાછી આવતા અઠવાડીઆની ખોરાકીની ચીજો આપવામાં આવે છે. છેલ્લા બે દિવસની ભૂખ વેઠેલી હોવાથી બિચારાં મજુરો કાચા ને કાચા ચોખા ખાઇને તેઓની ભૂખ મટાડે છે!

રામનારાયણે કદિ શારીરિક મહેનત કરી ન હતી. વળી હિંદુસ્તાન-માંથી તે તેના કેફ જે ચીજો-ગાંજો તથા અફીણ લઇ ગયો હતો, તે વસ્તુઓ પણ થઇ રહી હતી. તે ઉપરાંત બે દિવસના ઉપવાસ કરવા પડયા, તેથી તે એકાએક માંદો પડ્યો, તોપણ જઠરની જ્વાળા શાન્ત કરવા માટે સીધું-સામાન લેવા તે ગયો, પરન્તુ આગલે દિવસે તે ખેતરમાં કામ કરવા જઇ શકયો ન હતો, તેથી તેને એક દિવસનું કાપીને સીધું આપ્યું. બીજે દિવસે રામનારાયણ ખેતરમાં કામ કરવા ગયો, પરંતુ તેને બતાવેલા કામનું અર્ધું પણ તે કરી શકયો નહિ. એ અઠવાડીઆમાં તેનું ઓછું થએલું કામ બાદ કરતાં ફકત પાંચ દિવસનું

કામ થયું. તેથી અઠવાડીયું પૂરૂં થતાં રવિવારને દિવસે સાત દિવસનાં સીધાંમાંથી બે દિવસનું કાપીને પાંચ દિવસનું સીધું આપવામાં આવ્યુ. આથી કમનસીબે રામનારાયણને રોજ અર્ધું ભૂખ્યું રહેવુ પડતું. છ માસની અંદર તેને એક દિવસ પણ પૂરૂં પેટ ભરીને ખાવા મળ્યુ નહિ!

છ માસ સુધી રામનારાયણને અર્ધી ભૂખ વેઠીને સખ્ત મજુરી કરવી પડી. સાતમે મહિનેથી સીધુ મળતું બંધ થયુ અને કરારપત્રમાં લખ્યા પ્રમાણે દરેક અઠવાડીએ રોકડી મજુરી મળવા લાગી. કરારપત્રમાં લખ્યા પ્રમાણે જેનું કામ પૂરૂં થાય, તેને દરેક અઠવાડીએ ચાર રૂપીઆ મજુરી આપવામાં આવતી. એક અઠવાડીઆની ખોરાકી લગભગ ત્રણ-સાડા ત્રણ રૂપીઆ લાગતી, પરંતુ બળવાન અને તંદુરસ્ત વ્યક્તિ સિવાય કોઇ પૂરૂં કામ કરી શકતુ નહિ. પૂરૂં કામ કરનારાંની સંખ્યા બહુ ઓછી હતી. જે લોકો પૂરૂં કામ કરી શકતાં, તેઓને પૂરી મજુરી મળતી, બાકીનાને છ આના જેટલી માંડ મજુરી મળી શકતી. થોડા દિવસની અંદર રામનારાયણ અને બીજા કેટલાક મજુરોની તંદુરસ્તી એકાએક લથડી પડવાથી તેઓ ખેતરનુ કામ કરવાને અશક્ત બની ગયા. તેઓને પ્રથમના કરતાં જરા ઓછી મહેનતનું કામ સોંપવામાં આવ્યું. રામનારાયણને ઝાડુ કાઢવાનુ કામ સોંપવામાં આવ્યું, પરંતુ તે કામ કરવાની રામનારાયણે ના કહી, તેથી હુકમનુ અપમાન કર્યાનો દોષ તેને માથે મૂકીને તેને કેદખાનામાં મોકલવામા આવ્યો. તે કેદખાનાની સ્થિતિ તો એથી પણ વધારે ખરાબ હતી. દાકતરે રામનારાયણને વધારે મહેનતના કામને માટે અસમર્થ જણાવ્યાથી જેઈલના ઉપરીએ તેને મેલુ સાફ કરવાના કામ ઉપર નીમ્યો. રામનારાયણને હવે તે કામ કર્યા વિના છૂટકો નહોતો, કારણકે જો ના કહે તો ચાબુકનો માર પડે, તેથી કશી આનાકાની નહિ કરતાં તે કામ તે કરવા લાગ્યો ત્રણ માસ પછી એ કામમાંથી તેને છુટી મળી. હવે તે તંદુરસ્ત થવાથી પાછો તેને ખેતરના કામમાં જોડવામાં આવ્યો.

ત્રણ વરસ પછી કોઇ કારણને લીધે મી. હૉગે પચાસ મજુરોને શેરડીના બીજા વહેપારીના વિભાગમાં મોકલવાની ઇચ્છા કરી, તેથી તે વહેપારીના માણસોએ આવીને સારા સારા મજુરોની પરીક્ષા કરીને રામનારાયણ વગેરે પચાસ માણસોને પસંદ કર્યા. એ પચાસમાં ત્રીસ પુરૂષો અને વીસ સ્ત્રીઓ હતી. તેઓમાં કેટલાક મજુરોને તેઓની

સ્ત્રીઓની સાથે અને કેટલાકને તેઓની સ્ત્રીઓથી જુદા પાડીને બીજા વિભાગમાં મોકલવામાં આવ્યા. સ્ત્રી-પુરૂષોનાં જોડાંને એક સાથે રાખવાને મી. હૅાગને અનેક વિનતિઓ કરવામાં આવી, પરંતુ તેણે તે તરફ બિલકુલ ધ્યાન આપ્યું નહિ. બિચારાં સ્ત્રી-પુરૂષો આંખોમાં અશ્રુની ધારાઓ વરસાવતાં વરસાવતાં એક બીજાથી જુદાં પડયાં. નિર્વિકારચંદ્રને પણ તેઓની સાથે બીજી જગ્યાએ મોકલવામાં આવ્યો.

જે વીસ રમણીઓને જુદા વિભાગમાં મોકલવામાં આવી હતી, તેઓમાં મંગળા નામે એક યુવાન મજુર-રમણી હતી; તેને તેના સ્વામીથી વિખૂટી પાડીને લઇ જવામાં આવી હતી. મંગળા જોકે અત્યંત સ્વરૂપવતી ન હતી, તોપણ તદ્દન કુરૂપ પણ ન હતી. તે શરીરે તંદુરસ્ત તથા સારા બાંધાની હોવાથી તે નવા વિભાગના ઓવરસીઅર મી. ઑલ્ટનની નજરે પડી. મી. ઑલ્ટનની ઇશારતથી મજુરના ઉપરી મુકાદમો પ્રથમ તેને ઓછી મજુરીનુ કામ આપીને નાના પ્રકારની લાલચો બતાવીને મી. ઑલ્ટનની અંક-શાયિની કરવાને પ્રયત્નો કરવા લાગ્યા, પરંતુ તે કોઇ પણ રીતે સંમત નહિ થવાથી તેઓ તેના પ્રત્યે અનેક પ્રકારના અત્યાચારો ગુજારવા લાગ્યા. તેને પુરૂષ-મજુરનું કામ કરવાનું સોંપવામાં આવ્યુ અને મી. ઑલ્ટન પોતે પણ તેની સાથે બહુ ખરાબ રીતે વર્તવા લાગ્યો. પરંતુ કોઇ પણ પ્રકારે તેની ખરાબ માગણીનો સ્વીકાર કરવાને તે સંમત નહિ થવાથી સાહેબે બીજા ઉપાયનુ અવલંબન કર્યું. મી. હૅાગની આણેલી મજુર-રમણીઓને રહેવા માટે બબ્બે સ્ત્રીઓ વચ્ચે એકેક ખંડ આપવામાં આવ્યો હતો. એક દિવસ મંગળાએ રાત્રે ખેતરમાંથી આવીને જોયું તો તેની સાથે રહેનારી સ્ત્રી ઘરમાં ન હતી. તેણે પ્રથમ તો મનમાં એમ ધાર્યું કે કાંઇ કામને માટે તે બહાર ગઇ હશે, તેથી હમણાં પાછી આવશે. એમ વિચારીને તે રાંધવાનું કામ કરવા લાગી. દાળ-ભાત રાંધીને જમી લીધા પછી તેના જાણવામાં આવ્યું કે આજુબાજુનાં ઘરમાંથી પણ કોઇ મનુષ્યનો અવાજ સાંભળવામાં આવતો નથી. તેથી તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. પ્રથમ તો તેણે આજુબાજુનાં સઘળાં ઘરની સન્મુખ જઇને તપાસ કરી તો બધાં ઘરને તાળાં લગાવેલાં હતાં. કોઇ પણ મકાનની અંદર કોઇ પણ મનુષ્ય ન હતું. તેથી તે મનમાં અત્યંત ભય પામવા લાગી. તે એકદમ તેના ઘરનું બારાણું બંધ કરી સાંકળ ચડાવીને શંકાવાળા મનથી સૂતી. બરાબર

મધ્ય રાત્રિએ એક ભયંકર અવાજ થવાથી તે એકદમ ઉંઘમાંથી જાગી ઉઠી. તેણે જોયું કે કોઇ એક દુષ્ટ માણસે ઘરનું બારણું ભાંગીને તેના ઘરની અંદર પ્રવેશ કર્યો છે! તે ભયથી એકદમ બૂમો પાડવા લાગી. એટલામાં "ચૂપ રહે, સુઅર! બૂમ કેમ પાડે છે?" એમ કહીને તેના ઓવરસીયર મી. ઑલ્ટને તેને બે હાથમાં પકડી લીધી. પરંતુ મંગળા બૂમો ઉપર બૂમો પાડવા લાગી. મી. ઑલ્ટન લાકડી મારીને જમીનપર પાડી દઇને તેને નવસ્ત્રી કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. રમણી જીવના જોખમે પોતાનાં વસ્ત્ર શરીરને લપેટતી લપેટતી આર્ત્તનાદ કરવા લાગી. તેની બૂમો સાંભળીને અડ્ડામાંના બધા મજુરો જાગી ઉઠ્યા અને નિર્વિકાર વગેરે કેટલાક મજુરો દોડીને તેને ઘેર આવી પહોંચ્યા. મી. ઑલ્ટનનો પોતાનો પ્રયત્ન નિષ્ફળ જવાથી મંગળાનો ત્યાગ કરીને તેના ઘરમાંથી બહાર નીકળી ગયો. બીજે દિવસે મંગળાએ એજન્ટની પાસે જઇને ઑલ્ટનના નામ ઉપર ફરીયાદ રજુ કરી, પરંતુ એજન્ટે તે ફરિયાદ ગ્રહણ કરી નહિ. ત્યારે તેણે કોર્ટમાં ફરિયાદ રજુ કરવાની સલાહ માગી, પરંતુ તે સલાહ પણ આપવામાં આવી નહિ. એજન્ટની અનુમતિ સિવાય ફરિયાદ કરવાથી કોર્ટની ફી સાડાસાત રૂપીઆ આપવા પડે છે. મી. હૅરીગના વિભાગમાથી જે પચાસ મજુરો આ વિભાગમાં આવ્યા હતા તેઓએ ગુપ્ત રીતે દરેક મજુર પાસેથી થોડા થોડા પૈસા ઉઘરાવીને મંગળા મારફત મી. ઑલ્ટન ઉપર કોર્ટમાં ફરીયાદ કરાવી.

કોર્ટમા કેસ ચાલવાના દિવસને આગલે દિવસે તે અડ્ડામાંના બધા મજુરોને દસ ગાઉ દૂર કોઇ બીજા વિભાગમાં મોકલી આપ્યા, માત્ર તાવ આવવાથી એકલો નિર્વિકારચંદ્ર જ તે અડ્ડામાં રહ્યો હતો.

ન્યાયાધીશે મંગળાને સાક્ષી લાવવાનું કહ્યું, ત્યારે તે બોલીઃ "હું સાક્ષી કયાથી લાવું? મી. ઑલ્ટને બધા મજુરોને અહીંથી બીજી કોઈ જગ્યાએ મોકલી આપ્યા છે. ફક્ત એક જણ તાવ આવવાથી જઇ શકયો નથી, તે માત્ર અહીં છે. કહો તો તેને બોલાવી લાવું."

ન્યાયાધીશે નિર્વિકારચંદ્રને બોલાવી લાવવાની આજ્ઞા કરી. નિર્વિકારે આવીને મંગળાની ફરિયાદ ખરી છે, એમ કહીને સાક્ષી આપી.

મી. ઑલ્ટને કહ્યું "ફરિયાદ તદ્દન જુઠ્ઠી છે, એ સાલા ગુજરાતી લોકો બહુ જુઠ્ઠાબોલા અને બદમાશ છે."

ન્યાયાધીશે જજમેન્ટ આપ્યું કે "આ સ્ત્રીએ તદ્દન જુઠ્ઠી ફરિયાદ

નોંધાવી છે, તેથી મંગળાને ચાર માસની અને જુઠી સાક્ષી પુરવાને માટે નિર્વિકારને ત્રણ માસની કેદની શિક્ષા કરવામાં આવે છે. "

ન્યાયાધીશનો હુકમ થતાં જ એ બન્ને જણાંને કેદખાનામાં મોકલી આપવામાં આવ્યાં !

## પ્રકરણ ૨૦ મું.

### છાયા અને કાયા.

એ ત્રણ મહિનાની કેદખાનાની શિક્ષાથી નિર્વિકારનું પ્રાયશ્ચિત્ત પૂરૂં થઇ ગયું. મિ. ચંદ્ર–હવે આપણે મિ. ચંદ્રને શિશિરચંદ્ર કહીને બોલાવીશું–શિશિરચંદ્ર મી. સ્ટુઅર્ટની સાથે એક દિવસ જેલની તપાસ કરવા ગયો. ત્યાં નિર્વિકારને જોઇને કોણ જાણે શા કારણથી તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો કે આ કોઇ ઉચા કુળમાં જન્મેલું સારા ગૃહસ્થનું સંતાન હોય એમ લાગે છે. નિર્વિકાર તે વખતે કેદીઓને ભોજન પીરસતો હતો. ભોજન પીરસી રહ્યા પછી જમાદારે આવીને નિર્વિકારને કહ્યુંઃ " સાહેબ તમને બોલાવે છે. "

નિર્વિકાર આવ્યો એટલે શિશિરચંદ્રે તેનું નામ પૂછ્યુંઃ નિર્વિકારે ઉત્તર આપ્યો " મારૂં નામ નિર્વિકારચંદ્ર હતું, પરંતુ હાલમાં ફક્ત નિર્વિકાર જ નામ છે. "

શિશિરચંદ્રે વિસ્મય પામીને પ્રશ્ન કર્યો. " તમને કેદખાનાની શિક્ષા કેમ થઇ ? "

" ન્યાયાધીશ સાહેબને સાચી વાત કહી, તે અપરાધથી. "

" તમે શું મારી સાથે મશ્કરીની વાત કરો છો ? "

" ના જી, મશ્કરીની વાત કરતો નથી; કિન્તુ સત્ય કહું છું કે સાચી વાત કહેવાથી મને કેદખાનામાં પૂર્યો છે. જે દિવસથી મજુરોના દલાલની કપટજાળમાં ફસાઇને મજુરોની કુંડીમાં મેં નામ લખાવ્યું, તે દિવસથી મેં મારા સર્વસ્વનો ત્યાગ કરી દીધો છે. " એમ કહીને નિર્વિકારે એક લાંબો નિસાસો નાંખ્યો.

" તમે સાચેસાચું કહી દ્યો કે તમને કેદખાનાની શિક્ષા શા માટે થઇ ? "

" હું એક સાધારણ મજુર હોવાથી ન્યાયાધીશે મારા કહેવા ઉપર વિશ્વાસ રાખ્યો નહિ અને ગોરી ચામડીવાળા ઓવરસીયરનું કહેવું સત્ય માનીને જુઠી ફરિયાદી કરી છે, એમ કહીને ફરિયાદ કરનાર બાઇ મંગળાને ચાર માસની અને જુઠી સાક્ષી આપ્યાનો દોષ આપીને મને ત્રણ માસની કેદની શિક્ષા કરી છે."

નિર્વિકાર અને મંગળાનાં નામ લખી લઇને શિશિરચંદ્રે બહાર આવીને એમના મુકદ્દમાની તપાસ કરવાનું કામ એક વકીલને સોંપી દીધું. તપાસ કરવાને પરિણામે ખરી હકીકત શિશિરચંદ્રના જાણવામાં આવી. તે બ્રાહ્મણને માટે તેના મનમાં બહુ કષ્ટ ઉત્પન્ન થયું. તેણે મજુરોના વહેપારી પાસેથી નિર્વિકાર અને મંગળાની માંગણી કરી. વહેપારીએ ને માંગણી માન્ય રાખીને તેઓની પાસે જે કાંઈ પૈસા લહેણા નીકળતા હતા, તેનો આંકડો શિશિરચંદ્રને મોકલી આપ્યો.

શિશિરચંદ્રે તેના આંકડાના પૈસા ચુકવી આપ્યા. હવેથી નિર્વિકાર તથા મંગળા તેના તાબામાં આવ્યાં. કેદખાનામાંથી તેઓને મુક્ત કરીને શિશિરચંદ્રની પાસે મોકલી આપ્યાં. નિર્વિકાર પાસેથી શિશિરચંદ્રે આદિથી તે અંત સુધી બધો ઇતિહાસ સાંભળી લઇને તેને મજુરીના કામમાંથી મુક્ત કરીને એક ગૃહસ્થ માણસની માફક પોતાની પાસે રાખ્યો, અને મંગળાની માંગણીથી શિશિરચંદ્રે તેના સ્વામીને પણ મી. હૅાગના કબજામાંથી છોડાવીને પોતાના કબજામાં લીધો. મંગળા અને તેના સ્વામી ભીખાને શિશિરચંદ્રના દાસી અને નોકરના કામમાં નીમવામાં આવ્યાં.

જો પ્રયત્ન કરવામાં આવે તો શેરડીના બેટમાંથી અનેક મજુરોને એકત્ર કરી શકાય તેમ છે, એવું નિર્વિકાર પાસેથી સાંભળીને મી. સ્ટુઅર્ટ તથા શિશિરચંદ્રે તેને કરાર-પત્રમાંથી મુક્ત થએલા મજુરોને એકઠાં કરવાનું કામ સોંપ્યું. હવે પછી સ્ટુઅર્ટચંદ્રની કંપનીને હિંદુસ્તાનમાંથી મજુરોને લાવવાની જરૂર રહી નહિ. જે વિભાગમાં જે જે મજુરોના કરાર-પત્રમાં લખવા મુજબ પાંચ વરસની બંધી પૂરી થઈ રહેતી, તે બધા મજુરોનાં દેવાં ચુકવીને નિર્વિકાર તેઓને સ્ટુઅર્ટચંદ્રની કંપનીના વિભાગમાં દાખલ કરી દેતો. ધીમે ધીમે શેરડીના બેટમાં પાંચ વરસની બંધીથી બંધાઇને ગએલા તમામ મજુરો તેઓની પાંચ વરસની બંધી પૂરી થતાં આ કંપનીમાં દાખલ થઇ ગયા. સ્ટુઅર્ટચંદ્રની કંપનીમાં મજુરોને કોઇ

પણ પ્રકારની બંધી કરવામાં આવતી નહિ. મરજી પડે તો રહે અને મરજી પડે તો જાય એવી તેઓને સ્વતંત્રતા આપવામાં આવી હતી. વળી જે મજુરો જેટલું કામ સહેલાઇથી કરી શકે તેટલું જ કામ તેમને સોંપવામાં આવતું હતું. વધારે કામ કરાવીને તેઓને બિલકુલ ત્રાસ આપવામાં આવતો નહિ. શેરડીના બીજા વહેપારીઓ કરતાં મજુરી પણ લગભગ દોઢી-બમણી આપવામાં આવતી હતી. તે ઉપરાંત ખાવા-પીવાની તથા પહેરવા ઓઢવાની દરેક ચીજો વેચવા માટે સ્ટુઅર્ટચંદ્રની કંપની તરફથી એક મોટી દુકાન ખોલવામાં આવી હતી, તે સ્થળેથી મજુરોને દરેક ચીજ સસ્તે ભાવે તથા સારી મળી શકતી હતી. ત્યાં છેતરાવાની કશી બ્હીક ન હતી. વળી જે મજુરોને હિંદુસ્તાનમાં પોતાને ઘેર પાછાં જવાની ઇચ્છા થઇ હોય, તેઓને તે કંપની પોતાને ખર્ચે તેમને ઘેર પહોંચાડતી. કર્મસંજોગે જે મજુરો માંદા પડે, તેઓની સારવાર કરવાને માટે દરેક મજુરના ગામડામાં એકેક હોસ્પિટલ બાંધવામાં આવી હતી અને ત્યાં સારાં સારા દાક્તરોને મોટા પગાર આપીને રાખવામાં આવ્યા હતા. તે બધું ખર્ચ સ્ટુઅર્ટચંદ્રની કંપની પૂરૂં પાડતી હતી. દરેક હોસ્પિટલના દર્દીઓની અઠવાડીઆમાં એક વખત મિ. ચંદ્ર જાતે મુલાકાત લેતો હતો. મિ. ચંદ્રની આવી ઉદારતાથી તથા આવા ધર્માત્માપણાથી લક્ષ્મીદેવી તેનાપર બહુ જ પ્રસન્ન થઇ હતી. શેરડીના આખા બેટમાં સ્ટુઅર્ટચંદ્રની કંપની બધા વહેપારીઓ કરતાં શ્રેષ્ઠ અને પૈસાદાર થઇ પડી. બીજા વહેપારીઓની સરખામણીમાં આ કંપનીની પેદાશ અનેકગણી વધી ગઇ. આ બધાં કામમાં નિર્વિકારની કાર્યદક્ષતા જોઇને મી. સ્ટુઅર્ટ તથા મિ. શિશિરચંદ્ર બહુ રાજી થયા. તેને શેરડીના બધા વિભાગોમાં ફરીને તપાસ રાખવાનું કામ સોંપવામાં આવ્યું. નિર્વિકાર કાર્યકુશળ, વિશ્વાસુ, સચ્ચરિત્ર, અને સુશિક્ષિત હોવાથી જેમ જેમ સુયોગ પ્રાપ્ત થતો ગયો, તેમ તેમ તે પોતાની કાર્ય-દક્ષતાનો પરિચય પોતાના શેઠને કરાવતો ગયો. કેટલાંક વરસ સુધી મજુરનું કામ કર્યાથી તેનું શરીર કામથી હવે બિલકુલ કંટાળતું નહિ. તે કદિ પણ નિશ્ચિંત થઇને બેસતો ન હતો. નિર્વિકારનું કાર્ય જોઇને મી. સ્ટુઅર્ટે કહ્યું: "મિ. ચંદ્ર, નિર્વિકારની કિંમત મારી અને તમારી બન્નેની કિંમત એકત્ર કરીએ તો એક સરખી થાય, એટલી છે."

કેટલાંક વર્ષો પછી શિશિરચંદ્રે નિર્વિકારને એક દિવસ કહ્યું:

"નિર્વિકાર, શું, તમારી મરજી દેશમાં જવાની થતી નથી? તમારે શું ત્યાં કોઇ નથી?"

"જ્યારે હું મજુર થઇને અહીં આવ્યો હતો, ત્યારે મારે બધું હતું, કિન્તુ હવે હું નથી, તેથી મારે પણ કોઇ નથી. છે, તોપણ તેમના સમાચાર લેવાનું કાંઇ પ્રયોજન નથી."

"નથી કેમ?" શિશિરચંદ્રે આશ્ચર્ય પામીને પ્રશ્ન કર્યો.

"જે દિવસે મજુર–ડીપોમાં મારા હાથ, પગ, મ્હોં વગેરે બાંધીને મારા મ્હોંમાં અન્નના ગ્રાસ મુસલમાનના હાથવડે મુકાવીને મારા જાતિ–ધર્મનો નાશ કર્યો, તે દિવસથી હુ નથી. ત્યારપછી શેરડીના ખેટમાં આવીને વિવેક, બુદ્ધિ, વિચાર અને ચિન્તા એ બધાનો નાશ થયો, ત્યારથી હું પણ તેની સાથે મરી ગયો છું. ભગવાનની કૃપાથી આપની નજરે પડવાથી હુ હવે મનુષ્યની ગણતરીમાં આવ્યો છું, પરંતુ તે ફક્ત છાયારૂપ મનુષ્ય છું. આ છાયાના મનુષ્યની સાથે કાયાના મનુષ્યનો કોઈ પ્રકારનો સંબંધ નથી. કરાર–પત્રથી પાંચ વરસ સુધી બંધાઇને આવેલા મજુરોને દાસત્વમાંથી છૂટા કરવા એ જ મારા આ છાયા જીવનનું માત્ર એક લક્ષ્ય–બિંદુ છે. મેં પોતે જે દુઃખ વેઠયું છે, તે ઉપરથી મારા મનમાં ખ્યાલ થાય છે કે બધણીમાં બંધાઇને આવેલા મજુરો કરતાં ઘેર પાળેલાં પશુઓ પણ સુખી હોય છે. આ મજુરોના શેઠ–શેરડીના વહેપારીઓ એઓ શું મનુષ્ય છે?! એઓ પૈસાને માટે મજુરોનાં ગળાં ચૂસીને લોહી પીએ છે! એ મજુરોના લોહીનો એકત્ર થએલો રાક્ષસી પૈસો તેઓને શું સુખી કરવાનો હતો? મારા વર્તમાન શેઠ મી. સ્ટુઅર્ટ તથા મી. શિશિરચંદ્ર એઓની વાત કરતો નથી–એઓ તો મનુષ્ય નહિ, કિન્તુ દેવ છે."

શિશિરચંદ્રે નિર્વિકાર પ્રત્યે પુનઃ પ્રશ્ન કર્યો: "તમે એક વાર ઘેર જઇ આવશો નહિ?"

"ના, ના, માફ કરો; આ મુખ હવે મારાં માતા–પિતા તથા સગાંસંબંધીઓને બતાવવાને હું ઇચ્છતો નથી. અત્યાચારથી ભરેલી મજુરોની જીવનકથની હું હવે કોઇની પાસે વર્ણવવાને ઇચ્છતો નથી. હું તો હવે આ સ્થળે જ રહીને જો ભગવાન સહાય કરે તો મજુરો પ્રત્યે જે અત્યાચાર ગુજારવામાં આવે છે, તે અત્યાચાર બંધ કરાવવાનો પ્રયત્ન કરીશ. એ જ કામમાં મેં મારૂં આ જીવન અર્પણ કર્યું છે!"

"તમે ક્યા ઉપાયોથી એ અત્યાચાર બંધ કરાવશો ?"

"ભગવાને મને આપની પાસે આણ્યો છે, માટે ઉપાય પણ તે જ બતાવશે !"

## પ્રકરણ ૨૧ મું.

### ભેદ પ્રકટ થયો !

પ્રતાપરાય, તેની ગૃહિણી અને શાન્તિદેવી એ બધા આજે મહા ઉદ્વિગ્ન બની ગયાં છે, કારણકે આઠ વાગ્યાને સમયે હેમાંગિની મુરારિને સાથે લઈને સાગર–સ્નાન કરવા ગઈ છે, તે અત્યારે અગીઆર વાગ્યા તોપણ હજુ પાછી આવી નથી ! રાઘવને તેની ખબર કાઢવા માટે સમુદ્રકિનારે મોકલ્યો હતો, તે પાછો આવીને બોલ્યોઃ "તેઓ ત્યાં નથી."

એટલામાં સુમતરાય સ્નાન કરીને પાછો આવ્યો. તે સસરા તથા સાસુને જોઈને અત્યંત વિસ્મય પામ્યો, પરંતુ તે કાંઈ પૂછે, તે પહેલાં તો તેની સાસુ બોલીઃ "બાપુ સુમતરાય, હેમા તથા મુરારિ સવારના આઠ વાગ્યાને સમયે સ્નાન કરવા જઈએ છીએ એમ કહીને સમુદ્રઘાટે ગયા છે, ત્યાંથી હજી પાછાં આવ્યાં નથી."

સુમતરાય બોલ્યોઃ "શું ? સમુદ્રઘાટે તો મેં તેઓ કોઈને જોયાં નહિ ! હું તો સવારનો સમુદ્ર–ઘાટે જ હતો."

"તો પછી તેઓ ક્યાં ગયા હશે ?"

સુમતરાયે ચિંતાતુર વદને ઉત્તર આપ્યો. "હું કશું જાણતો નથી."

રાઘવ એ વખતે બોલી ઉઠ્યોઃ "તેઓ નરેન્દ્ર–પુષ્કરણીમાં સ્નાન કરવા ગયાં છે."

રાઘવની એ વાત સાંભળીને સુમંતરાયે તેને પ્રશ્ન કર્યોઃ "તેં શા ઉપરથી જાણ્યું ?"

રાઘવે ઉત્તર આપ્યોઃ "મેં સવારમાં તેમને ગાડી લાવી આપી હતી, તે ગાડીમાં બેસીને તેઓને તે દિશા તરફ જતાં મેં જોયાં છે."

સુમંતરાય બોલ્યોઃ "નરેન્દ્ર–પુષ્કરણીમાં સ્નાન કરવા જાય તોપણ આટલી બધી વાર કેમ લાગે ?"

હેમાંગિનીની મા બોલીઃ "હું પણ એ જ કહું છું કે આ પરદેશની અંદર અજાણી જગ્યામાં તેઓ એકલાં ગયાં છે. વળી તેઓ

છુજી બન્ને બાળક કહેવાય, તેથી મને બહુ ફીકર થાય છે."

પ્રતાપરાય અત્યારસુધી કશું બોલ્યો ન હતો, તે હવે બોલ્યો: "એટલી બધી ફીકર શામાટે કરે છે? મુરારિને સાથે લઇને ગઈ છે તેથી કશી હરકત નહિ. વળી તે હવે બાળક નથી, તોપણ, આપણે શોધ કરવી ખરી."

એટલું કહીને તે સુમંતરાય પ્રત્યે બોલ્યો: "બાપુ સુમંતરાય, હવે તમે ભીંજાએલાં કપડાં પહેરીને ઊભા ન રહો. એ કપડા કાઢી બીજાં સૂકાં કપડાં પહેરીને જમી લ્યો અને રાઘવ, જા, તું જલ્દી એક ગાડી લઇ આવ."

સુમંતરાયે ઘરની અંદર પ્રવેશ કર્યો. સાથે સાથે તેની સાસુ પણ ઘરમાં ગઇ. રાઘવ ગાડી લેવા ગયો એટલામાં થોડી વારની અંદર એક ગાડી આવીને તેના મકાનની સામે ઊભી રહી. ગાડીનો અવાજ સાંભળીને સુમંતરાયે વસ્ત્ર પહેરતાં પહેરતાં બહાર આવીને જોયું તો તે સવિતાસુંદરીની ગાડી હતી અને તે ગાડીમાં બેસીને હેમાંગિની તથા મુરારિ આવ્યાં. આથી તે આશ્ચર્યથી તે તરફ જોઇ રહ્યો. એટલામાં હેમાંગિની તથા મુરારિ ગાડીમાથી નીચે ઊતર્યાં. કોચમેને પ્રશ્ન કર્યો. "ગાડી પાછી લઇ જાઉં સાહેબ?"

મુરારિએ "હા' કહીને હેમાંગિનીની સાથે ઘરની અંદર પ્રવેશ કર્યો, એટલામાં રાઘવ પણ ગાડી લઇને પાછો આવ્યો. એ જોઇને પ્રતાપરાય બોલ્યો: "ચાલો, ત્યારે આપણે પણ સમુદ્ર–સ્નાન કરી આવીએ. મુરારિ, તેં સ્નાન કયુ છે?"

"ના, જી."

"ત્યારે તુ પણ અમારી સાથે ચાલ." એમ કહીને પ્રતાપરાય, ગૃહિણી તથા પુત્રને સાથે લઇને સાગર–સ્નાન કરવા ગયો.

હેમાંગિની આવીને સુમંતરાયની પાસે ઊભી રહી, ત્યારે સુમંતરાયની ચમક ભાંગી. તે બોલ્યો: "તમને આટલી બધી વાર કેમ લાગી?"

"તમને જ્યારે પ્રાતઃકાળના ચાર વાગ્યાથી તે અગીઆર વાગ્યા સુધી સ્નાન કરતાં વખત લાગે, ત્યારે અમને આટલો વખત લાગ્યો, એ શું કાંઇ વધારે કહેવાય?"

હેમાંગિનીનું એ બોલવું સાંભળીને તે મનમાં શરમાઇ ગયો, પરંતુ તે ભાવ દાબી દઇને બોલ્યો: "હું રોજ સવારમાં સમુદ્રને કિનારે

આમતેમ ફરૂં છું અને પછી કોઇ ઝાડની નીચે બેસીને સમુદ્રનાં ઉછળતાં મોજાં જોયાં કરૂં છું. વળી તે સાથે તાજા વાયુનું પણ સેવન કરાય છે. એટલું કર્યાં પછી સ્નાન કરીને ઘેર આવું છું, તેથી એટલો વિલંબ થાય છે. ”

હેમાંગિનીને સવિતાસુંદરીની ગાડી ક્યાંથી મળી, તે જાણવાને માટે સુમંતરાય અત્યંત આતુર બની ગયો હતો, પરંતુ તે વાત સ્પષ્ટ રીતે પૂછતાં તેને શરમ આવતી હતી. તેણે ગૌણરૂપે પ્રશ્ન કર્યો: “ તમને એ ગાડી ક્યાંથી મળી ? ”

હેમાંગિની જાણે કશું જાણતી ન હોય, તેવો ભાવ પ્રકટ કરીને બોલી: “ કઇ ગાડી ? ”

“ જે ગાડીમાં તમે પાછાં આવ્યાં, તે ગાડી. ”

“ એ ગાડી તો અમે ભાડે કરીને લઇ ગયાં હતાં. ”

“ એ ભાડાની ગાડી ન હતી, પરંતુ કોઇના ઘરની ગાડી હતી. ”

કુટિલ કટાક્ષ વડે સ્વામીની સામે દૃષ્ટિ ફેંકીને હેમાંગિની હાસ્યયુક્ત વદને બોલી: “ હશે. ”

સુમંતરાયે કહ્યું: “ હેમા ! ”

હેમાંગિનીએ ઉત્તર આપ્યો: “ કેમ, શું છે ? ”

હેમાંગિનીના મુખમાં સરલતાયુક્ત હાસ્ય અને આંખોમાં આનંદની જ્યોતિ: જોઇને સુમંતરાય તેને જે કહેવા જતો હતો, તે કહી શકયો નહિ.

હેમાંગિનીએ તેને ચૂપ રહેલો જોઇને તેના બન્ને હાથ પોતાના હાથમાં પકડીને કહ્યું: “ મારાથી છાનું રાખવામાં તમને શું કાંઈ લાભ થાય છે ? ”

સુમંતરાય એકાએક ચમકી જઇને બોલ્યો: “ શું ? ”

“ મનમાં વિચાર કરી જુઓ કે તમે મારાથી કાંઇ છાનું રાખ્યું છે કે નહિ ? ! ”

“ ના, મેં તો તારાથી કશું છાનું—”

“ જુઓ, જુઠું બોલશો નહિ, હું બધુ જાણું છું. ”

સુમંતરાયને ભય ઉત્પન્ન થયો કે શું હેમાંગિની વિમળાની વાત જાણી ગઈ છે ? પરંતુ કેવી રીતે જાણી ? જો તેણે એ વાત ના જાણી હોય તો સવિતાસુંદરીની ગાડી તેને કયાંથી મળે ?

સુમંતરાય એકાએક કશું બોલી શકયો નહિ. તેને ચૂપ રહેલો જોઇને હેમાંગિની બોલી: “ હવે છાનું રાખીને શું કરશો ? હું મારી બેનને જોઇ આવી પણ ખરી. ”

વિહ્વળ કંઠે સુમંતરાય બોલી ઉઠ્યો: " હેમા ! "

હેમાંગિની તેના બન્ને હાથે સુમંતરાયને ગળે બાઝી પડીને તેના મુખ સામે અશ્રુપૂર્ણ નયને જોઈ રહી. પછી તે બોલી: " હું શું માણસ નહિ ? હું શું તમારી સ્ત્રી નહિ ? તમે નિરંતર કશું બોલ્યા વિના કાંઇક વિચાર કર્યા કરો અને ઉદાસ રહ્યા કરો, તે શું હું પાષાણી છું કે તમારી એવી સ્થિતિ જોઇને નિશ્ચિંત રહી શકું ? "

સુમંતરાય શું બોલે ? તેને બોલવાનું હવે કશું રહ્યું ન હતું. તે અપરાધી હતો. વિમળાની પાસે અપરાધી હતો અને હેમાંગિનીની પાસે પણ અપરાધી હતો. વિમળાની પાસે તે જે અપરાધી હતો તેમાં તેનો દોષ આના કરતાં ઓછો હતો. પરંતુ હેમાંગિનીને તો તેણે ઇચ્છાપૂર્વક વિમળાના કહેવાથી તદ્દન છેતરી જ હતી. વિમળાની વાત હેમાંગિનીના જાણવામાં આવી, પરંતુ તેથી તે ગુસ્સે નહિ થતાં પોતે ખાસ શૉક્યને મળવા માટે ગઇ હતી. તે સ્વામી થઇને તેનું જે દુઃખ જાણી શક્યો નહિ, તે દુઃખ હેમાંગિની તેની શૉક્ય થઇને જાણી શકી ! ભાગ્યવાન પુરૂષને જ આવી બન્ને સ્ત્રીઓ મળી શકે છે. બીજાના નસીબમાં આવી સ્ત્રીઓ હોય નહિ. હેમાંગિની તેના સ્વામીના હૃદયમાં મુખ સંતાડીને બોલી: " હું મારી બ્હેનને લેવાને ગઇ હતી, કિન્તુ તેમણે કાલે આવવાનું કહ્યું છે. તમે આજ જ્યારે ત્યાં જાઓ, ત્યારે તેમને તમારી સાથે લેતા આવજો. "

અશ્રુપૂર્ણ નયને અને ગદ્‌ગદ્ કંઠે સુમંતરાય બોલ્યો: " હેમા, તું માનવી નહિ, પણ દેવી છે ! "

" હું દેવી નહિ પણ મારી બ્હેન દેવી છે. મારે એક શૉક્ય છે, એવું જાણવામાં આવતાં મારા મનમાં કષ્ટ ઉત્પન્ન થાય, એટલા માટે આ જન્મમાં સ્વામી–સુખથી સદાને માટે વંચિત રહેવાની જેમણે ઇચ્છા કરી, તે દેવી નહિ, તો બીજું શું ? "

હેમા હવે વધારે કશું બોલી શકી નહિ. તે સ્વામીના વક્ષમાં મુખ રાખીને રડવા લાગી.

સુમંતરાય હેમાંગિનીનાં આંસુ લૂછતો લૂછતો બોલ્યો: " હેમા, હેમા, તમે બન્ને દેવીઓ છો ! મારા જેવો આ જગત્‌માં કોઇ ભાગ્યવાન નહિ હોય, કે જેના ઘરમાં તમારા જેવી દેવીઓ વિરાજમાન થઇ રહી છે ! "

---

# પ્રકરણ ૨૨ મું.

## હરિમતી.

રામનારાયણ કેટલાંક વર્ષો પછી ઘટનાચક્રના યોગે ફરીથી પાછો આપણા પૂર્વપરિચિત નફ્ટલાલની ભેગો થયો. વિધાત્રીચક્રના યોગે નફ્ટલાલ હવે પરણ્યો હતો. શેરડીના બેટમાં મજુરીનું કામ કરતી એક કન્યા કે જેનો પિતા મુકાદમ–ઉપરીઓના મારથી મરણ પામ્યો હતો અને જેની માતા ભૂખની પીડાથી પથારીને શરણ થઇ હતી, તેની દસ વરસની કન્યા હરિમતીની સાથે નફ્ટલાલે લગ્ન કર્યું હતું. અત્યારે હરિમતીની ઉંમર લગભગ ઓગણીસ–વીસ વર્ષની થવા આવી હતી. તે અત્યારે સંપૂર્ણ યુવાન હતી, પરંતુ નફ્ટલાલ અત્યારે વૃદ્ધ અને રોગથી ઘેરાઇ ગએલો હતો. તે હવે બિલકુલ કામ કરી શકતો નહિ. હરિમતી મજુરી કરીને માંડ માંડ તેનું પૂરૂં કરતી હતી. રામનારાયણના ઘરની પાસે જ નફ્ટલાલને રહેવાનું ઘર મળ્યુ હતું. હરિમતી સવારમાં વહેલી ઉઠીને ખેતરમાં કામ કરવા જતી હતી અને નફ્ટલાલ મહા મુસીબતે રાંધવાનું કામ કરતો હતો. તે વહાણમાં પણ રાંધવાનું જ કામ કરતો હતો અને શેરડીના બેટમાં આવ્યા પછી પણ કેટલાક દિવસ સુધી તે રસોઇયાનું જ કામ કરતો હતો. તેથી હવે તે રાંધવામાં સૈરંધ્રી સમાન બની ગયો હતો. રામનારાયણે નફ્ટલાલના રાંધેલા ભોજનના લોભથી કહો કે નફ્ટલાલની સ્ત્રી હરિમતીના લોભથી કહો પણ નફ્ટલાલની સાથે ખાવા–પીવાનો બંદોબસ્ત કર્યો. થોડા દિવસની અંદર નફ્ટલાલ પથારીને શરણ થયો એટલે ખેતરમાંથી આવીને રામનારાયણ તથા હરિમતી બન્ને મળીને રાંધવાનું કામ કરવા લાગ્યાં. નફ્ટલાલ કોઇ દિવસ ખાઇ શકતો અને કોઇ દિવસ ખાઇ શકતો પણ નહિ. ધીમે ધીમે તેનો રોગ વધવા લાગ્યો એટલે રામનારાયણે તેને હોસ્પિટલમાં જવાનું કહ્યું, પરંતુ નફ્ટલાલે તેની જુવાન સ્ત્રીને એકલી મૂકીને હોસ્પિટલમાં જવાની કોઇ પણ પ્રકારે હા કહી નહિ. થોડા દિવસમાં તો નફ્ટલાલની પીડા બહુ વધી ગઇ એટલે એક મુકાદમ–ઉપરી આવીને તેને પરાણે હોસ્પિટલમાં લઇ ગયો.

બીજે દિવસે ખેતરથી આવીને રાંધતાં રાંધતાં હરિમતીએ રામના-

રાયણને કહ્યું: " મુકાદમ પાસેથી આજે મેં સાંભળ્યું છે કે આજ રાત્રે ઉપરી સરદારે મને બોલાવી છે."

"ત્યારે હવે શું કરશો ? જશો કે નહિ ? "

" ના, હું જવાની નથી. "

" તો પછી શું કરશો ?"

" જે થવાનુ હશે, તે થશે; નહિ તો મંગળાની માફક તો થશે ? "

" મંગળાની વાત તમને યાદ છે ? "

" હા, સારી રીતે યાદ છે, તે વખતે હું કાંઇ તદ્દન બાળક ન હતી. "

" ત્યારે તમારે માથે જે કરે, તે બધું તમે સહન કરી શકશો ? "

બહુ વાર સુધી વિચાર કરીને હરિમતી બોલી: " ના, મારાથી એવું બધું તો સહન થઈ શકે નહિ ! "

રામનારાયણે કહ્યું: " ચાલો ત્યારે ન્હાસી જઈએ. "

" ન્હાસીને કયાં જઇશું ? "

" સ્ટુઅર્ટચંદ્રની કંપનીના વિભાગમાં. મારે બંધણી નથી, તેમ તમારે પણ બંધણી નથી. કેટલાક પૈસાનું દેવું મારે માથે છે, એટલે નિરૂપાય છું અને તેથી આ અત્યાચાર સહન કરૂં છું, નહિતો આજ કેટલાયે દિવસથી હુ સ્ટુઅર્ટચંદ્રની કંપનીના વિભાગમાં જઇને બેઠો હોઉ."

" દેણાના પૈસા કેવી રીતે વાળી શકાય ? આ લોકોની પાસેથી એક વાર કાંઈ ઉધાર લીધુ, તો તે પાછું વાળી જ શકાતું નથી. કોણ જાણે કેવોએ હિસાબ રાખે છે. મેં એક વાર જ્યારે એમને મંદવાડ બહુ વધી ગયો હતો, ત્યારે ફકત દસ રૂપીઆ ઉધાર લીધેલા, ત્યારપછી આજ ત્રણ વરસ સુધી દરેક અઠવાડીએ જ્યારે પગાર થાય ત્યારે મારા પગારની જે રકમ આવે, તેમાંથી ચોથા ભાગની રકમ હું દેવા પેટે જમે કરાવું છું, તોપણ હજુ મારી પાસે તેના પંદર-વીસ રૂપીઆ લ્હેણા હોવાનું તે ગયે વખતે કહેતો હતો."

" જ્યાંસુધી તમે જીવતાં રહેશો, ત્યાંસુધી એ દેવું તમે વાળી શકશો નહિ, હું પણ દેવામાંથી છૂટું તેમ નથી."

કેટલીક વાર પછી હરિમતી બોલી: " તો પછી હવે શું કરવું છે, બોલો ? "

" ન્હાસી ગયા વિના બીજો કશો ઉપાય નથી. "

રામનારાયણ સ્ટુઅર્ટચંદ્રની વાત જાણતો હતો. શેરડીના

એટના બધાં મજુરો જાણતાં હતાં અને બંધણી પૂરી થતી કે તુરત જ સ્ટુઅર્ટચંદ્રની કંપનીનો આશ્રય લેતાં હતાં. રામનારાયણ પણ એક વાર ત્યાં ગયો હતો, પરંતુ ઓળખાઇ જવાની બ્હીકે તે ન્હાસી આવ્યો હતો. અત્યારે હરિમતીની વિપત્તિ જોઇને તે વિચાર કરવા લાગ્યો કેઃ "શિશિરચંદ્ર મને કદિ પણ ઓળખી શકશે નહિ અને કદાચ ઓળખી કાઢશે, તોપણ શી હરકત છે ? હું પાછો ચાલ્યો આવીશ કિન્તુ હરિમતી તો બચી જશે !"

હરિમતી એ વખતે ભાતનું વાસણ ચૂલાપરથી નીચે ઉતારતી ઉતારતી બોલીઃ "ત્યારે હવે આપણે કેવી રીતે જઇશું ?"

રામનારાયણ બોલ્યોઃ "તેની વ્યવસ્થા હું કરૂં છું, તમે ભાત ટોપલીમાં કાઢીને ઓસામણ નીચે ઝરી જવાદો, ત્યારપછી એક કપડામાં ભાતને બાંધીને ચાલો રસ્તે પડીએ. ભાત રસ્તામાં ચાલતાં ચાલતાં ખાઇશું. સ્ટુઅર્ટચંદ્રનો વિભાગ અહીંથી લગભગ બાર કોસ દૂર છે. રાત્રે ને રાત્રે ત્યાં પહોંચી જવું જોઇએ."

એક ક્ષણ વારની અંદર હરિમતીએ કપડાંમાં ભાત બાંધીને રામનારાયણને આપ્યો અને પોતે એક જળનું વાસણ ભરી લઇને બહાર નીકળી. હરિમતીએ જળથી ભરેલું માટીનુ વાસણ માથે લીધું અને રામનારાયણ ભાતની પોટલી હાથમાં લઇને તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ચોકી–પહેરાવાળા, મજુરો રાંધવા અને ખાવાના કામમાં પડેલા છે એમ ધારીને બેદરકાર રહ્યા. ત્રણ ટીનની થાળીઓ, બે માટીનાં વાસણ, એક ફાટી તૂટી ગોદડી, બે ફાટેલી કામળી અને એક ચટાઇ એટલી વસ્તુઓ તેની માયા–મિલ્કતમાં હતી, તેમાં ચટાઇ તો રામનારાયણની હતી. રામનારાયણ નિત્ય તે ચટાઈ ઉપર સૂતો અને એક ફાટેલો કામળો ઓઢતો. જેલખાનાના કેદીઓને પણ બે કામળા મળે છે, પરતુ આ કમનસીબ મજુર એક કામળો પણ પૈસા ખરચીને ખરીદી શક્યો ન હતો. એ બધી માલ–મિલ્કતનો ત્યાગ કરીને ગામની પાછળ થઇને તે બન્ને જણા સ્ટુઅર્ટચંદ્રની કંપનીના વિભાગ તરફ એકદમ ઉતાવળે પગલે ચાલવા લાગ્યાં.

બે કલાક પછી બધા મજુરો વાળુ કરીને સૂઇ ગયાં એટલે મુકાદમે આવીને હરિમતીના ઘરને બારણે હાથ દીધો, તો બારણું ખુલ્લું હતું. તે સહેજ ધીમે અવાજે "હરિ, હરિ" કહીને બોલાવવા લાગ્યો, પરતુ કોઇએ જવાબ આપ્યો નહિ. તેથી તે અંધકારમાં ઘરમાં પ્રવેશ કરીને પગવડે

સ્થળનો નિર્ણય કરતો કરતો ધીમે ધીમે આગળ ચાલવા લાગ્યો. એક ખાલી હાંલ્લી તેના પગ સાથે અફળાવાથી ભાંગી ગઇ. હજી પણ આગળ ચાલતાં તેના પગને ગોદડીનો સ્પર્શ થયો; એટલે તે " હરિ, હરિ" એમ બોલતો બોલતો ગોદડી ઉપર આવ્યો, પરંતુ ગોદડી ખાલી હતી. તેમાં હરિમતી સુતી ન હતી. પછી તે ગોદડીની ચારે તરફ પગ મૂકીને તપાસ કરતો હતો, એવામાં એકાએક તેનો પગ ચૂલામાં પડ્યો. ચૂલામાંનો દેવતા હજુ હોલવાઇ ગયો ન હતો. તે પગમાં દાઝવાથી એકદમ ઘરની બહાર નીકળવા જતો હતો, એવામાં દીવાલની સાથે તેનું માથું જોરથી અફળાવાથી તે ચૂલા ઉપર પડ્યો. આથી તે હરિમતી ઉપર બહુ જ ગુસ્સે થઇ ગયો. તે ધીમે ધીમે ઘરની બહાર નીકળીને તેને ઘેરથી બત્તી લાવીને જુએ છે, તો ઘરમાં કોઇ નથી ! માળામાંથી પક્ષી ઉડી ગયું છે ! તોપણ તેને વિશ્વાસ આવ્યો નહિ. તેણે મનમાં ધાર્યું કે તે કદાચ બહાર કાંઇ કામ સારૂ ગઇ હશે. ત્યાંથી હમણાં પાછી આવશે, એમ ધારીને તે તેની રાહ જોવા લાગ્યો. આ તરફ સરદાર સાહેબ બહુ વિલંબ થએલો જોઇને અત્યંત ઉદ્વિગ્ન ચિત્તે હરિમતીને ઘેર આવ્યો. તેણે મુકાદમને તે જગ્યાએ એકલો બેઠેલો જોઇને પ્રશ્ન કર્યો: " આટલી બધી વાર કેમ લાગી ? તે ક્યાં ગઇ છે ? "

" તેને નહિ દેખવાથી હું બત્તી લઇ આવ્યો પરતુ તે તો ઘરમાં છે નહિ. "

" ક્યાં ગઇ છે ? "

" મેં ધાર્યું હતું કે તે બહાર ગઈ હશે, પરંતુ અર્ધા કલાકથી હું અહીં બેઠો છું, તોપણ તે હજી આવી નહિ. "

" ન્હાસી તો નહિ ગઇ હોય ? "

" કોણ જાણે, ખબર નથી. "

" તપાસ કરો, તપાસ કરો, બીજા મુકાદમોને પણ બોલાવીને મજુરોની ગણત્રી કરો. "

તે મધ્ય રાત્રિએ મજુરોના અડ્ડામાં ભારે ગરબડ મચી રહી. મુકાદમ લોકો હાથમાં બત્તી લઇને દરેક છાપરાના દરેક ખંડમાં મજુરોની ગણત્રી કરવા લાગ્યા. થોડી વારની અંદર માત્ર રામનારાયણ અને હરિમતી સિવાય બીજા બધા મજુરો હાજર છે એમ તેઓના જાણવામાં આવ્યું. મુકાદમે સરદારને કહ્યું કે: " રામનારાયણ તથા હરિમતી એક સાથે એક જ ખેતરમાં કામ કરતાં હતાં અને રાંધવા તથા ખાવાનું કામ પણ ભેગું જ કરતાં હતાં. "

એ સાંભળીને સરદાર બોલ્યો: "હાં, ત્યારે તો એ બદમાશ તેને લઇને ક્યાંક ન્હાસી ગયો. તમે બે જણા મુકાદમ અને બે ચોકીદારો હાથમાં બત્તી લઇને તેમની પાછળ પડો. તેઓ સ્ટુઅર્ટચંદ્રની કંપનીના વિભાગ તરફ ચાલ્યાં જતાં હશે, તેઓ ત્યાં પહોંચે તે પહેલાં તેમને પકડી પાડો."

મુકાદમ તથા ચોકીદારો તુરત જ હાથમાં બત્તી લઇને ઉતાવળે પગલે સ્ટુઅર્ટચંદ્રની કંપનીના વિભાગ તરફ દોડવા લાગ્યા. પરંતુ રામનારાયણ તથા હરિમતી એ ત્રણ કલાકની અંદર લગભગ પાંચ ગાઉ રસ્તો પસાર કરી ગયાં હતાં, તેથી ગમે તેટલા ઉતાવળા ચાલે તોપણ તેઓ તેમને પકડી શકે તેમ ન હતું.

રામનારાયણ તથા હરિમતી પ્રથમ બહુ જ ઉતાવળાં ચાલ્યાં હતાં, પરંતુ પાછળથી હરિમતી થાકી જવાથી તેઓ ધીમે ધીમે ચાલવા લાગ્યાં, તેથી રાત્રિની અંદર તેઓ ધારેલે સ્થળે પહોંચી શક્યાં નહિ. જે જગ્યાએ પ્રભાત થયું, તે જગ્યાથી સ્ટુઅર્ટચંદ્રની કંપનીનો વિભાગ લગભગ બે ગાઉ દૂર હતો. પ્રભાત થવાથી તેઓ રસ્તો છોડીને શેરડીના ખેતરમાં દાખલ થઇને ધીમે ધીમે ધારેલા સ્થળ તરફ ચાલવા લાગ્યાં. સીમાડાથી લગભગ અર્ધો ગાઉ દૂર રહ્યાં એટલામાં બપોર થઈ ગયા. તેઓ હવે આગળ નહિ ચાલતાં શેરડીના ખેતરમાં આખો દિવસ સંતાઇ રહ્યાં અને સંધ્યાસમય પછી ખેતરમાંથી બહાર નીકળીને સ્ટુઅર્ટચંદ્રની કંપનીના વિભાગમાં દાખલ થયાં.

તેઓની પાછળ આવનારા ચોકીદારો તથા મુકાદમો રામનારાયણ તથા હરિમતીનો કશો પત્તો નહિ લાગવાથી પ્રભાત થતાં પાછા ફર્યા.

## પ્રકરણ ૨૩ મું.

### મૃત્યુલોકની બે સતીઓ.

સુમંતરાય આજે વિમળાને પોતાને ઘેર લઈ આવવાનો હતો. હેમાંગિનીએ પણ તેમ કરવાનો તેને બહુ આગ્રહ કર્યો હતો, પરંતુ વિમળા આવવાની હા કહેશે નહિ તો? તે શું તેનું વચન પાળશે? જોકે વિમળા તેની સ્ત્રી ખરી, પરંતુ તેના પર તેનો કશો દાવો ન કહેવાય. સુમંતરાય મનમાં વિચાર કરવા લાગ્યો કે: "વિમળાએ તેની વાત

હેમાની પાસે પ્રકટ કરવાની ના કહી હતી, છતાં હેમા તે વાત જાણી ગઇ છે. વિમળા મનમાં એમ ધારશે કે મેં જ તેને વાત કરી છે ! પરંતુ હેમા કેવી રીતે આ વાત જાણી શકી હશે? વળી મારા સસરા પણ મારી સાસુને લઇને એકાએક અહીં કેમ આવ્યા હશે? શું હેમાંગિનીએ તેમને પત્ર લખીને અહીં બોલાવ્યા હશે ?"

સુમંતરાય જ્યારે મનમાં આવા પ્રકારના વિચારો કરતો હતો, ત્યારે હેમાંગિનીએ તેની માને વિમળાની વાત કરીને કહ્યું: "થોડા દિવસ પહેલાં તમારો પત્ર આવ્યો હતો, તેમાં મોટો ભાઇ માંદો છે, એમ લખ્યું હતુ, છતાં તમે શા માટે તેને મૂકીને અહીં ચાલ્યાં આવ્યાં ?"

"પુત્રી ! તને મળવા માટે મારૂં મન ઘણા દિવસથી ઝંખ્યા કરતું હતું, તેથી મનમાં વિચાર થયો કે ચાલો હેમાને એક વાર મળી આવું. આમ વિચાર થતાં તારા પિતાને સાથે લઇને તને ખાસ મળવા માટે આવી છું. તું જાણે છે ની, કે જ્યારે દીકરીને મળવાની ઇચ્છા માને થાય, ત્યારે તેને કયાંય ચેન પડે નહિ."

"દીકરીને માટે આવી ફોકટ ચિન્તા કરીને શું કરશો બા ? મારા ભાગ્યમાં શોકયની સાથે ઘર કરવું ભગવાને લખેલુ છે, તે કરવું પડશે. તોપણ શોકય સગી બ્હેનના જેવી પ્રેમાળ મળી છે, એટલું મારૂં સદ્ભાગ્ય. હું ધારૂં છું કે મારી શોકયની સાથે મારે કદિ ઝગડો થશે નહિ."

"હા, સાંભળ્યુ છે કે તે બહુ સારા સ્વભાવની છે, તને દુઃખ ઉત્પન્ન થાય એટલા માટે તો તેણે સુમંતરાયને તારી પાસે તેની વાત પ્રકટ નહિ કરવાનો આગ્રહ કર્યો હતો !"

"હા, હું પણ એ વાત સાંભળીને તેને જોવા માટે ગઇ હતી. પ્રથમ તો મારા મનમાં તેની પ્રત્યે બહુ ગુસ્સો ઉત્પન્ન થયો હતો અને તેથી તેની સાથે ઝગડો કરવા માટે ગઇ હતી, પરંતુ બા, તેનું પવિત્ર મુખ જોઇને મારી આંખોમાં આંસુ આવી ગયાં હતાં. અહો ! તે બિચારી બાલ્યાવસ્થાથી દુઃખી છે."

ઉદાસ ભાવે તેની માં બોલી: "સારી હોય તો સારૂં, પુત્રી !"

"મેં તેને આજે જ ઘેર બોલાવી લાવવાનું તેમને કહ્યું છે."

"સારૂં કર્યું, બેટા !"

એટલામાં પિતાને આવતો જોઇને હેમાંગિની તેની મા પાસેથી ઉઠી ગઇ. ગૃહિણી પાસેથી પ્રતાપરાયે બધી વાત સાંભળીને કહ્યું: "તો

પછી આપણને અહીં રહેવાની હવે જરૂર શી છે ? ચાલો, આપણે આજે જ જઇએ. એઓને ઓળખાણ પિછાણ થઈ ગઇ છે, એઓનો ઘર–સંસાર રાજી ખુશીથી તથા સંપ સલાહથી ચાલે એવું લાગે છે. તેથી હવે આપણને અહીં રહેવાની જરૂર નથી, કારણકે આપણે અહીં રહીશું તો તેઓને અનેક પ્રકારની અડચણ નડશે. "

ગૃહિણીએ તે વાતનો સ્વીકાર કર્યો, કારણકે પુત્રને વહુની સંભાળ નીચે માંદો મૂકીને તેઓ આવ્યાં હતાં.

સુમંતરાય વિમળા પાસે જવા માટે બહાર જતો હતો, પરંતુ પ્રતાપરાયે તેને બોલાવીને કહ્યું, "બાપુ સુમંતરાય, અમે આજે સુરત પાછાં જવાનાં છીએ, તમે ત્રણ વાગ્યાની ગાડીમાં અમને સ્ટેશને આવીને બેસાડી જાઓ. ગાડી લેવાને મેં રાઘવને મોકલ્યો છે. "

સુમંતરાયે વિસ્મય પામીને પ્રશ્ન કર્યો: " આજે જ જવું છે ? "

" હા બાપુ, તમને મળવાને અમારૂં મન બહુ વ્યગ્ર બની ગયું હતું, તેથી એકાએક અમે ચાલ્યાં આવ્યાં હતાં. વળી નરેન્દ્રનું શરીર હાલમાં સારૂં રહેતું નથી. તેને વહુની સારવાર નીચે મૂકીને આવ્યાં છીએ, તેથી રોકાઇ શકીએ એમ નથી. "

માતા–પિતા આજે જ પાછાં ઘેર જાય છે એ સાંભળીને મુરારિએ પણ તેમની સાથે ઘેર જવાની હઠ લીધી. સુમંતરાયે તેને ઘણો સમજાવ્યો, હેમાંગિનીએ પણ ના કહી, માએ પણ અનેક શિખામણો આપી અને પિતાએ તિરસ્કાર પણ કર્યો, પરંતુ મુરારિ કોઇ પણ પ્રકારે રહેવાને સંમત થયો નહિ. તેથી નિરૂપાયે પ્રતાપરાય મુરારિને પણ સાથે લઇ ગયો. સુમંતરાયે તેઓની સાથે સ્ટેશને જઇને તેમને ગાડીમાં બેસાડી દીધાં અને ગાડી ઉપડ્યા પછી સ્ટેશનની બહાર નીકળીને સવિતાસુંદરીના મકાન તરફ જવા માટે ડાબી બાજુનો રસ્તો છોડીને જમણી બાજુને રસ્તે તે ચાલવા જતો હતો એવામાં એકાએક ચક્કર આવવાથી તેનું માથું ભમવા લાગ્યું અને આંખે અંધારાં આવવાં લાગ્યાં, તેથી તે ઊભો નહિ રહી શકવાથી મુર્ચ્છિત થઇને રસ્તામાં પડી ગયો. એકાએક તેને રસ્તા ઉપર એવી રીતે પડી જતો જોઇને રસ્તે જતાં આવતાં લોકો ત્યાં ભેગાં થઈ ગયાં અને બે સારા માણસોએ તેને ઉંચકી લઇને રસ્તાની એક બાજુએ ઘાસ ઉપર સુવાડ્યો. બે જણા પાણી લાવવા દોડ્યા અને એક જણ ઝાડનું મોટું પાંદડું તોડી લાવીને તેને પવન નાંખવા લાગ્યો.

સુમંતરાય તેનાં સાસુસસરાની સાથે જે ગાડીમાં બેસીને સ્ટેશને ગયો હતો, તે જ ગાડી તે વખતે પ્રભુકૃપાથી સ્ટેશનેથી પાછી આવતી હતી. કોચમેન સુમંતરાયને જોઇને ઓળખી ગયો અને ગાડી ઊભી રાખીને બોલ્યો: "શેઠનું ઘર મેં જોયું છે."

"બહુ સારૂં ત્યારે, આ ગાડીની અંદર બેસાડીને તેને ઘેર મોકલી આપીએ." એમ કહીને બધાએ તેને ઉંચકીને ગાડીમાં બેસાડયો. બે દયાળુ મનુષ્યો તેની જોડે ગાડીમાં ચડી જઇને તેને પકડી રાખીને બેઠા.

અચેતન અવસ્થામાં સુમંતરાયને ગાડીમાંથી ઉતારીને ઘરમાં લઇ જઇને પથારીમાં સુવાડયો. સુમંતરાયની આવી સ્થિતિ જોઈને હેમાંગિનીના માથા ઉપર આકાશ તૂટી પડયું ! તે વિચાર કરવા લાગી કે: "પિતા તથા માતા અત્યારે હાજર હોત તો સારૂં થાત. હરીલો મુરારિ પણ આ વિપત્તિને વખતે ચાલ્યો ગયો. નસીબમાં શું લખ્યું છે, તે ભગવાન જાણે."

શાન્તિદેવી સુમંતરાયના માથા તથા મુખ ઉપર પાણી છાંટીને પંખાવડે પવન નાંખવા લાગી. હેમાંગિનીને આશ્વાસન આપીને તે બોલી: "ભય પામવાનું કશું કારણ નથી બહેન ! અશક્તિને લીધે આમ થયું હશે. તું દાકતર સાહેબને બોલાવવા માટે રાઘવને મોકલ."

હેમાંગિનીએ રાઘવને દાકતર સાહેબને બોલાવી લાવવાનું કહ્યું; ત્યારે તે બોલ્યો: "હું દાકતર સાહેબને ઘેર જઇ શકીશ નહિ, કારણકે સાહેબને ઘેર મોટા મોટા બે કુતરા છે, તે જે જાય તેની સામે ઘુરકીને દોડે છે."

હેમાંગિનીએ વિમળાને પત્ર લખીને રાઘવને તે આપવા માટે સવિતાસુંદરીને ઘેર મોકલ્યો.

"બહેન, સત્યાનાશ વળી ગયું છે. મારાં માતા–પિતાને ગાડીમાં બેસાડીને ત્યાંથી પાછાં આવતી વખતે તે રસ્તામાં બેશુદ્ધ થઇને પડી ગયા હતા. રસ્તાના લોકો ગાડી કરીને તેને ઘેર લાવ્યા છે. દાકતરને બોલાવવા મારી પાસે કોઇ માણસ નથી. હું એકલી છું. તમે જલ્દી આવો."

"લિ. હેમાંગિની."

પત્ર વાંચતાં જ વિમળાના મસ્તકમાં વજ્રનો ઘા વાગ્યો. તે સવિતાસુંદરીને પત્ર આપી, દાકતરની વ્યવસ્થા કરવાનું કહીને તુરત જ ગાડી બોલાવીને રાઘવની સાથે સ્વામીને ઘેર ગઈ. વિમળાને જોઇને હેમાંગિની એકદમ દોડી આવીને બે હાથે તેને વળગી પડી અને "હવે

શું થશે બ્હેન ?" એમ બોલીને રડી પડી. તેને રડતી જોઇને વિમળાને પણ રડવું આવ્યું, પરંતુ તે અનેક કષ્ટે આત્મસંવરણ કરીને હેમાંગિનીના જોવામાં ન આવે તેમ પોતાની આંખોમાંથી અશ્રુ-બિંદુઓ લૂછી નાંખીને બોલી: "ગભરાશો નહિ બ્હેન, દાકતરને બોલાવી લાવવાનું કહીને આવી છું. શરીર છે, તે સાજુ-માંદુ પણ થાય, તેમાં ભય રાખવાનું કશું કારણ નથી, એકાદ દિવસમાં સારૂં થઇ જશે." એમ કહીને વિમળા હેમાંગિનીને લઇને સ્વામીની પથારીની પાસે બેઠી. થોડી વારની અંદર દાકતરને લઇને સવિતાસુંદરીનો મ્હેતો ત્યાં આવી પહોંચ્યો દાકતરે દર્દીના દર્દની પરીક્ષા કરીને કહ્યું: "આ તો એપોપ્લેક્સિ-ભયંકર સાંઘાતિક આક્રમણ છે. આ રોગમાં હું કોઇ પણ પ્રકારની આશા આપી શકતો નથી, તોપણ બનતો પ્રયત્ન કરીશ ખરો."

અંગ્રેજીમાં સવિતાસુંદરીના મ્હેતાને એ પ્રમાણે કહીને દાકતર સાહેબે કાગળ તથા કલમ માગી. શાન્તિદેવીએ કાગળ તથા કલમ લાવીને આપ્યાં એટલે દાકતર ઔષધ લખી આપીને જોવા આવવાની ફી લઇને વિદાય થયો. જતી વખતે તે કહી ગયો કે: "સંધ્યાસમય પછી હું પાછો દર્દીને જોવા આવીશ અને હોસ્પિટલમાંથી એક અનુભવી નર્સને મોકલી આપીશ."

કૃત્રિમ ઉપાયવડે સુમંતરાયને ઔષધ ખવરાવવા માંડયું, પરંતુ તેની તબિયતમાં કશો ફેરફાર થયો નહિ. સંધ્યાસમય પછી સવિતાસુંદરી તેને જોવા આવી, દાકતર સાહેબ પણ આવ્યા, પરંતુ દર્દીની તબિયતમાં કોઇ પણ પ્રકારનો ફેરફાર થએલો તેમના જોવામાં આવ્યો નહિ. દાકતર સાહેબે ઓસડ બદલીને બીજું આપ્યું અને સવિતાસુંદરીના મ્હેતાને બોલાવીને કહ્યું. "દર્દીના જીવનની કોઇ પણ પ્રકારે આશા નથી."

દાકતર સાહેબને રાત્રે ત્યાં હાજર રહેવા માટે ઘણો આગ્રહ કરવામાં આવ્યો પરંતુ તે બોલ્યા: "નકામો પૈસાનો વ્યય કરીને મને અહીં રાખવાનું કાંઇ પ્રયોજન નથી. હું અહીં રહીશ, તોપણ કશું ફળ આવવાનું નથી. રાતમાં દર્દીની તબિયતમાં કશો ફેરફાર થવાનો નથી. વળી સવારમાં હું પાછો આવીશ; તેમ છતાં જો રાત્રે તબિયતમાં કોઇ પણ પ્રકારનો ફેરફાર થએલો જોવામાં આવે, તો મને સમાચાર કહેવરાવશો એટલે હું તુરત આવીશ."

દાક્તરનું કહેવું ખરૂં હતું. રાત્રિની અંદર સુમંતરાયની પ્રકૃતિમાં

કશો ફેરફાર થયો નહિ. બીજે દિવસે સવારમાં ફરીથી દાક્તરે આવીને ઔષધમાં ફેરફાર કરી આપ્યો. દર્દીની અવસ્થા હજી તેવી ને તેવી જ રહી હતી. અનુભવી નર્સ હાજર રહેવા છતાં વિમળા અને હેમાંગિની આખી રાત્રિ દર્દીની પથારીની પાસે જ બેસી રહી. બીજે દિવસે પ્રાતઃકાળમાં સવિતાસુંદરી આવીને હેમાંગિની તથા વિમળાને પરાણે ઉઠાડીને પોતે પથારી પાસે બેઠી. શાન્તિદેવી તેમને સ્નાન કરાવીને કાંઇક ખવરાવવાનો પ્રયત્ન કરવા લાગી, પરંતુ બેમાંથી કોઇએ કશું મોઢામાં ઘાલ્યું નહિ. ફરીથી બન્ને જણીઓને આવીને પથારી પાસે બેઠેલી જોઇને સવિતાસુંદરી બોલી: " વિમળા બહેન ! તમારા બેમાંથી એક જણ થોડી વાર ઉંઘ લ્યો, બન્ને જણીઓને એક સાથે પથારી પાસે રહીને ઉજાગરા કરવાની જરૂર નથી; એમ કરવાથી બન્ને જણીઓ એક સાથે થાકી જશો. "

વિમળાએ હેમાંગિનીને ઉંઘ લેવાનું કહ્યું, પરંતુ હેમાંગિની બોલી: " મારે ઉંઘ લેવી નથી, અને મને ઉંઘ આવશે પણ નહિ. "

એમ કહીને તેણે વિમળાને ઉંઘ લેવાનો આગ્રહ કર્યો. એકાએક સવિતાસુંદરીને યાદ આવ્યું કે ઘણું કરીને હેમાંગિનીનાં માતા-પિતાને આ સમાચાર મોકલ્યા નથી. તેણે હેમાંગિનીને પૂછી જોયું, ત્યારે હેમાંગિની બોલી: " ના, તેમને સમાચાર મોકલ્યા નથી. હું તદ્દન ભૂલી જ ગઈ છું. તેઓ હજી ગઈ કાલે ત્રણ વાગ્યાની ગાડીમાં રવાના થયાં છે, તેથી ઘેર તો પહોંચ્યાં નહિ હોય, રસ્તામાં હશે; તો કયે સ્થળે તેમને સમાચાર મોકલવા ? "

સવિતાસુંદરી બોલી: " ગઇ કાલે ત્રણ વાગ્યાની ગાડીમાં તેઓ રવાના થયાં છે, તો અત્યારે તેઓ ઘણું કરીને મુંબઇની આ બાજુએ મુસાફરી કરતાં હશે. આપણે અહીંથી મુંબઇના સ્ટેશન માસ્તરને તાર કરીને જણાવો કે આખી લાઇનમાં ગમે તે સ્થળે તેઓ મુસાફરી કરતાં હોય, ત્યાં તેમને આ તાર પહોંચાડવો. "

તુરતજ પ્રતાપરાયને તાર કરવાનો બંદોબસ્ત કરીને સવિતાસુંદરી મહા મહેનતે બહુ જ આગ્રહ કરીને વિમળાને સૂવાડીને બપોર પછી પાછી આવીશ એમ કહીને ઘેર ગઇ. વિમળા સૂતી ખરી, પરંતુ તેને ઉંઘ આવી નહિ. તે મનમાં મનમાં પોતાને દુર્ભાગિની ધારીને વિચાર કરવા લાગી કે: " હું ધારૂં છું કે ઘણું કરીને મારા કમનસીબને લીધે જ

સ્વામીને આ સાંઘાતિક પીડા ઉત્પન્ન થઇ છે !"

બપોર પછી પાછી સવિતાસુંદરી આવી. તેણે ઘરેથી આવતાં પહેલાં વિમળા તથા હેમાંગિનીને માટે દૂધ મોકલી આપ્યું હતું. તેણે ધાર્યું હતું કે દૂધ સિવાય બીજી કોઈ પણ વસ્તુ તેઓ ખાઇ શકશે નહિ. કોઈ પણ વસ્તુ તેને ગળે ઉતરી શકશે જ નહિ, માટે થોડું થોડું દૂધ પીએ તોપણ સારૂં. તે આવીને ઊભી રહી કે તુરત જ તેની દાસી દૂધ લઇને આવી પહોંચી. તેણે બળપૂર્વક તેઓ બન્નેને થોડું થોડું દૂધ પીવરાવ્યું અને સંધ્યા સમયસુધી ત્યાં બેસીને પાછી કાલે સવારે આવીશ એમ કહીને ઘેર ગઇ.

દાકતર વચ્ચે વચ્ચે આવીને જોઇ જતો હતો, પરન્તુ દર્દીની પ્રકૃતિમાં કશો ફેરફાર થતો નહિ. એ પ્રમાણે બીજો દિવસ પણ ચાલ્યો ગયો. ત્રીજે દિવસે પ્રાતઃકાળે પ્રતાપરાય અને તેની ગૃહિણી સુરારિતે સાથે લઇને આવી પહોંચ્યાં. તેઓ મુંબઈ તરફ મુસાફરી કરતાં હતાં એવામાં એકાએક એક નાના સ્ટેશને તેઓને તાર મળવાથી તેઓ મુંબઇ જઇને ત્યાંથી બે મોટા દેશી દાકતર અને એક અંગ્રેજ દાકતરને લઇને જગન્નાથપુરીમાં આવી પહોંચ્યાં. નવા આવેલા ત્રણ દાકતરોએ રકત–મોક્ષણ કરવાની વ્યવસ્થા કરી, પરન્તુ જગન્નાથપુરીના મોટા દાકતરે તેઓને તેમ કરતાં અટકાવીને કહ્યું: "એપોપ્લેકિસમાં રકત–મોક્ષણની ચિકિત્સા સત્તરમા સૈકા સુધી પ્રચલિત હતી, પરંતુ હાલમાં આ રોગ ઉપર એ ચિકિત્સા બંધ કરવામાં આવી છે; તેથી એ પ્રકારની ચિકિત્સા કરવાને હું કોઇ પણ પ્રકારે સંમત થતો નથી. સ્વાભાવિક રીતે જ જો ચૈતન્ય પ્રાપ્ત થાય તો સારૂં, અને નહિતો કૃત્રિમ ઉપાય વડે ચૈતન્ય લાવવાથી રોગીના મૃત્યુને હાથે કરીને જલદી બોલાવી લાવવા જેવું થાય છે. જોકે હું તો રોગીની કોઇ પણ પ્રકારે જીવવાની આશા રાખતો નથી છતાં કદાચ આજ રાત્રે દર્દીને ચૈતન્ય આવશે."

પુરીના દાકતરની એ વાત સાંભળીને મુંબઇના દાકતરો તે દિવસે રાહ જોવાને સંમત થયા. તેઓએ કહ્યું: "આજે જો દર્દીને ચૈતન્ય ન આવે, તો પછી કાલે રકત–મોક્ષણની વ્યવસ્થા કરીશું."

પુરીના દાકતરનું કહેવું ખરૂં પડયું. રાત્રિના દસ વાગ્યાને સમયે સુમંતરાયને ચૈતન્ય આવવા લાગ્યું, કિન્તુ સાથે સાથે તેના નાકમાંથી અને મુખમાંથી પણ લોહી બહાર વહેવા લાગ્યું. દાકતરોએ અનેક ઉપાયો

કર્યાં તોપણ તેને બંધ કરી શક્યા નહિ. રાત્રિના એક વાગ્યે લોહી નીકળતું બંધ થયું એટલે સુમંતરાયને શુદ્ધિ આવી. તેણે આંખો ઉઘાડીને પ્રથમ "વિમળા" કહીને પછી કહ્યું: "હેમાંગિની ક્યાં છે?"

દાકતરો, નર્સ, પ્રતાપરાય અને તેની ગૃહિણી વગેરે બધાં ઘરમાંથી બહાર નીકળી ગયાં. સુમંતરાય એક હાથમાં વિમળાનો હાથ પકડીને અને બીજા હાથમાં હેમાંગિનીનો હાથ ધારણ કરીને બોલ્યો: "હેમા, આ તારી બહેનની સામે જો." પછી વિમળા પ્રત્યે તે પુનઃ બોલ્યો: "વિમળા, આ હેમા બાળક છે, તેને હું તારા હાથમાં સોંપી જાઉં છું. મારૂં દુર્ભાગ્ય કે તમારા જેવી સ્ત્રીઓ મળ્યા છતાં તમારી સાથે સંસાર ચલાવી શક્યો નહિ."

સુમંતરાયના મુખમાંથી વધારે શબ્દો નીકળી શક્યા નહિ. વિમળાએ તેના શરીરને હાથ અડકાડ્યો તો તેમાં શીતળતા પ્રવેશ કરતી જણાઇ. હેમાંગિનીની માતા અંદર દોડી આવી અને તેણે સુમંતરાયનો શ્વાસ હેઠો બેસતો જોયો. એકદમ ચોમેર ગભરાટ ફેલાઈ ગયો. દાક્તરે નાડી તપાસી તો નાડી અનિયમિત અને અતિ મંદ જણાઇ. તેણે કહ્યું: "હવે મને કશી આશા નથી. એકાદ—બે મિનિટથી વધારે જીવન બાકી નથી. અંત્યેષ્ઠિ ક્રિયાની તૈયારી કરો."

દાકતરના મુખમાંથી આ શબ્દો સાંભળતાં જ ચોમેર રોકકળ ચાલી રહી. વિમળા સ્વામીના મસ્તક પાસે બેસીને અને હેમાંગિની સ્વામીના પગ પાસે બેસીને કલ્પાન્ત કરવા લાગી. બહાર પ્રતાપરાય, સવિતાસુંદરી, હેમાંગિનીની માતા, શાન્તિદેવી વગેરે સૌ કોઇ રડવા લાગ્યાં. પરન્તુ એ કલ્પાંત શું યમદેવનાં પગલાં પાછાં વાળી શકવાને સમર્થ હતું?

પરન્તુ વિમળા અને હેમાંગિનીનું સૌભાગ્યતિલક હજી અત્યંત બળવાન હતું. સુમંતરાયે નબળે શરીરે બોલવાનો યત્ન કરવાથી તેને બહુ પરિશ્રમ પડ્યો હતો અને તેથી તેના હૃદયની ગતિ નરમ પડી ગઇ હતી. મૃત્યુના જેવો જે વિકાર દાકતરને જણાયો તે પણ એ હૃદયની ગતિને આભારી હતો.

એકાદ ઘટિકા પછી તેનામાં ચૈતન્યસંચાર થતો જણાયો અને તેણે આંખો ઉઘાડી, અને 'વિમળા! હેમા!' એ શબ્દો તેના મુખમાંથી સ્ફુર્યા. સૌ ચમક્યા અને કલ્પાંત બંધ કરી સુમંતરાયના વદન ભણી જોવા લાગ્યા. સૌના હૃદયમાં પુનઃ આશાનો સંચાર થયો.

ડાક્તર તો નિરાશાના ઉદ્દગાર કાઢીને તુરત બહાર ચાલ્યો ગયો હતો. બીજા ડાક્તરો પણ હવે ત્યાં રહેવાનું વાજબી નહિ માનતાં ચાલ્યા ગયા હતા. પુરીના ડાક્તરને બોલાવવાને માણસ મોકલવામાં આવ્યો હતો તે આવ્યો. તેણે નાડી, તથા હૃદયની ગતિ જોઇને આશ્ચર્ય વ્યક્ત કર્યું. તે બોલ્યોઃ " હું બહુ આશ્ચર્ય પામ્યો છું. આવો ચમત્કારિક કેસ મેં કદી જોયો નથી. મૃતદેહમાં ચૈતન્ય આવ્યું હોય એવો જ વિલક્ષણ આ કેસ છે. કોઇ દૈવી સત્તાએ નવા જીવનનો સંચાર કર્યો હોય એવું લાગે છે. મારી ખાત્રી છે કે હવે સુમંતરાયને ઉની આંચ પણ આવશે નહિ. માત્ર તેમના નબળા શરીરને સારી રીતે સાચવવું પડશે. "

સવિતાસુંદરીની આંખમાં જે રોદનનાં ઉનાં આંસુ હતાં તે હવે હર્ષનાં શીતળ આંસુ બની ગયાં હતાં! તે બોલીઃ " ખરેખર, મૃત્યુલોકની આ બે સતી સ્ત્રીઓના કલ્પાંતથી દયાળુ પ્રભુએ સુમંતરાયના દેહમાં જીવનસંચાર કર્યો છે! "

આ વખતનો ડાક્તરનો અભિપ્રાય સાંભળીને સૌના અંતરમાં આનંદના ફુવારા ઉડવા લાગ્યા.

યોગ્ય ઔષધોપચારથી સુમંતરાય કેટલેક દિવસે સાજો થયો. જમાઇને ભગવાને નવો અવતાર આપ્યાથી તેની સાસુ તથા સસરો પ્રભુનો ખરા અંતઃકરણથી આભાર માનીને થોડા દિવસ રહી પાછાં ઘેર ગયાં.

સુમંતરાયનો ગૃહસંસાર હવે પ્રથમના કરતાં વધારે સુખમાં વ્યતીત થવા લાગ્યો. વિમળા તથા હેમાંગિની પરસ્પર સગી બહેનો કરતાં પણ વધારે સ્નેહ રાખવા લાગી. પતિ કાંઇ વસ્તુ માગે તો હજારો કામ પડયાં મૂકીને બન્ને જણીઓ તેની સેવામાં હાજર થતી.

કેટલાક દિવસ પછી સુમંતરાયની રજા પૂરી થવાથી તેની મૂળ જગ્યાએ નોકરીપર જવાને તૈયાર થયો, પરંતુ સવિતાસુંદરીએ તેને સાતસો રૂપીઆનો પગાર આપવાનું કબુલ કરીને મંદિર તથા આશ્રમની દેખરેખ રાખવાના કામ ઉપર રાખી લીધો. રણછોડરાયને અનેક કામમાં ધ્યાન રાખવું પડતું હતું, તેથી સુમંતરાયની મદદ મળવાથી તેને હવે જગન્નાથપુરી વારંવાર જવા આવવાની તકલીફ ઓછી થઇ ગઇ.

# પ્રકરણ ૨૪ મું.

## સ્મૃતિ–વ્યથા.

કેટલાક દિવસથી રાત્રિને વખતે જંગલી ડુક્કરો બહુ ઉપદ્રવ કરવા આવ્યા હતા. ડુક્કરોનાં ટોળાં ને ટોળાં રાત્રિ પડતાં પહાડમાંથી નીચે ઉતરી આવીને શેરડીનાં ખેતરોમાં દાખલ થઇ જઇને શેરડી ખાઇ જતાં હતાં અને શેરડીના અનેક સાંઠા ભાંગી નાંખીને બહુ નુકસાન કરતાં હતાં. એટલા માટે આજ ત્રણ દિવસથી કેટલાક શિકારી માણસો સ્ટુઅર્ટચંદ્રની કંપનીના વિભાગમાં હાથમાં બંદૂકો લઇને ફરતા હતા. ગઈ રાત્રિએ સાત–આઠ ડુક્કરો માર્યાં ગયાં હતાં.

રામનારાયણ તથા હરિમતી રસ્તો છોડીને શેરડીનાં ખેતરમાં દાખલ થયાં હતાં, ત્યાં તેમને અત્યારે સંધ્યાસમયના અંધકારમાં રસ્તો હાથ લાગતો ન હતો. તેઓ સ્ટુઅર્ટચંદ્રના વિભાગમાં દાખલ થઇને થોડે દૂર ગયાં ન ગયાં એટલામાં તો શેરડીના ખેતરમાં થઇને શેરડીને ભાંગતાં ભાંગતાં અને કેટલાક છોડવાઓનો કચ્ચરઘાણ વાળતાં વાળતાં જાણે કોઈ તીર વેગે તેમના તરફ દોડી આવતા હોય, એમ તેઓને લાગ્યું. તેઓ એકાએક ભયભીત થઇને એક બાજુએ ખસી જઇને ઊભાં રહ્યાં; કે તુરત જ ત્રણ–ચાર મોટાં જંગલી ડુક્કરો તેઓની પાસે થઇને દોડી ગયાં. ત્યારપછી તુરત જ ત્રણ–ચાર બંદૂકોના અવાજ થયા. સાથે સાથે રામનારાયણ "ઓ બાપરે ! મરી ગયો !" એમ એકાએક બૂમ પાડીને જમીનપર પડી ગયો.

"શું થયું ? શું થયું ?" એમ બોલતી હરિમતી તેની પાસે બેસી ગઈ. રામનારાયણ બોલ્યોઃ "ગોળી લાગી છે–પેલી તરફ માણસો છે, તેમને બોલાવો."

હરિમતી બૂમો પાડીને તેઓને બોલાવવા લાગી, એટલે તેનો કંઠસ્વર શિકારીઓના સાંભળવામાં આવવાથી તેઓ જે દિશામાંથી અવાજ આવતો હતો, તે દિશા ધ્યાનમાં રાખીને હાથમાં બત્તી લઇને શોધતાં શોધતા તેઓની પાસે આવી પહોંચ્યા. તેઓએ આવીને રામનારાયણને જમીનપર પડી ગએલો જોઇને પૂછ્યુંઃ "તમે આ અંધકારમાં રાત્રિને વખતે ક્યાંથી આવો છો ?"

રામનારાયણે જવાબ આપ્યોઃ " અમે ચાટારિસ સાહેબના વિભાગમાંથી ન્હાસી આવીએ છીએ, એવામાં અહીં આવતાં મારી કમ્મરમાં ગોળી વાગવાથી હુ પડી ગયો છું. "

શિકારીઓ એરંડાનું એક ઝાડ ભાંગી લાવી તેના લાકડાના છેડા સાથે એક કપડું બાંધી ઝોળી બનાવીને તેમાં રામનારાયણને સુવાડીને મજુરોના પાસેના એક ગામડામાં લેઇ ગયા. હરિમતી પણ શોકાતુર વદને તેની પાછળ પાછળ ગઈ. વાંચક જનોને યાદ હશે કે સ્ટુઅર્ટચંદ્રની કંપનીના વિભાગમાં આવેલા દરેકે દરેક મજુરોનાં ગામડામાં એકેકી હોસ્પિટલ બાંધવામાં આવી હતી અને તે દરેક હોસ્પિટલમાં મોટા પગારનો એકેક સારો દાકતર રાખવામાં આવ્યો હતો. શિકારીઓએ રામનારાયણને બિલકુલ વિલંબ કર્યા વિના હોસ્પિટલમાં લઇ જઇને દાક્તરને ખબર આપ્યા. દાક્તરે આવીને રામનારાયણની તપાસ કરીને કહ્યું: " રાત્રે કશું થઇ શકશે નહિ, કાલે સવારે બરાબર જોઇને જે યોગ્ય લાગશે તે ઉપાય કરવામાં આવશે. "

એમ કહીને રામનારાયણને વાગેલે સ્થાને મજબૂત પાટા બાંધી દઇને તે ઘેર ચાલ્યો ગયો. દર્દીની સારવાર કરવા માટે હરિમતી તેની પાસે રહી. બીજે દિવસે સવારે દાકતરે રામનારાયણનો જખમ જોઇને કહ્યું: " ગોળી જો બહાર કાઢીએ તો હમણાં જ રોગીનું મૃત્યુ થશે અને જો ગોળી બહાર ન કાઢીએ તોપણ મૃત્યુ થશે, પરંતુ એક–બે દિવસનો વિલંબ થશે. "

રામનારાયણે ગોળી બહાર કાઢવાની ના કહીને દાકતરને કહ્યું: " હું એક વાર મિ. ચંદ્રને મળવાની ઇચ્છા કરૂં છું. "

મિ. ચંદ્રનું નામ સાંભળીને દાક્તર એકાએક ચમકી જઇને બોલ્યોઃ " મિ. ચંદ્રને મળવાની તમારી ઇચ્છા છે ? "

" જી હા, મારે એક અગત્યનું કામ છે. હું તેમના દેશનો અને તેમના ગામનો માણસ છું, તેથી હું તેમને એક અગત્યની બાબતના સમાચાર આપવાને ઇચ્છું છું. મારૂં મૃત્યુ થતા પહેલાં તેમનો મેળાપ થાય એવી વ્યવસ્થા કરો. "

" મિ. ચંદ્ર તો એક રાજા કરતાં પણ અધિક વૈભવશાલી મહાન પુરૂષ છે, તેમને હું કશું વધારે કહી શકું નહિ, ફક્ત તમારા સમાચાર તેમને મોકલી શકું. "

"આપ ફક્ત એટલા સમાચાર મોકલાવો કે સુરતમાં તમારે ઘેર રામનારાયણ નામે જે એક માણસ રહેતો હતો, તેને તમારી સાથે છેવટનો મેળાપ કરવો છે અને તમને રૂબરૂમાં એક અગત્યની વાત કહેવાની છે."

દાક્તર મિ. ચંદ્રને એ પ્રમાણે જરૂર સમાચાર મોકલી આપવાની હા કહીને રામનારાયણની પીડા કાંઇક ઓછી થાય એવી વ્યવસ્થા કરીને ચાલ્યો ગયો.

દાક્તરનો પત્ર વાંચીને શિશિરચન્દ્રને રામનારાયણની વાતનું એકાએક સ્મરણ થઇ આવ્યું. રામનારાયણનો પત્ર વાંચીને તેના સુખનું નંદનવન ભયંકર સ્મશાનના રૂપમાં ફેરવાઇ ગયું હતું, તેના જીવનની સુખ-શાન્તિ સદાને માટે નષ્ટ થઇ ગઇ હતી, તે રામનારાયણના સમાચાર ફરીથી આટલે વરસે આ વિશાળ સમુદ્ર ઓળંગીને તેની પાછળ પાછળ દોડી આવ્યા! ના, હવે તે તેના સમાચાર સાંભળવાને ઇચ્છતો નથી. બાર વર્ષો પૂરાં થવા આવ્યાં છે, રામનારાયણના નિષ્ઠુર પત્રથી તેના જીવનનું તેજ હવે હોલવાઇ ગયું છે, મનુષ્ય જીવનનું સર્વથી શ્રેષ્ઠ સુખ જે શાન્તિ છે, તે સદાને માટે અલોપ થઇ ગઇ છે. આટલા દિવસ થયા તોપણ તે સાંઘાતિક આઘાતથી તેના હૃદયમાં જે ભયંકર જખમ થયો છે, તે હજી રૂઝાયો નથી. તેની જીંદગી રહેશે, ત્યાંસુધી એ જખમ રૂઝાવાનો પણ નથી. એ જખમ બહુ ભયંકર અને મહા ઝેરી છે! તેની સવિતાસુંદરી કે જેના પર તેને બહુ માન અને બહુ પ્રીતિ હતી, તે સવિતાસુંદરીને આજ આટલા દિવસ થયા તોપણ તે હજી વિસરી શક્યો નથી! તે શું જીવતી છે, શું સુખી છે, એ ભગવાન જાણે! તે બહુ વ્યથા પામવાથી તેને છોડીને અહીં આવતો રહ્યો છે. આટલે દૂર આવવાથી તેની વ્યથા શાન્ત થશે એમ ધારીને તે અહીં આવ્યો છે, પરંતુ શું તેની વ્યથા દૂર થઇ? શું તેને તે ભૂલી શક્યો? ના, ના, આ જીવનમાં તેની વ્યથા દૂર થવાની નથી, આ જીવનમાં તેની વાત તે ભૂલી શકવાનો નથી. ત્યારે શું મૃત્યુ પામવાથી તે વાત તે ભૂલી શકશે? મૃત્યુ પામવાથી શું તે સ્મૃતિ નાશ પામશે? કોણ જાણે? જો નક્કી તે જાણી શકે તો હાસ્ય કરતાં કરતાં તે મૃત્યુને આલિંગન કરવાને પણ તૈયાર છે! મનુષ્યો મૃત્યુથી ભય શામાટે પામતાં હશે? દેહમાંથી પ્રાણવાયુ જ્યારે બહાર નીકળે, ત્યારે જોકે દેહને કાંઇક પીડા તો થતી

હશે, પરંતુ તે તો બહુ થોડીજ વારને માટે. પ્રાણવાયુ દેહમાંથી બહાર નીકળતી વખતે જે દુ:ખ થાય છે, તે દુ:ખ જેમ અલ્પ ક્ષણની અંદર નાશ પામે છે, તેમ તે દેહના દુ:ખની સાથે મનનું દુ:ખ પણ શું નાશ પામતું હશે ? કોણ જાણે ? જન્મવાની અને મરવાની આ જે પ્રણાલિકા જગતની અંદર ચાલતી આવી છે, તેને કોઈ તોડી શકે ખરું ? ના, ના, ત્યારે શું જન્મ ધારણ કરવો એ માત્ર દુ:ખ ભોગવવાને માટે જ નિર્માણ કરેલો છે ! શું એ દુ:ખનું નિવારણ મૃત્યુ કરી શકતું હશે ખરૂં ?

એ પ્રમાણે નાના પ્રકારની માનસિક ચિન્તાને વશ થઇને **શિશિરચંદ્ર** નિદ્રાને અધીન થયો, પરંતુ ઉંઘમાં પણ તેની માનસિક ચિન્તા વિરામ પામી નહિ. તેને ઉંઘમાં સ્વપ્ન જોવામાં આવ્યું કે જાણે **સવિતાસુંદરી** ગળે કપડું વીંટીને કાયા, મન અને વાણી-વડે તેની સામે બેસીને તેની પૂજા કરે છે, પૂજા પૂરી થઈ રહ્યા પછી જાણે તે **શિશિરચંદ્રના** પગ ઉપર માથું મૂકીને દીન વાણીથી તેની પ્રાર્થના કરે છે કે: “આવો, આવો, હે પ્રાણપતિ ! એક વાર આવો, હે મારા હૃદયના આધાર ! એક વાર આવો, હે સ્વામિન ! એક વાર આવો, હે મારા પ્રભુ ! તમે એક વાર અહીં આવીને મને દર્શન દઇ જાઓ. તમે નકામો સંદેહ લાવીને મનમાં દુ:ખ ભોગવો છો ! એક વાર આવીને જોઇ જાઓ કે તમારી **સવિતા** અવિશ્વાસિની નથી, કિન્તુ સંપૂર્ણ વિશ્વાસિની છે, ને તમારી જ છે—સદાને માટે તમારી જ છે ! આવો, આવો, જલદી આવો, વિલંબ કરશો તો મેળાપ થશે નહિ; મેં આજસુધી તમારી રાહ જોઇને પરાણે પ્રાણ ટકાવી રાખ્યો છે, પરંતુ હવે હું રાખી શકું તેમ નથી, પ્રભો ! માટે જલદી આવો.”

ઘોર નિદ્રામાં **શિશિરચંદ્રની** આંખોમાંથી અજસ્ર ધારે અશ્રુપાત થવાથી તેણે ઓઢેલું કપડું ભીંજાઈ ગયું ! તે ઉંઘમાંથી એકાએક જાગી ગયો, તોપણ **સવિતાસુંદરીનો** તે કરૂણાજનક ધ્વનિ ચારે દિશાઓમાંથી જાણે હજી પણ તેના કાનમાં પ્રતિધ્વનિત થતો હોયની ! તેમ તેને લાગ્યું. તેના કરૂણાજનક કંઠે બોલેલા “આવો, આવો,” શબ્દો જાણે હજી પણ સ્પષ્ટ રીતે તેના કાન સાથે અથડાતા હોયની ! એમ તેને લાગ્યું. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે આ શું થયું ? આટલા દિવસ પછી શું હું નક્કી ઉન્મત્ત બની ગયો ?! “સવિતા, સવિતા, છેવટે શું તે મને પાગલ બનાવી મૂક્યો ?” એમ બોલીને **શિશિરચંદ્ર** મનમાં ઉર્મિઓ આવવાથી રડી પડયો !

પ્રિય વાચક ! ખરેખર સવિતાસુંદરી અત્યારે જગન્નાથપુરીમાં તેના બંધાવેલા મંદિરમાં સંગેમરમરની બનાવેલી તેના સ્વામીની મૂર્તિ પધરાવીને તેની પૂજા કરતી હતી. પૂજા સમાપ્ત કરીને શિશિરચંદ્રની મૂર્તિનાં પગલાં પર તેનું માથું રાખીને કાયા, મન અને વાણીવડે તેના પતિને બોલાવતી હતી. તેની આંખોમાંથી અજસ્ત્ર ધારે અશ્રુનો પ્રવાહ વહેવાથી મૂર્તિનાં બન્ને પગ ભીંજાઇ ગયા હતા ! તેના તે વ્યાકુળ આહ્‌વાનથી આખું વાયુમંડળ કંપાયમાન બની ગયું હતું! સતીના તે સંતપ્ત અશ્રુજળથી ધરિત્રી-પૃથ્વી મહા સંતાપિત થઇ ગઇ હતી અને તેથી અનંતુ સાગરની પેલી મેર હોવા છતાં શિશિરચંદ્ર સતીનો તે કરૂણાજનક ધ્વનિ સાંભળી શક્યો હતો. કેટલી વાર પછી શિશિરચંદ્રે રડવું બંધ કરીને એક લાંબો નિસાસો નાંખ્યો. પછી તે પલંગમાંથી ઊભો થઇને આમતેમ ફરવા લાગ્યો.

ધીમે ધીમે ઉષારાણી પોતાનું આગમન જાહેર કરતી કરતી આગળ આવવા લાગી. પ્રભાતની શીતળ વાયુલહરિથી શિશિરચંદ્રનું ઉત્તપ્ત મસ્તક શાન્ત અને શીતળ થયું. પછી તે હોસ્પિટલમાંની મરણપથારીમાં પડેલી વ્યક્તિને મળવા જવાનો નિશ્ચય કરીને સ્ટેશન તરફ ચાલતો થયો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### પાપીનો પશ્ચાત્તાપ.

રામનારાયણની સ્થિતિ જોઇને દાક્તરે કહ્યું હતું કે જો ગોળી શરીરમાંથી બહાર ન કાઢવામાં આવે, તો દર્દી બે-ત્રણ દિવસ સુધી જીવી શકે ખરો. એ ઉપરથી ગોળી બહાર કાઢવાની દર્દીએ ના કહી હતી. ત્રીજે દિવસે સંધ્યાસમયે રામનારાયણની પ્રકૃતિ વધારે મંદ થવા લાગી. તે વચ્ચે વચ્ચે બેશુદ્ધ થઇ જતો હતો. જ્યારે પાછી શુદ્ધિ આવતી, ત્યારે તે મિ. ચંદ્ર આવ્યા છે કે નહિ, એમ પ્રશ્ન કરતો હતો, પરંતુ પ્રત્યુત્તરમાં "ના, હજી આવ્યા નથી" એમ સાંભળીને ધીમે ધીમે તેની અસ્થિરતા વૃદ્ધિ પામતી હતી. થોડી વાર પછી અકસ્માત્ તે બોલવા લાગ્યો: "મા, મા, જગદ્ધાત્રી મા! સવિતા મા! હું તમારો બાળક છું, મને ક્ષમા કરો મા! હું પ્રથમ જાણતો ન હતો કે સતીના મનને કષ્ટ

આપવાથી જીવતાં અને મરતાં એકસરખી રીતે મહા દુ:ખભોગવવું પડે છે ! અરે રે ! બળી ગયુ, બળી ગયુ, મારૂ હૃદય બળીને ભસ્મ થઇ ગયુ ! તમને દયા નથી આવતી, આ અભાગી જીવ પ્રત્યે તમને દયા નથી આવતી મા ! આ શું, આ શું ! મારૂં દુ:ખ જોઇને તમે રડો છો ! ના ના, તમે રડો નહિ, આ પાખંડીને માટે તમારી એ પવિત્ર આંખોમાથી આંસુ પાડો નહિ. અહો ! આ શુ ! આ આંખોનું જળ નહિ. પરંતુ આ તો શાન્તિ આપનારૂ જળ છે ! એ જળથી મારા હૃદયની સઘળી જ્વાળા હોલવાઇ ગઈ છે ! મા, મારા માથા ઉપર તમારા એ પવિત્ર ચરણનો સ્પર્શ કરો. એમ કરવાથી મારાં સઘળાં પાપનું પ્રાયશ્ચિત્ત થશે !"

એમ બોલીને તે ક્ષણવાર ચૂપ રહ્યો. તુરત બીજી જ ક્ષણે તેના હૃદયમાં શાન્તિ થઇ હોય તેમ એક લાંબો નિસાસો નાંખીને " હાશ ! " કહીને તે ઉંઘી ગયો.

રામનારાયણ સ્ટુઅર્ટચંદ્રના જે વિભાગમાં ન્હાસી આવ્યો હતો, તેનું નામ રાસ્નાનો વિભાગ હતું. તે વિભાગ સર્વથી છેલ્લો આવેલો હતો. તે બેટના અગ્નિખૂણાને છેડે આવેલો હતો. રોજ સવારમાં રાસ્નાથી એક રેલ્વે ગાડી રવાના થઇને બીજે દિવસે સવારે બરાબર ચોવીસ કલાકે બદરે પહોંચતી અને એક બીજી ગાડી બદરેથી રવાના થઇને બીજે દિવસે સવારમાં રાસ્ના પહોંચતી. તે ગાડીમાં જવાથી હોસ્પીટલમાંના દર્દીનો મેળાપ થઇ શકશે નહિ એમ ધારી શિશિરચંદ્રે રાસ્નાની ગાડી છૂટયા પહેલાં પોતાને માટે એક સ્પેશિયલ ગાડી આપવાનું કહ્યું. એક કલાકની અંદર સ્પેશિયલ ગાડી શિશિરચંદ્રને લઇને નિયમિત ગાડી છૂટવા પહેલાં અર્ધા કલાક પૂર્વે રાસ્ના તરફ છૂટી. શિશિરચંદ્રે ડ્રાઇવરને " ફુલ સ્પીડે " ગાડી ચલાવવાની આજ્ઞા કરી. ડ્રાઇવર પોતાના માલીકને પોતાની કાર્યકુશળતા બતાવવાનો સુયોગ પ્રાપ્ત થએલો જોઇને ચોવીસ કલાકનો રસ્તો સોળ કલાકની અંદર પસાર કરીને રાત્રિના દસ વાગ્યાને સમયે ગાડીને રાસ્ના પહોંચાડી દીધી. શિશિરચંદ્ર ગાડીમાંથી ઉતરીને હોસ્પીટલમાં ગયો. દાક્તર હોસ્પીટલમાં જ હતો. તેણે ધાર્યું હતું કે મિ. ચંદ્ર એક સાધારણ મજુરના કહેવાથી કદિ તેને મળવા આવશે નહિ, પરંતુ અત્યારે મિ. ચંદ્રને ત્યાં આવી પહોંચેલો જોઇને વિસ્મય પામીને બોલ્યો: " આપ આવશો, એવી મેં આશા રાખી ન હતી અને કદાચ દયાને વશ થઇને આવો, તોપણ આજ કદિ પહોંચી શકશો નહિ, એમ મેં ધાર્યું હતું. "

"હા, તમારૂં કહેવું ખરૂં છે. સાધારણ ગાડીમાં આવ્યો હોત તો ન પહોંચી શકત, પરંતુ હું સ્પેશિયલમાં આવ્યો છું. વારૂ, તમારા દર્દીને કેમ છે ?"

"દર્દીની સ્થિતિ સારી નથી. સંધ્યાસમય પછીથી તે બહુ જ વ્યાકુળ થઈ ગયો છે. અત્યારે થોડી વારથી ઉંઘે છે ખરો, પરંતુ પ્રત્યેક નિઃશ્વાસની સાથે તેની જીવનશક્તિ બહાર નીકળી જાય છે; આજની રાત્રિ કાઢશે કે કેમ, એ એક શંકા છે."

"ચાલો, તેને જોઇએ." એમ કહીને શિશિરચંદ્રે દાકતરની સાથે દર્દીના ઓરડામાં પ્રવેશ કરીને જોયું તો પથારીમાં એક જીર્ણ થઈ ગએલા મેલા અનેક છિદ્રોવાળા વસ્ત્રવડે ઢાંકેલા દેહે એક ક્ષીણ અને બહુ જ સૂકાઈ ગએલો વૃદ્ધ ઉંઘે છે ! શિશિરચંદ્ર તેની પથારી પાસે આવ્યો કે તુરત જ તેની નિદ્રાનો ભંગ થયો. તેણે આંખો ઉઘાડી કે તુરત જ તેની દૃષ્ટિ શિશિરચંદ્રના મુખ ઉપર પડી. તે તેને ઓળખી જવાથી બોલ્યો: "તમે આવી પહોંચ્યા કે ! આપે બહુ કૃપા કરી !"

પછી દાકતર તરફ નજર કરીને તે બોલ્યો: "તમે બધા બહાર જાઓ."

તુરત જ ઓરડામાંથી બધા બહાર નીકળ્યા એટલે રામનારાયણ બોલ્યો: "શિશિરચંદ્ર, મને આપ ઓળખી શકો છો ?"

માથું ધુણાવીને ઉત્તર આપ્યો: "હા, હું તમને ઓળખી શકું છું; પણ તમે મને શી રીતે ઓળખ્યો ?

"હું પોતે જ દુષ્ટ રામનારાયણ." રસ્તામાં અકસ્માત ફેણ ઉંચી કરીને બેઠેલા કાળા નાગને જોઇને જેમ કોઈ મનુષ્ય એકદમ પાછે પગલે દૂર ખસી જાય, તેમ શિશિરચંદ્ર રામનારાયણના મુખેથી એ શબ્દ સાંભળીને તેની પાસેથી દૂર ખસી ગયો, પરંતુ તુરત જ ફરીથી પાછો તેની પાસે આવીને બોલ્યો: "પણ તમારી દશા આવી કેમ ?"

"સતીના મનને કષ્ટ આપ્યું હતું અને સજ્જનના મનને દુભાવ્યું હતું, તેના ફળવડે દેશનો ત્યાગ કરીને દસ વરસથી આ શેરડીના ખેટમાં મજુરપણું કરૂં છું. એટલાથી એ મારા પાપનું પ્રાયશ્ચિત્ત પૂરૂં થયું છે કે નહિ, તે હું જાણતો નથી; તોપણ મા આવ્યાં હતાં, તે મારા મસ્તકે તેમના પવિત્ર ચરણનો સ્પર્શ કરી ગયાં છે, તેથી મારી અસહ્ય પીડા કાંઇક ઓછી થઇ છે."

શિશિરચંદ્રે ધાર્યું કે સન્નિપાતમાં તે બકવાદ કરે છે. તે બોલ્યોઃ "તમે મને મળવાની શામાટે ઇચ્છા કરી હતી?"

"આપની પાસે ક્ષમાની માંગણી કરવા માટે. જોકે હું જાણું છું કે હું ક્ષમાને પાત્ર નથી, પરંતુ આપ એક દેવ છો, તેથી મને હજી પણ વિશ્વાસ છે કે જેમ માએ મને ક્ષમા કરી, તેમ તમે પણ મને ક્ષમા કરશો."

શિશિરચંદ્ર કશું સમજી શકયો નહિ. તેણે પૂછયું : "તમે શો અપરાધ કર્યો છે કે હું તમને ક્ષમા કરૂં?"

"મે માને નામે ખોટું કલંક દઇને આપને પત્ર લખ્યો હતો."

"માને નામે ખોટું કલંક શું વળી? કઇ તમારી મા?"

"મારી મા, આપની સહધર્મિણી સવિતાસુંદરી દેવી."

"સવિતાસુંદરીને નામે ખોટું કલંક ચડાવીને એ પત્ર શું તમે લખ્યો હતો? કેમ, શા માટે લખ્યો હતો? ખોટો પત્ર લખવાનું કારણ શું? બોલો, જલદી બોલો, નહિતો હમણાં તમારૂં ખૂન કરી નાંખીશ."

"આ પાપિષ્ઠને અડકીને હવે તમારો હાથ કલંકિત કરશો નહિ. હું બધી વાત તમને કહું છું. આપને બધી વાત કહેવાને માટે જ હું અત્યારસુધી જીવતો રહ્યો છું. હું આપની પાસે બધી વાત કહી શકું, તેટલા માટે તો ખાસ મારી મા જગદ્ધાત્રીએ આવીને મારી બધી વ્યથા દૂર કરી દીધી છે."

"બોલ, તું જલદી બોલ, એ કામ તે શામાટે કર્યું હતું?"

"મારી મા જ્યારે તેમને પીયર ગયાં હતાં, ત્યારે આપની સાથે એક દિવસ આપના સૂવાના ઓરડામાં હું આવ્યો હતો. તે ઓરડામાં મારી માની છબી હતી, તે છબીમાં મારી માનું ભુવનમોહિનીના જેવું અલૌકિક સ્વરૂપ જોઇને મારા પાપી મનમાં પાપી વિચારનો ઉદય થયો. હું નિરંતર મારી માના તે સ્વરૂપનું ધ્યાન કરવા લાગ્યો, પરંતુ મારા તે પાપી વિચારનું કશું પરિણામ નહિ આવે એવું જાણવા છતાં એ પાપી વિચારનો હું ત્યાગ કરી શકયો નહિ. પાપી આશામાં ને આશામાં નિરંતર મારૂં મન નિમગ્ન રહેવા લાગ્યું, પરંતુ મારી તે પાપી અભિલાષા પ્રકટ કરવાની હિંમત ચાલી નહિ. મેં ધાર્યું કે જો કોઇ પ્રકારે આપનાથી મારી માનો વિયોગ થાય એવી કોઇ ઘટના રચવામાં આવે, તો મારી આશા પૂર્ણ થાય એમ વિચારીને હું નિરંતર એવો

સુયોગ શોધતો હતો, પરંતુ વસંતકુમાર તેની સ્કૂલમાં રજા પડવાથી જ્યાંસુધી તમારે ઘેર ન આવ્યો, ત્યાંસુધી કોઈ સુયોગ મને પ્રાપ્ત થયો નહિ. છેવટે ઉનાળાની રજામાં વસંતકુમાર જ્યારે તમારે ઘેર આવ્યો, ત્યારે મને એ સુયોગ પ્રાપ્ત થવાથી મે આપને તે જાુઠો પત્ર લખ્યો હતો. પાપ અને ખોટી આશાથી મેં તે કામ કર્યું હતું. હું મહા-પાપી અને ક્ષમાને અયોગ્ય છું, તોપણ મારી મા સ્વપ્નામાં મને દર્શન દઇને તેમના ચરણની પવિત્ર રજ મારા મસ્તક ઉપર ચોપડી ગયાં છે. તેમની આંખોમાંનું એક જળનું બિંદુ શાન્તિવારિ રૂપે મારા હૃદયનો અગ્નિ શાન્ત કરવા માટે મને આપી ગયાં છે ! હવે ફક્ત આપ જો ક્ષમાં કરો તો હું સુખેથી મરી શકુ ! "

શિશિરચંદ્ર બે હાથે તેનું મુખ ઢાંકીને માંડમાંડ ઊભો હતો. તેનું હૃદય જાણે સેંકડો જખમ વાગવાથી ચારે દિશાએ તૂટી પડતું ન હોય, તેમ અત્યંત વ્યથા પામતું હતું. તે ધીમે સ્વરે બોલ્યોઃ " સવિતા, સવિતા ! વિના દોષે તને આટલું બધુ દુઃખ આપ્યુ છે. મારા એ પાપનુ કોઇ પણ પ્રકારે પ્રાયશ્ચિત્ત થઇ શકે તેમ નથી. સતી ! તારા આ હતભાગ્ય સ્વામીને ક્ષમા કર. મેં મારા આ જીવનમાં ભગવાનને કદિ કોઇ પણ પ્રકારની પ્રાર્થના કરી નથી, પરંતુ આજે આ મારી પહેલી અને છેલ્લી પ્રાર્થના છે કે હે પ્રભુ ! હું પાછો ઘેર પહોંચું ત્યાંસુધી મારી સવિતાને જીવતી રાખજે. હું તેને એક વાર જોવાને ઇચ્છું છું. "

પછી તે મુખ ઉપરથી તેના બન્ને હાથ લઇ લઇને બોલ્યોઃ " રામનારાયણ, હું તને માફ કરૂં છું પરંતુ તારા કરતાં હું પાપી વધારે છું. તારા પાપનું પ્રાયશ્ચિત્ત થઇ ચૂકયું છે, પરંતુ મારા પાપનું પ્રાયશ્ચિત્ત પણ થવુ મુશ્કિલ છે. "

એમ કહીને શિશિરચંદ્ર હોસ્પિટલમાંથી બહાર નીકળીને ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૬ મું.

### " નાથ ! આવો, આવો, એક વાર આવો ! "

કેટલાક મહિના પછી સવિતાસુંદરીના સ્વામીનું મંદિર તથા અનાથાશ્રમ બંધાવવાનું કામ કામ પૂરૂં થઇ રહ્યું. મંદિરની અંદર

શિશિરચંદ્રની મૂર્તિ કે જે ઈટાલીના એક પ્રખ્યાત કારીગરે ત્રણ વરસની મુદ્દતમાં તૈયાર કરીને મોકલી આપી હતી, તે સુમંતરાયની દેખરેખ નીચે સવિતાસુંદરીએ પધરાવીને મંદિરની પ્રતિષ્ઠા કરી. અહીંનું સુમંતરાયનું કામ પૂરૂં થઇ રહ્યા પછી રણછોડરાયને તેમની જરૂર પડવાથી ત્યાં તેને મોકલી આપ્યો. રણછોડરાયને ત્રણ–ચાર કારખાનાં ઉપર નજર રાખવી પડતી હોવાથી, તેમાંનાં બે કારખાનાં ઉપર નજર રાખવાનું કામ તેણે સુમંતરાયને સોંપ્યું. આ પ્રદેશમાં સુમંતરાયને પહેલવહેલું આવવાનું હોવાથી વિમળા તથા હેમાંગિનીને સાથે નહિ લાવતાં પુરીમાં જ મૂકીને તે આવ્યો હતો. સવિતાસુંદરીને એકલું રહેવું ગમે નહિ, તેથી તેણે પણ તેમજ કરવાનો આગ્રહ સુમંતરાયને કર્યો હતો.

સવિતાસુંદરી હવે તેણે બંધાવેલા અનાથાશ્રમમાં જ રહેતી હતી. વિમળા તથા હેમાગિનીને પણ તે ત્યાં તેની સાથે જ લઇ ગઇ હતી. ભૂપાલસિંહ જમાદારને રજા આપવાની સવિતાસુંદરીએ ઇચ્છા કરી, પરંતુ તે બોલ્યો: "માજી, મારા શેઠ સાહેબ તમારૂં રક્ષણ કરવાનું કામ મને સોંપી ગયા છે, તેથી જ્યાંસુધી તે પાછા ન આવે ત્યાંસુધી હું તમને છોડીને જઇ શકીશ નહિ. હું એવો બેઈમાની થવા માંગતો નથી. શેઠ સાહેબ આવ્યા પછી હું છૂટો થઈશ, ત્યારપહેલાં કદિ નહિ."

ભૂપાલસિંહની એવી ભક્તિ તથા કર્તવ્યનિષ્ઠા જોઇને સવિતાસુંદરીની આંખોમાંથી આંસુ નીકળી પડ્યાં. ભૂપાલસિંહને તેણે વધારે કશું કહ્યું નહિ.

થોડા સમયની અંદર સવિતાસુંદરીના અનાથાશ્રમમાં અનેક અનાથ સ્ત્રીઓ આશ્રય ગ્રહણ કરીને રહી. સવિતાસુંદરી તેઓની સેવાબરદાસ્તનો બધો ભાર પોતાને માથે ગ્રહણ કરીને પોતાને ધન્ય માનવા લાગી.

શિશિરચંદ્રને ન્હાસી ગયાને એક પછી એક એમ અગીઆર વર્ષો તો વીતી ગયાં હતાં અને હવે બાર વર્ષ પૂરાં થાય ત્યારે શાસ્ત્રાનુસારે ઘાસની મૂર્તિ બનાવીને અને તેને અગ્નિસંસ્કાર કરીને પછી તેનું શ્રાદ્ધ કરવું જોઇએ અને ત્યારપછી સવિતાસુંદરીએ વિધવાનો વેશ ધારણ કરવો જોઇએ. આ પ્રમાણે રિવાજ હોવાથી તેની ચિન્તામાં સવિતાસુંદરી બહુ દુઃખ પામવા લાગી. તે મનમાં બોલવા લાગી: "મારા સ્વામી હજી જીવતા છે, છતાં કેવી રીતે તેમને મરી ગએલા ધારીને તેમની કુશમૂર્તિ બનાવીને

સળગાવી દેવી ? અને જીવતા મનુષ્યને મરી ગએલા ધારીને તેમનું કેવી રીતે શ્રાદ્ધ કરવું ? પરંતુ શાસ્ત્ર-વિધિનું ઉલ્લંઘન કેવી રીતે થઇ શકે ? આનો કોઈ સારો ઉપાય નહિ હોય ? છે, ઉપાય છે, પતિને ન્હાસી ગયાને બાર વર્ષ પૂરાં થયાં પહેલાં જો મારૂં મૃત્યુ થાય, તો મારે શાસ્ત્ર-વિધિનું પણ ઉલ્લંઘન કરવું ન પડે અને મારા સ્વામીની કુશ-મૂર્તિ બનાવીને તેને અગ્નિસંસ્કાર પણ કરવો ન પડે; પરંતુ એમ કરવાથી મારા સાવિત્રી-વ્રતનુ ઉદ્યાપન કરી શકાશે નહિ ! ના, ના, એમ તો કદિ બને જ નહિ. સાવિત્રી-વ્રતનું ઉદ્યાપન તો મારે જરૂર કરવું જ જોઇએ, કારણકે વ્રતનું ઉદ્યાપન ન કરવામાં આવે તો વ્રત લીધેલું નકામુ જાય છે. આ લીધેલું વ્રત હું કદિ નકામું જવા દઇશ નહિ. પરંતુ સાવિત્રી-વ્રતના ઉદ્યાપનને દિવસે જ મારા સ્વામીને ન્હાસી ગયાને બાર વર્ષ પૂરાં થાય છે, તેનું કેમ કરવું ? તેનો શો ઉપાય કરવો ? ઉપાય માત્ર એક જ છે, તે એ કે સાવિત્રી-વ્રતના ઉદ્યાપનની સાથે સાથે મારા જીવન-વ્રતનું ઉદ્યાપન પણ કરી નાંખવું ! જો હુ તે જ દિવસે મારા જીવનનો અંત ન આણું, તો મારે મારા જીવતા સ્વામીની કુશ-મૂર્તિ બનાવીને બાળી દેવી પડે ! તે હું કોઇ કાળે કરવાને તૈયાર નથી, તેમ શાસ્ત્ર-વિધિ પણ ઉલંઘન કરવાને હું તૈયાર નથી. બસ, બીજો ઉપાય નથી—તે જ દિવસે મારે મરવું, એ એક જ ઉપાય છે. એ વ્રત કરવાથી સાવિત્રીદેવીએ તેના મરી ગએલા પતિને પાછા મેળવ્યા હતા, અને હું મહાપાપિણી મારા જીવતા પતિને પણ એ વ્રતના પ્રભાવથી પાછા મેળવી ન શકું !? તો પછી મારે જીવવાની શી જરૂર છે ? શું હું મારા જીવતા પતિની કુશ-મૂર્તિ બનાવીને સળગાવી દઉં અને જીવતા પતિના પિંડ આપીને શું હું જીવતી રહું ? ના, ના, કદિ પણ નહિ. માત્ર વ્રત-ઉદ્યાપન કરવાને માટે જ હું જીવતી રહીશ અને વ્રત-ઉદ્યાપનને દિવસે જ હું મારો દેહત્યાગ કરીશ."

અહો ! સવિતાસુંદરી ! તેં બહુ મોટી આશા રાખી હતી કે મૃત્યુ પામ્યા પહેલાં એક વાર તો નક્કી સ્વામીનો મેળાપ થશે જ; પરંતુ જેમ જેમ વરસ ઉપર વરસ ચાલ્યા જવા લાગ્યા, તેમ તેમ તારી એ આશા ક્રમે ક્રમે ક્ષીણ થઇ ગઇ; તોપણ હજી તને આશા છે—આશા કેમ ? તને હજી દૃઢ વિશ્વાસ છે કે મૃત્યુ પહેલાં સ્વામીની સાથે નક્કી એક વાર મેળાપ થશે ! શું એ વિશ્વાસ ફળશે ?

સવિતાસુંદરી એ દૃઢ વિશ્વાસ હૃદયમાં ધારણ કરીને પતિને મળવાની આશામાં ને આશામાં આટલું બધું દુઃખ ભોગવવા છતાં તે હજી જીવતી રહી છે, પરંતુ હવે તેનો એ વિશ્વાસ નિરાશાના રૂપમાં ફેરવાઇ ગયો છે. તેની આશાનો હવે અંત આવી ગયો છે. આશા છે, તે જગત્‌માં મનુષ્યોને માત્ર એક આશ્રયસ્થળ છે. અહા ! પ્રભુની કેવી માયા છે કે મનુષ્યને માથે દુઃખ ઉપર દુઃખ પડે છે, હૃદય ભાંગી જાય છે અને સેંકડો વાર આશા નિરાશામાં ફેરવાઇ જાય છે, તોપણ લુચ્ચી આશા દુઃખીને કદિ મરવા દેતી નથી ! જેને આશા નથી તેને જીવન પ્રત્યે કોઇ પ્રકારની મમતા પણ નથી અને કોઈ પણ કામમાં તેને આસ્થા પણ રહેતી નથી, તો પછી તે મનુષ્ય જીવી પણ શકતું નથી. તેવી રીતે સવિતાસુંદરીને પણ હવે આશાનો અંત આવી ગયો છે, કર્મનો પણ અંત આવી ગયો છે અને તેથી તેના જીવનનો પણ અંત આવી ગયો છે. સાવિત્રી–વ્રતનું ઉદ્યાપન કરવું એ હવે તેના જીવનનું એક છેલ્લું કામ અને છેલ્લી આશા છે. તે આશા અને તે કામ સમાપ્ત થયેથી તેની આશા અને તેના કામનો અંત આવશે અને તેની સાથે તેના જીવનનો પણ અંત આવશે ? ના, ના, તેના સ્વામીની સાથે તેને મેળાપ થવાની આશા તો તેના મરણની સાથે જ લોપ થશે, તે પહેલાં તે આશાનો કદિ લોપ થઇ શકશે નહિ.

સવિતાસુંદરી મનમાં મનમાં કાયા, મન અને વાણીવડે સ્વામીની પૂજા કરીને તેને પ્રાર્થના કરતી કેઃ “ હે સ્વામિન, હે મારા ઉપાસ્ય દેવ, મારા મુખ તરફ એક વાર નજર કરીને જુઓ, હું અવિશ્વાસિની નથી. હું પવિત્ર છું, હુ જીવતાં અને મરતાં તમારી જ છું બીજા કોઇની નથી. મારા આ લોકનો આશ્રય તમેજ છો, પરલોકની મારી કામના પણ તમેજ છો, મારૂં સર્વસ્વ તમે જ છો અને મારા ઇશ્વર પણ તમે જ છો. શું હું તમારો વિશ્વાસ કદિ પણ નષ્ટ કરી શકું ? ”

સવિતાસુંદરી મંદિરની અંદર તેના પતિની સ્થાપન કરેલી પત્થરની મૂર્તિના પગ પાસે બેસીને તેના સ્વામીની પૂજા કરીને રોજ ઉપર પ્રમાણે પ્રાર્થના કરતી હતી.

તે પુનઃ પ્રાર્થના કરવા લાગીઃ “ હે મારા હૃદયના દેવ, હે મારા સ્વામિન્, તમે અત્યારે કયાં છો ? હે પ્રાણાધિક પ્રિય પતિ, આવો, એક વાર આવો ! હે મારી સાધનાનું ધન, મારી તપસ્યાનું ફળ, મારા જીવનના

આનંદ, મારી આંખોના મણિ ! હે મારા નાથ, તમે ક્યાં છો ? આવો, એક વાર આવો. મેં પાપિણીએ પૂર્વ જન્મમાં કોઇ સતીનું મન દુભવ્યું હશે, અને તેનું આ ફળ ભોગવતી હોઇશ અને તેથી જ હું મારા હૃદયદેવતાને સંતુષ્ટ કરી શકતી નહિ હોઉં. આવો, મારા પ્રાણાધાર, આ તમારી દાસી તમારા વિના બહુ વ્યાકુળ બની ગઇ છે ! આવો, પ્રભુ ! એક વાર આવીને આ દાસીની કામના પૂર્ણ કરી જાઓ. હવે આપની આ દાસી વધારે વાર સુધી આપની રાહ જોઇને જીવી શકે તેમ નથી ! આવો, આવો, વિલંબ કરશો તો મેળાપ થશે નહિ. તમારા દર્શનની આશાથી આ દાસીએ જોર કરીને આટલા દિવસ સુધી દેહ ટકાવી રાખ્યો છે, હવે વધારે વાર ટકાવી રાખી શકું તેમ નથી. નાથ ! આવો, આવો, એક વાર આવો. ”

સવિતાસુંદરીની આ કરૂણાજનક પ્રાર્થનાથી પ્રકૃતિદેવી સંતાપિત થઇને ઘણે દૂર વિશાળ સાગરની પેલી મેર શિશિરચંદ્રની પાસે આ પ્રાર્થના લઇ ગઇ હતી ! શિશિરચંદ્ર એ વખતે ઘોર નિદ્રામાં સૂતો હતો, તે આ પ્રાર્થના સાંભળીને એકાએક વ્યાકુળ બની ગયો હતો.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### સ્વદેશ તરફ રવાના.

હોસ્પિટલમાંથી બહાર નીકળીને શિશિરચંદ્રે ઉન્મત્તની માફક સ્ટેશને જઇને સ્ટેશન માસ્તર તથા ડ્રાઇવરને કહ્યું: “ ગમે તેમ કરો પણ સવારે સાત વાગ્યા પહેલાં મારે બંદરે પહોંચવું જોઇએ. બે એન્જીનને સ્ટીમ કરીને એક સાથે બે એન્જીન ગાડીને જોડી દો અને આખી લાઇનમાં લાઇન ચોકખી રાખવાને માટે તાર કરી દો. મારી ગાડી સ્પેશિયલ તરીકે ફુલ સ્પીડે જશે.”

એ પ્રમાણે આજ્ઞા આપીને તે ગાડીમાં બેઠો. શિશિરચંદ્રની મૂર્તિ જોઇને સ્ટેશન માસ્તર વગેરે બધા ભય પામી ગયા. તેને પ્રથમ કોઇએ આવી રીતે અસ્થિર અથવા અધીરો બની ગએલો જોયો ન હતો. તેના હુકમ પ્રમાણે ગાડીને બે એન્જીન જોડીને ફુલ સ્પીડમાં ગાડી રવાના થઇ. શિશિરચંદ્ર ઉન્મતની માફક ગાડીમાં વારંવાર બોલવા લાગ્યો: “ અહો !

મેં કેટલું બધું ખોટું કામ કર્યું? **સવિતા**સુંદરી શું આજસુધી જીવતી **હશે** !? હે ભગવાન, મારી **સવિતાને** તમે જીવતી રાખજો. મને એક વાર તેની પાસેથી મારી માંગી લેવા દેજો. તે બિચારી મારી મૂર્ખતાને લીધે તથા મારા અપરાધને લીધે બાર વરસથી મારા વિયોગરૂપી ભયંકર વેદના સહન કરે છે! તે શુ આજસુધી જીવતી હશે? ના, હું ધારૂં છું કે જીવતી નહિ હોય. હવે મને તેનો મેળાપ નહિ થઇ શકે. તે સાધ્વી સ્ત્રી આટલું બધુ દુ:ખ ભોગવીને શામાટે જીવતી રહે?"

બાર વરસ પહેલાં **શિશિરચંદ્ર** એક દિવસ આ પ્રમાણે સધ્યા-સમયના અંધકારમાં રેલગાડીમાં બેસીને મહાભયકર ચિન્તા કરતો હતો. આજે ફરીથી તે જ રેલગાડી, તે જ સંધ્યાસમય અને તે જ મહા ભયકર ચિન્તા! બાર વરસ પહેલા તેના મનમાં એમ થયું હતુ કે પત્નીના અ-વિશ્વાસથી તેના સસારનું બધુ સુખ નાશ પામ્યું છે. તે વખતે સેંકડો વીછીની વેદનાથી તેનુ હૃદય મહાવ્યથા પામતું હતું. તેવી જ રીતે આજે પણ સેકડો વીછીની વેદનાથી તેનુ હૃદય ચિરાઈ જવા લાગ્યુ છે. તે સરલા, પતિપરાયણ, નિરપરાધી પત્નીનો વિના દોષે જુઠી આશકાથી છોડીને અહીં આવ્યો હતો.

તે મનમાં બોલવા લાગ્યો: "**સવિતા**, ઓ મારી મધુરભાષિણી **સવિતા**, તું મારે સુખે સુખી અને દુખે દુ:ખે હતી. મારે આનદે તુ આનદ પામતી હતી અને મારી ચિન્તાએ તુ ચિન્તા કરતી હતી. **સવિતા**! એક વાર જ્યારે હુ માંદો પડ્યો હતો, ત્યારે તુ તારૂ બધુ કામકાજ છોડીને રાત્રિ–દિવસ મારી પથારીની પાસે જ બેસી રહી હતી. બે દિવસ સુધી એક ક્ષણવાર પણ તું મારી પથારી છોડીને જરા પણ દૂર ગઇ ન હતી. ત્રીજે દિવસે જ્યારે તારી મા આવી, ત્યારે તુ પથારી પાસેથી ઉઠી હતી. એવી તુ પતિના સુખમાં સુખ માનનારી અને પતિને દુખે દુખી થનારી હોવા છતાં તને અવિશ્વાસિની ધારીને હું તને **છોડીને** અહીં આવતો રહ્યો છું—ધિક્ છે મને!"

પ્રિય પાઠક! તને યાદ હશે કે આજથી બાર વર્ષ પહેલાં **શિશિર**-ચંદ્ર રેલ્વે ગાડીમાં બેસીને **સવિતા**સુંદરીને નહિ ભૂલવા માટે પોતાને ધિક્કાર આપતો હતો અને આજે તેને મળવાને માટે કેવો વ્યાકુળ બની ગયો છે!

તે વિચાર કરે છે એવામાં એકાએક ચારે દિશામાં જ્યાં જોઇએ

ત્યાં આવી રહેલાં શેરડીનાં ખેતરોમાંથી સવિતાસુંદરીની મૂર્તિ જાણે શિશિરચંદ્રની સામે જોઇ રહી હોય એમ તેને લાગ્યું. તેને જોઇને "સવિતા!" એમ બૂમ પાડીને તે એકાએક મૂર્ચ્છિત થઇને પડી ગયો.

જ્યારે તેની મૂર્ચ્છા ભાગી, ત્યારે પ્રભાત થયું હતું. ગાડી બંદરના સ્ટેશનની નજીક આવી પહોંચી હતી. ગાર્ડે આવીને તેને પૂછ્યુ: "ગાડી સ્ટેશનમાં લઇ જાઉં, કે બંદર ઉપર?"

શિશિરચંદ્રે ગાડી સમુદ્રકિનારે લઇ જવાનુ કહ્યું. સમુદ્રકિનારાના ટરમિનસે ગાડી આવી એટલે શિશિરચંદ્ર ગાડીમાંથી નીચે ઉતરીને સ્ટીમરની ઑફીસમાં ગયો. ત્યાં જઇને સુપ્રિન્ટેન્ડેન્ટને કહ્યું કે: "મારે આજે અહીંથી સુરત જવા રવાના થવાનુ છે, તો લૉન્ચ તૈયાર કરતાં કેટલો વખત લાગશે?"

સુપ્રિન્ટેન્ડેન્ટે પ્રત્યુત્તર આપ્યો: "બે કલાકની અંદર લૉન્ચ તૈયાર થઇ શકે, પરતુ લૉન્ચનો વ્યવહાર હવે લગભગ બંધ પડી ગયો છે. લૉન્ચની અંદર અત્યારે બે ત્રણ માણસો સિવાય નાવિક કે ખલાસી કોઇ નથી."

શિશિરચંદ્રે કહ્યું: "માર્સેલ્સ વહાણમાંથી કપ્તાન, નાવિક અને ખલાસીઓને બોલાવીને લૉન્ચ એકદમ તૈયાર કરવાનો હુકમ કરો. હું દસ વાગ્યાને સમયે અહીંથી રવાના થવા માંગું છું."

"માર્સેલ્સ વહાણ માલથી ભરેલુ છે, તે આજ સાંજે ખાલી થશે, ત્યાંસુધી ત્યાંના માણસોને અહીં શી રીતે બોલાવી શકાય?"

"બીજું કોઇ વહાણ આવે ત્યારે તેમાંથી માણસો લઇને માર્સેલ્સ વહાણમાં મોકલી આપજો, પરંતુ મારે માટે અત્યારે લૉન્ચ તૈયાર કર્યા વિના છૂટકો નથી."

"નાગાસાકીની ખાંડનો કોન્ટ્રેક્ટ રાખેલો છે, તેથી આજે ત્યાં એક વહાણ જો ન મોકલવામાં આવે, તો કોન્ટ્રેક્ટ રદ્દ જાય તેમ છે અને તેથી નાણાનું પણ નુકસાન લાગે તેમ છે." સુપ્રિન્ટેન્ડેન્ટે જણાવ્યું.

"કોન્ટ્રેક્ટને સળગાવી દો અને માર્સેલ્સ વહાણને સમુદ્રની અંદર ડુબાવી દો. મારે કશું જોવાનું છે નહિ. મારે તો બરાબર દસ વાગ્યે લૉન્ચ તૈયાર જોઇએ."

શિશિરચંદ્રે એન્જીનીઅર તરફ નજર કરીને કહ્યું: "કોલસા પુષ્કળ લેજો. ફુલ સ્ટીમે જવું છે."

એમ કહીને **શિશિરચંદ્ર** ચાલ્યા ગયા પછી સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. કનિંગહામે વિચાર કર્યો કેઃ " મિ. ચંદ્રનુ માથુ આજ ખરાબ થઇ ગયુ છે, તેથી કોઇપણ પ્રકારે લૉન્ચ તૈયાર કર્યા વિના છૂટકો નથી. "

એમ વિચાર કરીને મિ. કનિંગહામે લૉન્ચ તૈયાર કરવાનો ઑર્ડર આપ્યો. મિ. કનિંગહામે જો **શિશિરચંદ્ર**ની આજ્ઞા મુજબ નાગાસાકીને કોન્ટ્રેકટ બાળી દીધો હોત અને ખાંડનુ ભરેલું માર્સેલ્સ વહાણુ સમુદ્રની અંદર ડુબાવી દીધુ હોત, તોપણુ **શિશિરચંદ્ર** મિ. કનિગહામને કશું કહેત નહી.

સ્ટીમર–ઓફિસમાંથી પોતાને બંગલે જઇને **શિશિરચંદ્રે** **નિર્વિકાર**ને પોતે આજે સુરત જાય છે તે વાત જણાવી અને તેને શેરડીના બેટમાં સ્ટુઅર્ટચંદ્રની કંપનીનો મેનેજિંગ એજન્ટ નીમીને સત્તાપત્ર લખી આપ્યો. **નિર્વિકાર**નો આજસુધી અઢીસો રૂપીઆ માસિક પગાર હતો, તે વધારીને આજથી પાંચસો રૂપીઆ પગાર કરી આપ્યો. આ ઉપરાંત જે નફો થાય, તેમાંથી સેકડે પાંચ ટકા કમિશન તેને આપવાનો ઠરાવ કર્યો. વળી જે બંગલામાં **શિશિરચંદ્ર** આજસુધી રહેતો હતો, તે બંગલામાં **નિર્વિકાર**ને રહેવાનો અધિકાર આપ્યો. આ બધા ઉપકારની કેવી રીતે કૃતજ્ઞતા જણાવવી, તે **નિર્વિકાર**ને નહિ સૂજવાથી તે બોલ્યોઃ " હું આટલી બધી કૃપાને લાયક નથી " વગેરે–કેટલુક તે આગળ બોલવા જતો હતો, પરંતુ **શિશિરચંદ્રે** તેને બોલતાં અટકાવીને કહ્યુંઃ " તમારે કશું બોલવાનું છે જ નહિ. હવે હુ અહીં પાછો આવવાનો નથી, એ તમે પાછળથી જાણી શકશો. તમે જો અહીંના મજુરોને છુટા કરાવવાનો કોઇપણ ઉપાય કરી શકો, તો ખુશીથી કરજો અને તેમાં જે પૈસાનું ખર્ચ થાય, તે હુ આપવા તૈયાર છુ. આ મારો આદેશ–પત્ર છે, તે તમારી પાસે રાખો. આજ હુ દસ વાગ્યે સ્ટીમરમાં ચાલ્યો જવાનો છું. "

દસ વાગ્યે **શિશિરચંદ્ર** તેની સુનલાઇટ નામની લૉન્ચમાં બેસીને બાર વરસ પછી આજે પાછો સ્વદેશ તરફ રવાના થયો !



## પ્રકરણ ૨૮ મું.

### " આ રહ્યું માજીનું મંદિર, શેઠજી ! "

આજે સાવિત્રી-વ્રત છે. આજ સવિતાસુંદરીના વ્રતનો ઉદ્યાપનનો દિવસ છે. સવિતાસુંદરીએ સાવિત્રી-વ્રત ગ્રહણ કર્યાને આજે ચૌદ વર્ષો પુરાં થશે. પ્રાતઃકાળમાંથી વિમળા તથા હેમાંગિનીની સહાયવડે તેણે બધી તૈયારી કરી રાખી હતી અને બપોર પછી વિમળાને પોતાને ઘેર બોલાવી લઇ જઇને તે બોલી: " બહેન, આજે મારૂં વ્રત પૂરૂં થઇ રહે છે અને સાથે સાથે મારૂં જીવન પણ આજે પૂરૂં થવાનું છે. બાર વરસ પહેલાં બરાબર સાવિત્રી-વ્રતને દિવસે તે ન્હાસી ગયા છે. હું તેમના મેળાપની આશામાં ને આશામાં આજસુધી રાહ જોઇ રહી હતી, પરતુ હવે રાહ જોઇ શકુ તેમ નથી. તેમના મેળાપની મારી આશા પૂરી થઇ નહિ, તેથી હવે હું તમારી પાસેથી વિદાયગિરિ લઉં છું, તમે મને હવે વિદાયગિરિ આપો. "

વિદાયગિરિની વાત સાંભળીને વિમળા વિસ્મય પામીને બોલી: " કેમ બહેન, તમે કયાં જશો ? "

" જગતની સાથે જે દેશનો કશો પણ સંબંધ નથી, ત્યાં જઇશ. જ્યાં જવાથી જગતમાંનું બધું દુઃખ નાશ પામે, તેવા અજાણ્યા દેશમાં જઇશ. આ જગતૂમાં આજનો દિવસ છે, તે મારો છેલ્લો દિવસ છે. "

" બહેન, તમે આવું શું બોલો છો ? "

" કેમ બોલું નહિ બહેન ? મરવાની વાત કહેવામાં શો દોષ છે ? હુ આજે આ વાત કેમ કરૂં છું, તે જાણવાની ઇચ્છા હોય તો સાંભળો,—આજે તેમને ન્હાસી ગયાને બાર વરસ પૂરાં થઇ રહેશે. શાસ્ત્ર-વિધિ પ્રમાણે તે જીવતા હોય, તોપણ તે મરી ગએલા છે એમ સમજીને તેમની કુશ-મૂર્તિ બનાવીને બાળી દેવી જોઇએ અને તેમનું શ્રાદ્ધ કરવું જોઇએ, પરંતુ બહેન ! મને દૃઢ વિશ્વાસ છે કે તે હજી જીવતા છે, છતાં મારે વિધવાનો વેશ ધારણ કરવો જોઇએ, તે હું કોઇ પણ કાળે ધારણ કરવાની નથી, એટલામાટે મારે આજે મરવું જોઇએ. જો હું મરી જઉં, તો મને કોઈ એક બિંદુ માત્ર પણ આક્ષેપ આપી શકે નહિ. ફકત મારે એક દુઃખ છે, એક આક્ષેપ છે, તે એ કે મૃત્યુ આવ્યા પહેલાં મને તેમનો મેળાપ થશે નહિ ! મેં સ્રીનો અવતાર નકામો

ધારણ કર્યો છે. મારી સ્વામી-પૂજા અને સ્વામી-ભક્તિ એ પણ બધું નકામું છે. હવે હું તમને ફક્ત એટલો આગ્રહ કરૂં છું કે મારા મૃત્યુ પછી આ આશ્રમની વ્યવસ્થાનો સઘળો ભાર તમે કોઇ લાયક સ્ત્રીને માથે અર્પણ કરી દેજો."

વિમળા શું કહીને સવિતાસુંદરીને આશ્વાસન આપે? સવિતાનું દુઃખ જોઇને તેનું હૃદય ચિરાઇ જતું હતું. તેને પણ એક વખત તેના સ્વામીનો મેળાપ બાર વરસ સુધી નહિ થવાથી તેના સ્વામીની કુશ-મૂર્તિ બનાવીને બાળી દેવી જોઇએ, પરંતુ તેમ નહિ કર્યાથી તેના પિતાને દેશનો ત્યાગ કરવો પડયો હતો. કઠોર શાસ્ત્ર-વિધિ ઉપર તેને તિરસ્કાર આવ્યો. તે બોલી. "આપણા ઘરડાઓએ આવો કઠોર વિધિ શાંમાટે પ્રચલિત કર્યો હશે? વીસ વરસ પછી પણ કેટલાએ પાછા આવે છે, અને આપણા ધર્મ-શાસ્ત્રમાં ફક્ત બાર વર્ષની જ મુદત બાંધી, એ કેટલું બધું ખોટું કહેવાય?"

સવિતાસુંદરી બોલી: "બહેન! જો કદાચ મારા મૃત્યુ પછી તે પાછા આવે—હું ધારૂં છું કે જરૂર તે પાછા આવશે, કારણકે મારે માટે તે અજ્ઞાતવાસ ભોગવે છે, તેથી મારૂં મૃત્યુ થવાથી તેમને અજ્ઞાતવાસમાં રહેવાનું કારણ દૂર થઇ જશે, તે પાછા આવે ત્યારે તેમને કહેજો કે હુ અવિશ્વાસિની નથી, તેમના ચરણ સિવાય હુ બીજું કશું જાણતી નથી, મૃત્યુકાળે પણ એમનું નામ જપતાં જપતાં મેં દેહત્યાગ કર્યો છે, એમ તેમને તમે જરૂર કહેજો."

એમ બોલતાં બોલતાં સવિતાસુંદરીની આંખોમાંથી અશ્રુની ધારાઓ વહેવા લાગી. વિમળા પણ તેની સાથે રડવા લાગી. સવિતાસુંદરી પુનઃ બોલવા લાગી: "નકામા વહેમમાં પડીને તેમણે બહુ વ્યથા ભોગવી છે, અને વિનાઅપરાધે મને પણ બહુ વ્યથા આપી છે. તે હવે જાણશે કે સવિતા નિરપરાધી જ છે, ત્યારે તેમની વ્યથા સેંકડોગણી વૃદ્ધિ પામશે. તેમને સાન્ત્વના દેવાને કોઇ નથી, તેથી હું સુખેથી મરી શકતી નથી. જો શાસ્ત્ર-વિધિનું ઉલ્લંઘન કરી શકાય, તો હું તેમની રાહ જોઇ શકું, પરંતુ હું શાસ્ત્ર-વિધિનું પાલન કરવાને પણ અસમર્થ છું અને ઉલ્લંઘન પણ કરી શકુ તેમ નથી, તેટલા માટે હું એક દિવસ અગાઉથી મરવાને માટે તૈયાર થઇ રહું છું અને તેટલા માટે જ હું આજે મરીશ—આ પૃથ્વી ઉપર આજ મારો છેલ્લો દિવસ છે. મારા

સઘળા અપરાધ ક્ષમા કરવાનું તેમને કહેજો સ્ત્રીજન્મ ધારણ કરીને હું મારા પતિ–દેવતાને સુખી કરી શકી નહિ. શું કરૂં, મારૂં નસીબ જ તદ્દન વાંકું છે! મેં પૂર્વજન્મમાં કેટલાં પાપ કર્યા છે, તે કહી શકતી નથી. સાવિત્રીદેવીએ તેમના મૃત્યુ પામેલા પતિને પાછા મેળવ્યા હતા, પરંતુ હું અભાગિની મારા જીવતા પતિનો પણ મેળાપ કરી શકી નહિ. અરેરે! મારો જન્મ, કર્મ તથા સ્વામીપૂજા એ બધુ નકામુ ગયું."

સવિતાસુંદરી જે વખતે વિમળાની સાથે ઉપરની વાતચીત કરતી હતી, તે વખતે એક ગાડી શિશિરચંદ્રના સુરતને મકાને આવીને ઊભી રહી અને ગાડીમાંથી એક વ્યક્તિએ નીચે ઉતરીને અટ્ટાલિકામાં પ્રવેશ કર્યો. હરિસિંહ જમાદાર તે વખતે સવારનુ ખાણુ ખાઇને ખાટલા ઉપર બેસીને તુલસીકૃત રામાયણ વાંચતો હતો, તે અજાણ્યા માણસને દરવાજામાં પ્રવેશ કરતો જોઇને ખાટલા ઉપરથી એકદમ ઊભો થઇ ગયો અને રામાયણ વાંચવામાં અડચણ કરવા માટે વિરક્તિ દર્શાવતો કઠોર કંઠે બોલ્યો: "ક્યાં જાઓ છો શેઠજી? કોનું કામ છે?"

વાચક જનો જાણતા હશે કે આગંતુક શિશિરચંદ્ર પોતે જ છે, પરંતુ હરિસિંહ તેને ઓળખતો નથી, કારણકે શિશિરચંદ્ર ગયા પછી તે નોકરીમાં રહ્યો હતો. તે હવે જમાદાર થયો હતો, તેથી તેનો મિજાજ જરા કડક થયો હતો. હરિસિંહના પ્રશ્નના પ્રત્યુત્તરમાં શિશિરચંદ્ર બોલ્યો: "તમારૂં નામ શું?"

હરિસિંહ જમાદાર ગર્વથી છાતી ફુલાવીને બોલ્યો: "મારૂં નામ હરિસિંહ જમાદાર."

"ભૂપાલસિંહ ક્યાં છે?"

આગતુકના મુખેથી ભૂપાલસિંહનું નામ સાંભળીને હરિસિંહનો મિજાજ જરા નરમ પડયો. તે હવે પહેલાં કરતાં જરા નરમ સ્વરે બોલ્યો: "મોટા જમાદાર તો માજીની સાથે ગયા છે, શેઠજી!"

"તમારાં માજી અહીં નથી?"

"નાજી, માજી તો બહુ દિવસથી અહીં નથી તે આપ જાણતા નથી?"

"ના, હું ઘણા દિવસથી અહીં ન હતો, તમારાં માજી હાલમાં ક્યાં રહે છે?"

"જગન્નાથપુરીમાં–શ્રીક્ષેત્રમાં રહે છે."

"મકાનમાં કોઈ પુરૂષ છે?"

"નાજી, કોઇ પુરૂષ નથી, પરંતુ બુઢ્ઢા મહેતાજી મુકુન્દરાય છે."

"મુકુન્દરાય મહેતાજીને ખબર આપો કે હુ તેમની મુલાકાત લેવાને ઇચ્છુ છું."

"આવો, શેઠ સાહેબ, અંદર આવો." એમ કહીને હરિસિંહ આગળ ચાલ્યો અને શિશિરચન્દ્રે તેની પાછળ પાછળ આજ બાર વર્ષ પછી કોઇ આવનાર માણસની માફક તેના પોતાના મકાનમાં પ્રવેશ કર્યો. હરિસિંહે ઓરડાની અંદર જઇને તેને સમાચાર આપ્યા કે: "આપને કોઇ બોલાવે છે."

એ સમાચાર સાંભળીને મુકુન્દરાય બહાર આવીને બોલ્યો: "આપ ક્યાંથી આવો છો?"

"હું બહુ દૂરથી આવું છુ—મુકુન્દરાય! તમે પણ મને ઓળખી શકતા નથી?"

"ઓહ! શેઠ સાહેબ પધાર્યા, શેઠ સાહેબ પધાર્યા! ધન્ય છે પ્રભુજી!" એમ કહીને વૃદ્ધ મુકુન્દરાય શિશિરચન્દ્રના પગમાં પડી ગયો અને બે હાથે તેના ચરણની રજ લઇને તેણે પોતાને માથે ચડાવી. શિશિરચન્દ્રે વૃદ્ધને ઊભો કરીને પુછ્યું: "તમારાં માજી ક્યાં છે?"

"મારાં માજી તો બહુ દિવસથી અહીં રહેતાં નથી. તે જગન્નાથપુરીમાં રહે છે." એમ બોલીને મુકુન્દરાયે રડતાં રડતાં શિશિરચંદ્ર ન્હાસી ગયા પછીથી આજ બાર વર્ષ સુધીના સઘળા સમાચાર ટુંકામાં કહી સંભળાવ્યા. શિશિરચન્દ્ર તેની વાત સાંભળીને "મુકુન્દરાય, ત્યારે હું પણ જગન્નાથપુરી જઉ છું." એમ કહીને મુકુન્દરાયના પ્રત્યુત્તરની રાહ નહિ જોતાં બહાર આવીને તે ગાડીમાં બેઠો.

શિશિરચંદ્ર સુરતના સ્ટેશને આવીને સ્ટેશન માસ્તરને મોઢે માંગ્યા પૈસા આપીને સ્પેશિયલ ટ્રેનનો બન્દોબસ્ત કરીને જગન્નાથપુરી રવાના થયો. સવિતાસુંદરી જીવતી છે અને તે પુરીમાં સ્વામીનું મંદિર તથા અનાથાશ્રમ બંધાવીને તેમાં અનાથની માફક રહે છે. અહો! તેની સવિતા પાસેથી તે કેવી રીતે ક્ષમા માંગશે! તે વિના અપરાધે તેનો ત્યાગ કરીને ગયો હતો, હવે શું મોઢું લઇને તેની પાસેથી ક્ષમા માંગશે? આજ બાર વર્ષ પછી શું કહીને તે તેની સાથે સંભાષણ કરશે? સવિતાસુંદરી શું તેને ક્ષમા કરશે? તે શું ક્ષમાને યોગ્ય છે! ના, તે ક્ષમાને યોગ્ય નથી, તોપણ સવિતાસુંદરી માનવી નથી પણ દેવી છે, તે જરૂર તેના બધા અપરાધો ક્ષમા કરશે.

સુરત સ્ટેશનના સ્ટેશન માસ્તરની કૃપાથી તથા મોઢે માંગી ફી ભરવાથી સ્પેશિયલ ટ્રેન શિશિરચંદ્રને લઇને એકદમ ફુલસ્પીડે પૂર્વ દિશા તરફ દોડવા લાગી. સ્પેશિયલને માટે લાઇન ક્લીઅર રાખવાને માટે દરેક સ્ટેશને ટેલીગ્રામ કરવાની ફી પણ શિશિરચંદ્રે આપી હતી, તેથી તેની ગાડીની ગતિને કોઇ પણ ઠેકાણે અડચણ નડી નહિ. માત્ર એન્જીનમાં પાણી તથા કોલસા લેવા માટે કેટલેક સ્થળે તેની ગાડી થોભી હતી. રાત્રિના સાડા દસ વાગ્યાને સમયે શિશિરચંદ્ર પુરીના સ્ટેશને પહોંચી ગયો. ગાડીમાંથી નીચે ઉતરીને શિશિરચંદ્રે જોયું કે સ્ટેશનમાં અત્યારે કોઇ મનુષ્ય નથી. રાત્રે કોઈ ગાડી આવતી ન હતી અને કોઇ ગાડી પુરીથી છૂટતી પણ નહિ, તેથી સ્ટેશનમાં કોઇ ગાડી અથવા મનુષ્ય શિશિરચંદ્રના જોવામાં આવ્યું નહિ. તે પ્રથમ કોઇ દિવસ પુરી આવ્યો ન હતો, તેથી કઇ દિશામાં જવું, તે તે જાણતો ન હતો. સવિતાસુંદરીનું સ્વામીનું મંદિર તથા અનાથાશ્રમ કયાં આવ્યું, તે પણ તેના જાણવામાં કયાંથી હોય ? તે સ્ટેશનની રૂમમાં પ્રવેશ કરીને ટેલીગ્રાફ માસ્તર પ્રત્યે બોલ્યોઃ " માસ્તર સાહેબ, હું અત્યારે મોટી વિપત્તિમાં આવી પડયો છું. "

સ્પેશિયલ ટ્રેનમાં અત્યારે જે શેઠ આવ્યા, તે કોણ છે, તે જાણવાને માટે ટેલીગ્રાફ માસ્તરને પણ કુતૂહલ ઉત્પન્ન થયું હતું, પરંતુ તે હિંમત કરીને પોતાની મેળે તેની સાથે વાત-ચીત કરી શકયો ન હતો. અત્યારે તે સુયોગ પ્રાપ્ત થવાથી આગ્રહપૂર્વક તે બોલ્યોઃ " આપે શું કહ્યું ? "

શિશિરચંદ્ર બોલ્યોઃ " હું પ્રથમ કોઇ દિવસ પુરીમાં આવ્યો નથી, અને અહીં જે અનાથાશ્રમ તથા મંદિર બંધાવવામાં આવ્યાં છે, તે સ્થળે મારે જવું છે, તો આપ કૃપા કરીને મારી સાથે જો કોઇ માણસને મોકલો તો મોટો ઉપકાર થાય. "

" ઓહ ! આપને સવિતાસુંદરીના સ્વામીનું મંદિર જોવાને જવું છે? "

" જી હા. "

" બહુ સારૂં, જાઓ, જાઓ, દેવી-મૂર્તિના દર્શન કરીને તમારો જન્મ સફળ કરો. સાક્ષાત્ ભગવતી દેવી છે, તેમના દર્શન કરવાથી સર્વ પાપનો નાશ થઇ જાય તેવી તેની પવિત્ર મૂર્તિ છે. આજે ત્યાં કંગાલ લોકોને ભોજન કરાવે છે. સાધારણ રીતે કંગાલ ભોજન થાય

છે, તેવું આ ભોજન નથી; પરતુ આ ભોજન તો જેમ ભગવાનને બત્રીસ ભોજન ને છત્રીસ શાક ધરાવવામાં આવે છે, તેમ ચવ્ય એટલે ચાવીને ખાવાના અનેક પદાર્થો, ચોષ્ય એટલે ચૂસીને ખાવાના અનેક પદાર્થો, લેહ્ય એટલે ચાટીને ખાવાના અનેક પદાર્થો અને પેય એટલે પીવાના અનેક પદાર્થોથી કંગાલોને તૃપ્ત કરવામાં આવે છે. દર વર્ષે સાવિત્રી-વ્રતને દિવસે સ્વયં સાવિત્રીદેવી જાણે પોતે આવીને કગાલોને ભોજન કરાવીને સતુષ્ટ કરતાં ન હોય, તેમ સવિતાસુંદરી પોતે કંગાલોને જમાડે છે અને જમાડી રહ્યા પછી દરેક કગાલને એકેક નવું વસ્ત્ર અને એકેક રોકડો રૂપીઓ આપે છે. બહુ કંગાલો ભેગા થાય છે. અત્યારે ઘણું કરીને કગાલ-ભોજન સમાપ્ત થઇ ગયુ હશે."

"હા, તે સ્થળે મારે જવું છે, માટે કૃપા કરીને કોઇ એક માણસને મારી સાથે—"

"હા, હા, હમણાં હુ એક માણસને આપની સાથે મોકલું છું." એમ કહીને તાર-માસ્તર "જમાદાર, જમાદાર," કહીને બૂમો પાડવા લાગ્યો.

થોડી વારમાં જમાદાર આવીને બોલ્યો: "કેમ, શો હુકમ છે?"

તાર-બાબુ બોલ્યો: "આ ગૃહસ્થને સ્વામીને મદિરે લઇ જવા છે."

"ક્યાં જગન્નાથજીના મંદિરમા?"

"નહિ, નહિ, સમુદ્રતીરે જે મદિર તથા ધર્મશાળા હમણાં બધાઇને તૈયાર થયાં છે ત્યાં લઇ જવાના છે."

"ઓહ! ત્યારે તો માજીના મદિરમાં! જ્યાં એક ધર્મશાળા પણ તૈયાર થઇ છે ત્યાં?"

"હા, એ સવિતાસુંદરીના મદિરમાં."

"હા, સમજી ગયો. આવો શેઠજી આવો." એમ કહીને જમાદાર હાથમાં બત્તી લઇને આગળ ચાલ્યો. શિશિરચદ્ર તાર-બાબુને ધન્યવાદ આપીને જમાદારની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

શેઠજી સ્પેશિયલ ગાડીમાં આવ્યા છે અને માજીનું મદિર તથા ધર્મશાળા જોવા જાય છે, તેથી મને પણ સારી બક્ષિસ મળશે એમ જમાદાર મનમાં સંકલ્પવિકલ્પ કરતો જતો હતો.

કંગાલ ભોજન અત્યારે સમાપ્ત થઇ જવાથી કંગાલોનાં ટોળેટોળાં સવિતાસુંદરીને બે હાથ ઉંચા કરીને અનેક આશીર્વાદોનો વરસાદ વરસાવતાં વરસાવતાં મંદિરેથી પાછાં આવતાં હતાં. જમાદાર તથા

શિશિરચંદ્રને કંગાલોની ગિર્દીમાં ધીમે ધીમે ચાલવાની જરૂર પડી હતી. મંદિરની સામે આવીને આંગળીવડે મંદિર બતાવી આપીને જમાદાર બોલ્યો: "આ રહ્યું માજીનુ મંદિર, શેઠજી !"

શિશિરચંદ્રે ખિસ્સામાંથી બે રૂપીઆ કાઢીને જમાદારના હાથમાં આપીને કહ્યું: "હા, હવે તમે જાઓ."

બે રૂપીઆ લઇને જમાદાર ખુશ થતો સલામ કરીને સ્ટેશન તરફ પાછો ચાલતો થયો.

## પ્રકરણ ૨૯ મું.

### બાર વર્ષે વ્રતની પૂર્ણાહુતિ.

સાવિત્રી-વ્રતનું ઉદ્યાપન કરીને સવિતાસુંદરીએ બહુ પરિશ્રમ લઇને કંગાલોને જાતે ભોજન કરાવ્યું. કંગાલ-ભોજન સમાપ્ત થઇ રહ્યું એટલે સ્વામીની પૂજાને માટે તેણે સ્વામીના મંદિરમાં પ્રવેશ કર્યો. ભૂપાલસિંહ જમાદાર મંદિરના દરવાજામાં એક બેંચ ઉપર બેસીને અત્યારે દ્વારનું રક્ષણ કરે છે. જ્યારે પૂજા સમાપ્ત થઇ રહેશે, ત્યારે તે માજીને આશ્રમમાં પહોંચાડી આવશે. રોજ તે આ પ્રમાણે પહેરો ભરે છે. અન્ય દિવસે તો રાત્રે નવ વાગ્યાની અંદર પૂજા સમાપ્ત કરીને સવિતાસુંદરી આશ્રમમાં જતી રહે છે, પરંતુ આજે કંગાલ-ભોજન હોવાથી રાત્રિના દસ વાગ્યે તે સ્વામીની પૂજા કરવા મંદિરમાં આવી છે. સ્વામીની પૂજાને સમયે વિમળા અથવા હેમાંગિની સિવાય બીજું કોઇ મંદિરમાં પ્રવેશ કરી શકતું નહિ.

શિશિરચંદ્રે જ્યાં દરવાજામાં પ્રવેશ કર્યો, ત્યાં ભૂપાલસિંહ એકદમ બેંચ ઉપરથી ઊભો થઇ જઇ તેની સામે આવીને રસ્તો રોકીને ઊભો રહ્યો અને કઠોર સ્વરે બોલ્યો: "કયાં જાઓ છો ?"

"મંદિર જોવાને જાઉં છું." શિશિરચંદ્રે પ્રત્યુત્તર આપ્યો.

"અત્યારે માજી પૂજામાં છે—સવારે આવો."

"હું તમારાં માજીને મળવાને માંગું છું."

"મળવું હોય તો સવારે આવજો—રાતમાં તે મળી શકશે નહિ."

આ વખતે જરા ઉચ્ચ કંઠસ્વરે શિશિરચંદ્ર બોલ્યો: "ભૂપાલસિંહ,

મને તમે ઓળખી શકતા નથી? તમે મઝામાં છોને?"

કંઠસ્વર સાંભળીને ભૂપાલસિંહ એકાએક ચમકી ગયો. ઓહ! આ તો તેના માલીકનો કંઠસ્વર! આ સ્વર તેના સાંભળવામાં ક્યાંથી આવ્યો?! શું આ આગંતુક વ્યક્તિ તેનો માલિક છે? પરંતુ તેના મનમાં વિશ્વાસ આવ્યો નહિ, તેથી તે બોલ્યો: "હું રાત્રિને વખતે બરાબર સારી રીતે જોઇ શકતો નથી."

"બહુ સારૂં, સારી રીતે નજર કરીને જુઓ જોઇએ." એમ કહીને શિશિરચંદ્ર બત્તીના અજવાળામાં આવીને ઊભો રહ્યો. શિશિરચંદ્રને અજવાળામાં જોતાં જ ઓળખી જઇને "સલામ શેઠજી સાહેબ! મારી કસૂર માફ કરજો સાહેબ!" એમ બોલીને ભૂપાલસિંહે બે હાથ ઉંચા કરીને તેને પ્રણામ કર્યા.

શિશિરચંદ્રે તેની પીઠ થાબડીને કહ્યું: "તમારી કશી કસુર નથી, જમાદાર! મુકુન્દરાયની પાસેથી મેં સઘળા સમાચાર સાંભળ્યા છે; તમારૂં ઋણ કદિ વાળી શકાય તેમ નથી."

એમ કહીને શિશિરચંદ્રે મંદિરની અંદર પ્રવેશ કર્યો. ભૂપાલસિંહ બેચ ઉપર બેસીને આનંદનાં આંસુ પાડવા લાગ્યો.

મંદિરની અંદર પ્રવેશ કરીને શિશિરચંદ્રે શું જોયું?—અહો! તેની સજીવ મૂર્તિના પગમાં ઘુંટણમંડીએ પડીને મીંચેલી આંખો સહિત બન્ને હાથ જોડીને આ કોણ સ્તુતિ કરે છે? શું આ સવિતાસુંદરી છે! ના, એ સ્વર્ગની દેવી છે—પૃથ્વીની દેવી નહિ. ના, ના, આ તો સવિતાસુંદરી જ છે! અહો! મારી સવિતાસુંદરી, મારી પરિત્યાગ કરેલી સવિતા જ છે! અને આ મૂર્તિ કોની? અહો! આ તો મારી પોતાની જ મૂર્તિ છેને શું? અહો! પણ આ મૂર્તિ સજીવ કેમ દેખાય છે?! અરે વ્હાલી સવિતા! દુષ્ટનું કહેવું સાચું માનીને હું તારો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો. આ સાવિત્રીના ચરિત્રમાં મેં નકામો સંદેહ કર્યો હતો! ધિક્ છે મને! હવે હું શું બોલીને અત્યારે આ દેવીની સામે ઊભો રહું? શું કહીને હું તેની ક્ષમા માંગું? શિશિરચંદ્ર ધીમે ધીમે સવિતાસુંદરીની પાછળ આવીને સાંભળવા લાગ્યો.

સવિતાસુંદરી પ્રાર્થના કરે છે: "હે મારા સ્વામી! હે મારા પ્રભો! હે મારા હૃદયદેવતા! હે મારા હૃદયના આધાર! તમે ક્યાં છો?! તે સાવિત્રી-વ્રતના દિવસથી આજ બાર વર્ષો પૂરાં થયાં. આજ

તમારી આશામાં ને આશામાં પરાણે મારો દેહ મેં ટકાવી રાખ્યો છે, પરંતુ હવે ટકાવી રાખવાની મારામાં શક્તિ નથી. પ્રભો ! આજે મારૂં તે સાવિત્રી-વ્રત મે સમાપ્ત કર્યું છે, મારા જીવનનો પણ આજે છેલ્લો દિવસ છે ! તમે અત્યારે ક્યાં છો ? આવો, આવો, એક વાર આવીને મને તમારાં દર્શન દઇ જાઓ, એક વાર આવીને મારી મનકામના પૂર્ણ કરી જાઓ હવે વધારે વિલંબ કરો નહિ, જલદી આવો, આવો, ઝટ આવો ! "

શિશિરચંદ્ર હવે રહી શક્યો નહિ. આંખોમાં અશ્રુની ધારાઓ સહિત સવિતાસુંદરીની પાસે જઇને પાછળથી બે હાથે તેને ઉચકી લઇને ખોળામાં બેસાડીને દયાજનક કંઠે બોલ્યોઃ " સવિતા ! "

શિશિરચંદ્રે તેને શરીરે હાથ લગાવ્યો કે તુરત જ સવિતાસુંદરી જાણી ગઇ કે તેની પ્રાર્થના પૂર્ણ થઇ ગઈ છે. સ્વામી આવી પહોંચ્યા છે ! તે આંખો ઉઘાડીને બોલીઃ " તમે આવ્યા ! હવે મારૂં સાવિત્રી-વ્રત સાર્થક થયું ! "

શિશિરચંદ્ર ગદગદ કંઠે બોલ્યોઃ " સવિતા ! ઓ સવિતા ! મેં મહાપાપ કર્યું છે; તારી પાસેથી ક્ષમા માંગવાનો પણ મને અધિકાર નથી, હું ક્ષમાને અયોગ્ય છું; તું શું દયા કરીને તારા આ નિષ્ઠુર સ્વામીને ક્ષમા કરીશ, સવિતા ?! "

" એવું બોલીને મને અપરાધી કરશો નહિ; તમે મારા દેવ છો. દેવનો શો અપરાધ હોય ? મેં બાર વરસ સુધી તમારે માટે રાહ જોઇ; શા માટે, તે તમે જાણો છો ? મારા અંતરની એવી અભિલાષા હતી કે મૃત્યુ પામ્યા પહેલાં તમને કહી જાઉં કે હું અવિશ્વાસિની નથી,—તે મારી અભિલાષા હવે પૂર્ણ થઇ છે, કારણકે તમારો મેળાપ થયો છે. હવે મારા મનમાં કોઇ પ્રકારનું દુઃખ કે ક્ષોભ નથી. હવે તમે મને તમારા અંકમાં લઇને થોડી વાર બેસો. તમારા હૃદય ઉપર હવે મને થોડી વાર વિશ્રાન્તિ લેવા દ્યો. "

અશ્રુપૂર્ણ નયને શિશિરચંદ્ર સવિતાસુંદરીને અંકમાં લઇને બેઠો. તેની બન્ને આંખોમાંથી નીકળતી અશ્રુધારાઓ સવિતાના શરીર ઉપર પડવા લાગી. સવિતાસુંદરી પોતાના ચીરના છેડાવડે તેની આંખો લૂછી નાંખીને બોલીઃ " તમે રડો નહિ, મારે માટે તમે તમારી આંખોમાં બિલકુલ આંસુ લાવશો નહિ. હું અત્યંત ભાગ્યશાળી છું, કારણકે તમારા ખોળામાં મને સ્થાન મળ્યું છે; એના કરતાં સ્ત્રીઓને અધિક સૌભાગ્ય

બીજું કર્યું હોઇ શકે ? મારા હૃદયની જવાળા હવે તદ્દન બુઝાઈ ગઈ છે—મને હવે બહુ થાક લાગ્યો હોય એમ જણાય છે. હવે હું બોલી શકતી નથી. મને ઉંઘ આવે છે. આજ હું તમારા ખોળામાં બેસીને થોડી વાર ઉંઘ લઉં."

એમ કહીને સવિતાસુંદરી તેના સ્વામીના હૃદય ઉપર ઢળી પડી ! શિશિરચંદ્ર પ્રેમપૂર્ણ નેત્રે તેના સ્વર્ગીય સૌન્દર્ય તરફ જોઇ રહ્યો. સવિતાસુંદરીએ બહુ કષ્ટે ઉંઘથી ઘેરાતી તેની આંખો ઉઘાડીને એક વાર સ્વામીના મુખ સામે જોયું. તુરત જ પછી આંખો બંધ કરી દીધી. સવિતાસુંદરીની તે અલૌકિક દૃષ્ટિથી શિશિરચંદ્ર વિમુગ્ધ બની જઇને ધીમે ધીમે પત્નીને શરીરે હાથ ફેરવવા લાગ્યો.

કેટલીક ક્ષણ સુધી એ પ્રમાણે બેસી રહ્યા પછી શિશિરચંદ્રના મનમાં થયું કે જાણે સવિતાસુંદરીનું શરીર ધીમે ધીમે ઠંડું પડતું જાય છે; બ્હીકમાં તેનો અંતરાત્મા સૂકાઇ ગયો. તેણે સવિતાસુંદરીના હૃદય ઉપર હાથ અડકાડીને જોયું તો હૃદય નિશ્ચલ અને નિસ્પંદ જોવામાં આવ્યું ! સવિતાસુંદરી તેને છેતરીને પલાયન કરી ગઇ છે ? તે "સવિતા" કહીને આર્ત્તસ્વરે હૃદય ચીરાઈ જાય તેવી બૂમ પાડી ઉઠયો.

શિશિરચંદ્રે મંદિરમાં પ્રવેશ કર્યાને થોડી વાર થઇ એટલે ભૂપાલસિંહ બેંચ ઉપરથી ઊભો થઇને અનાથાશ્રમમાં ગયો અને વિમળા પ્રત્યે બોલ્યોઃ "મોટાં માજી ! શેઠ સાહેબ આવી ગયા."

વિમળા ચમકી જઇને બોલીઃ "કોણ શિશિરચંદ્ર ?"

"હા, માજી."

એ સમાચાર સાંભળીને વિમળા એકદમ આનંદમાં આવી જઇને મંદિરમાં દોડી ગઇ અને સવિતાસુંદરીને ખોળામાં લઇને શિશિરચંદ્રને બેઠેલો જોઇને ચિત્રામણમાં આલેખાઇ જાય તેમ તેમની પાછળ સ્તબ્ધ બનીને ઊભી રહી. કેટલીક ક્ષણ પછી શિશિરચંદ્રની મર્મભેદી બૂમ સાંભળીને તેણે પાસે આવીને સવિતાસુંદરીને શરીરે હાથ અડકાડી જોયો તો તેને પણ લાગ્યું કે સવિતાસુંદરીનું કદાચ મૃત્યુ થયું હોય ! તે રડવા લાગી ગઇ.

શિશિરચંદ્ર બે હાથે પત્નીને હૃદય સાથે પકડી રાખીને પથ્થરની મૂર્તિની માફક નિશ્ચલ અને નિસ્પંદ બનીને બેસી રહ્યો. શિશિરચંદ્રના આગમનની વાત અનાથાશ્રમમાં રહેતી બધી અનાથિની સ્ત્રીઓના

સાંભળવામાં આવી હતી. સવિતાસુંદરીની ભયજનક સ્થિતિના સમાચાર પણ બધી સ્ત્રીઓના સાંભળવામાં આવવાથી તે બધી અનાથિનીઓ મંદિરમાં દોડી આવી. વિમળાએ તેમાંની કેટલીકને પોતાની પાસે બોલાવી લઈને તેમની સહાયવડે સવિતાસુંદરીને શિશિરચંદ્રના ખોળામાંથી ઉચકી લઈને શિશિરચંદ્રની મૂર્તિના પગ પાસે સૂવરાવી. શિશિરચંદ્ર પત્નીના મુખની સામે જોઈને પ્રથમની માફક પત્થરની મૂર્તિની જેમ બેસી રહ્યો. કેટલીક વાર પછી લાંબો નિસાસો નાંખીને તે વિચાર કરવા લાગ્યો: "હું જ સવિતાસુંદરીનો હત્યાકારી છું. હું જો તેના પર ખોટો વહેમ ન લાવ્યો હોત અને ન્હાસી ન ગયો હોત, તો સવિતાને બાર વરસ સુધી આટલું બધું કષ્ટ સહન કરવું ન પડત અને આજ તેની આવી સ્થિતિ થાત નહિ મને જ્યારે એ ખોટો પત્ર મળ્યો, ત્યારે સુરત જઈને ખરા ખોટાની મેં તપાસ શામાટે કરી નહિ? સવિતા પરમ પવિત્રાત્મા પતિવ્રતા બાર વરસ સુધી અસહ્ય મનઃકષ્ટ વેઠી રહી, તેમાં મારો જ દોષ છે! નકામો સંદેહ લાવીને બાર વરસસુધી મે પણ મહાકષ્ટ વેઠ્યું, તે મારા પાપનો દંડ મને મળ્યો. હું જ્યાંસુધી જીવીશ, ત્યાંસુધી મારા આ દુઃખની જ્વાળા કદિ શાન્તિ પામશે નહિ. આ જ્વાળા એ શું મારા પપનો યોગ્ય દંડ હશે? ના, ના, મારા પાપનો યોગ્ય દંડ હોઇ શકે જ નહિ. હું મહાપાપિષ્ઠ છું, સ્ત્રીઘાતક છુ અને પતિવ્રતા સ્ત્રીને દુઃખી કરનારો છું, તેથી મને તો વધારે શિક્ષા થવી જોઇએ. હું સ્ત્રીને મારનારો, પત્નીને મારનારો, મહાપાપિષ્ઠ છુ. બાર વરસસુધી ધીમે ધીમે સવિતાના હૃદયમાં કાતિલ છુરીનો ઊંડો ઝખમ કરીને એક ટીપું લોહી બહાર કાઢ્યા વિના મેં છેવટે તેને મારી નાંખી છે! અરેરે! મારા આ પાપનું હવે કોઇ પણ રીતે પ્રાયશ્ચિત્ત થઇ શકે તેમ નથી. બસ, હવે તો સવિતાની સાથે મરવું અને એક જ ચિતામાં સાથે બળવું. એ સિવાય બીજો કશો ઉપાય નથી."

પરન્તુ સવિતા મરણ પામી નહોતી. પતિના આગમનના હર્ષને અતિ પ્રકટ સ્વરૂપમાં નહિ દર્શાવતાં, એ હર્ષને તેણે પોતાના હૃદયમાં જ શમાવી દીધો હતો અને હૃદય એ હર્ષના વેગને શમાવવા સમર્થ નહિ હોવાથી તે મૂર્છિત થઇ ગઇ હતી. હર્ષાવેગ શમાવવાની દુર્દમનીય તપશ્ચર્યાથી તેને આવેલી મુર્છાએ વિમળા, શિશિરચંદ્ર અને બીજાઓને મરણની આશંકામાં નાંખ્યાં હતાં: પરન્તુ થોડી વારે તેનામાં ચૈતન્ય આવ્યું. તેનું હૃદય પુનઃ નિયમિત રીતે ગતિમાં આવ્યુ અને સવિતાસુંદરી બેઠી

શ્ર્વ. તેને જોઇને **વિમળા** બોલી: " બહેન **સવિતા** ! હવે તમને સારૂં છે ? તમે આજ સવારનું કશું ખાધું નથી. વળી **શિશિરચંદ્ર** પણ ઘણી લાંબી મુસાફરી કરીને આવ્યા છે, તેથી તે પણ ભૂખ્યા થયા હશે, માટે હવે તમે બન્ને આશ્રમમાં ચાલો. રસોઇ તૈયાર છે, તેથી જમી લ્યો."

**સવિતાસુંદરીને** સહજ અશક્તિ જણાઇ, પરન્તુ સ્વામીના વદનપર નજર પડતાં શક્તિસંચાર થયો. તે ઊભી થઇને આગળ ચાલી. **શિશિરચંદ્ર** તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો અને બીજી બધી અનાથા સ્ત્રીઓ સૌની પાછળ પાછળ ધીમે પગલે ચાલીને બધાં આશ્રમમાં ગયાં. બીજી બધી સ્ત્રીઓએ ભોજન કર્યું હતું, ફક્ત **સવિતાસુંદરી** એક જ બાકી હતી. આજ બાર વર્ષે સાવિત્રી–વ્રતને દિવસે પોતાના પતિદેવતાને પ્રાપ્ત કરીને આનંદ પામતી **સવિતાસુંદરીએ** પતિને જમાડીને ભોજન કર્યું.

